# આ લખનારનાં પુસ્તકો:-

**ભક્તિજ્ઞાનના દાખલાનાં:-**

**૧ સ્વર્ગનું વિમાન.**
સ્હેલા સ્હેલા ૩૨૫ દાખલા,
પૃષ્ઠ ૩૯૦, રૂ. એક.

**૨ સ્વર્ગની કુંચી.**
ભજનપદ સાથે ૨૧૦ દાખલા,
પૃષ્ઠ ૪૨૫, રૂા. એક.

**૩ સ્વર્ગનો ખજાનો.**
વિસ્તારવાળા ૧૨૫ દાખલા,
પૃષ્ઠ ૩૯૦, રૂા. એક.

**૪ સ્વર્ગનાં રત્નો.**
જીજ્ઞાસુઓને ખાસ ઉપયોગી
૧૦૧ દાખલા, રૂા. એક.

**૫ સ્વર્ગની સડક.** છપાશે.
ઉંડા ખુલાસાના દાખલા રૂ. એક.

**ખાસ સ્રી ઉપયોગી:-**

**૬ સ્રીઓનું સ્વર્ગ.**
સ્રીઓએ વાંચવા લાયક,
પૃષ્ઠ ૪૪૦, રૂા. દોઢ.

**૭ સ્વર્ગની સુંદરીઓ.**
સ્રી ઉપયોગી નવું પુસ્તક, અનુકરણ કરવા યોગ્ય પાત્રોના વર્ણન સાથે, પૃષ્ઠ ૫૦૦,
રૂા. દોઢ.

**જમાનાને અનુસરતાં:-**

**૮ સંસારમાં સ્વર્ગ.**
વિદ્વાનોમાં વખણાએલું,
પૃષ્ઠ ૪૦૦, રૂા. દોઢ.

**૯ સાચું સ્વર્ગ.**
ખાસ વાંચવા લાયક,
પૃષ્ઠ ૬૨૫, રૂા. દોઢ.

**૧૦ સ્વર્ગની સીડી,**
ગીતાના મહાન સિદ્ધાંતો
સ્હેલી રીતે સમજાવેલા છે.
પૃષ્ઠ ૪૫૦, રૂા. દોઢ.

**૧૧ સ્વર્ગની જીંદગી.** થાય છે
**૧૨ સ્વર્ગના સંદેશા.** થાય છે.
**૧૩ બાળકોની વાતો ભા.૧લો**
**૧૪ નવાયુગનીવાતો ભા.૧લો**
**૧૫ નવાયુગનીવાતો ભા.૨જો**
**૧૬ નસીબ ફેરવવાની કુંચી**
**૧૭ આર્ય વિધવા.**
**૧૮ પ્રેમ પ્રેમ ને પ્રેમ.**
**૧૯ ના. શહેનશાહનું જીવન**
તેમાંથી લેવા જોઇતો બોધ.
દરેકનું પોષ્ટેજ વી. પી. જુદું.


**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર,**
હાથીબીલ્ડીંગ, કાલબાદેવી રોડ, મુંબઈ—૨.

# પ્રેમ પ્રેમ ને પ્રેમ.

લેખક અને પ્રકાશક
વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ઠે૦ કાલબાદેવી—મુંબઈ.

" બીર પેંડા પ્રેમકા નોખો કહાવે,
જાકો ભેદ હુ ભેદ ન પાવે,
પીરકી ભરી પ્રેમકી બતીયાં,
કાહુ કાહુ અરૂચિ ન આવે."

દયારામ.

આવૃત્તિ બીજી. પ્રત ૧૨૦૦.
સંવત ૧૯૬૯. સન ૧૯૧૩.
કિંમત રૂ. એક.

આ પુસ્તક મળવાનું ઠેકાણું:—

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.

ઠે. હાથીબીલ્ડીંગ, કાલબાદેવી રોડ—મુંબઈ.

તેમજ મુંબઈ અને બહારગામના જાણીતા બુકસેલરોને ત્યાંથી પણ મળશે.





અમદાવાદ.

ડાયમંડ જ્યુબિલી પ્રીન્ટીંગ પ્રેસમાં

પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# અર્પણપત્રિકા.

ઓ સ્વર્ગવાસી પ્રેમીલા

મહાત્મા કલાપી !

તું એમ સમજતો કે હું સનમને–માશુકને–ઈશ્વરને ઢુંઢવા માટેજ પેદા થયેલ્હું, અને ખરેખર એમજ હતું, તેથી તું ઇશ્કેમીજાજીમાંથી એટલે દુનિયાંદારીના માયીકપ્રેમમાંથી ઇશ્કેઇલાહીમાં એટલે ઈશ્વરીપ્રેમમાં જઈ શકતો હતો; એટલુંજ નહિ પણ એ રસ્તે ત્હારા હૃદયના પડદા ઉઘાડીને બીજા અનેક જણને તેં માયીકપ્રેમમાંથી ઈશ્વરીપ્રેમમાં જતાં શીખવેલું છે.

ઓ કલાપી ! તું ખરેખર કલાઓને પી જનાર હતો, એટલુંજ નહિ પણ કલાઓને પી જઇ તેનો અર્ક બનાવી તે અર્ક પાછો બહાર કહાડતાં તને આવડતું હતું, તેથી ત્હારી વાણીમાં મધુરતા છે. ત્હારાં કાવ્યોમાં સરલતા છે. ત્હારા લેખોમાં રસિકતા છે. ત્હારામાં થોડામાં ઘણું કહી દેવાની ખુબી છે. ત્હારામાં મર્મભેદકપણું છે. ત્હારી કૃતિમાં અનુપમ સૌંદર્ય છે. ત્હારા

જીવનમાં એક ઉંચા પ્રકારની મસ્તી છે. ત્હારામાં બીજાઓને ઘાયલ કરી નાંખવાનું બળ છે, અને ત્હારામાં કુદરતને–માશુકને નજર આગળ ખડી કરી દેવાની શક્તિ છે.

ઓ મહાભોગી છતાં પણ મહાયોગી સૂરસિંહ! ત્હારી આવી આવી ખુબીઓ મ્હારા હૃદયમાં રમી રહેવાથી ત્હારા ઉન્નત થએલા આત્માની આગળ આ ગરીબડું હૃદય સ્વાભાવિક રીતેજ ઝુકી પડે છે, અને ત્હારી સેવા કરવાનું મન થઇ જાય છે. પણ રાજા છતાં ફકીરી વૃત્તિમાં રહેનારા અને માશુક માટે તરફડતાં છતાં માશુકની ગોદમાં રહેનારા તથા ભરજુવાનીમાં ચાલ્યા ગએલા અભેદમાર્ગી મહાત્માને હું શું આપી શકું?

ઓ સુરતાની વાડીના મીઠા મોરલા! હું તને કાંઇ પણ આપી શકું તેમ નથી, પણ તને પ્રેમનાં પુષ્પો બહુ ગમતાં હતાં માટે મ્હારા સંતોષને ખાતર પ્રેમનાં પુષ્પોનો આ ગુચ્છો “ પ્રેમ પ્રેમ ને પ્રેમ ” તને અર્પણ કરતાં–ત્હારી સમાધિ ઉપર મૂકતાં મને બહુ આનંદ થાય છે.

મુંબઈ, વિક્ટોરિયા ગાર્ડન
૧૯૬૯ અખાત્રીજ
તા૦ ૯ મે ૧૯૧૩.

હું છું.
ત્હારા પ્રેમના અભેદમાર્ગમાં
ચાલવું શીખનાર
અમૃતલાલ સુંદરજી પઢિયાર,

જો ઇશ્ક ના તો શું ખુદા ? આલમ કરી તોયે ભલે !
જો ઇશ્ક ના તો શું જહાં ? એને ખુદા એ શું કરે ?
આ કારખાનું ઇશ્કનું જો જો તપાસી ખૂબ ખૂબ !
આ ખેલને આ ખેલનારો એક ન્હૂરે ઇશ્ક છે !

*　　　　*　　　　*

ક્યાંએ હશે જો કો ખુદા તો ઇશ્કનો બન્દો હશે ?
જો ઇશ્કથી જુદો થશે તો ઇશ્કથી હારી જશે !
જો હો ખુદા તો હો ભલે ! તેની હમોને શી તમા ?
છે ઇશ્કથી તો ના વડો જે ઇશ્ક મારૂં તાજ છે !

*　　　　*　　　　*

જે ઇશ્કનો બન્દો ઠર્યો તે છે ખુદાઇનો ખુદા !
ઓહો ખુદા શું ? લોક શું ? કે કોઇ તેને શું કરે ?

*　　　　*　　　　*

એ ઇશ્કની લાલી મહીં લાખો ખુદા ઘેલા બન્યા !
એ લાખમાંના એક પણ જૂહાજ કૈં ઘેલા હમે !

કલાપી.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

"ઔર પ્રસંગ ન લગે રૂચી, કીની અતિ મનુહારી"
"જેસી મનોહર માધુરી, લગે પ્રેમકી ગારી."
[ રસિક કવિ દયારામ કૃત સતસૈયામાંથી. ]

પ્રેમ શબ્દ સર્વને પ્રિય છે, પણ તેનું યથાર્થ રહસ્ય તો કોઈ સદ્ભાગ્યશાળી મહાત્માઓજ અનુભવી શકે છે. પ્રેમ બહુ ગુંચવણ વાળી બાબત છે, ઘણા લોકો તેને ખોટા રૂપમાં લઈ જાય છે માટે તેનું સત્ય સ્વરૂપ બતાવવાનો આ મારો પ્રયાસ છે. હું જાણું છુ કે, પ્રેમ બ્રહ્માંડ કરતાં મોટો છે અને મારી શક્તિ તો તેના પ્રમાણમાં અણું કરતાં પણ ન્હાની છે. પણ હું સત્ય–પવિત્ર પ્રેમનો જીજ્ઞાસુ છું, એટલે મારા અસંસ્કારી મનને શુદ્ધ પ્રેમ—ઉચતા તરફ દોરવા મથતાં હૃદયમાં ઘણી ઘણી ઊર્મિયો ઉછળી રહે છે, એ ઉછળતી ઊર્મિયોને તેમાંનો રસ ચૂસવા કાગળપર ટપકાવી લેવા મન થાય છે, એ ટપકાવેલી ઊર્મિયોનો સંગ્રહ પ્રેમનું સ્વરૂપ સમજવામાં ઉપયોગી થશે એવી શુભેચ્છાથી આ પુસ્તક પ્રકટ કરવાનુ હું સાહસ કરૂં છું.

પ્રાણી માત્રમાં નરજાતિ બીજી કોઈ પણ વસ્તુ કરતાં નારી-જાતિ તરફ સદાય ખાસ વિશેષતાથી ખેંચાએલી રહે છે, અને એજ પ્રમાણે નારીજાતિ નરજાતિ તરફ ખેંચાએલી રહે છે, એ ખેંચા-ણુજ સૃષ્ટિના પ્રવાહનું મુખ્ય મૂળ છે. પ્રેમના ઘણા પ્રસંગોનો ઉદ્ભવ એ આકર્ષણમાંથીજ થાય છે અને ઈશ્વરીપ્રેમને પણ એજ રસ્તે આગળ વધતાં પહોંચી શકાય છે. નારીજાતિની સહાયતા વિનાનો પ્રેમ ઉત્તમ વિરક્ત જ્ઞાનીઓ સિવાયના લોકોને લુખો પુખો ને કઠિન લાગે છે, માટે સ્ત્રી પુરૂષના પ્રેમ ઉપરજ આ લેખનો આરંભ કર્યો છે.

કોઈ પણ જાતના બંધન વિનાના પ્રેમને અમુક બંધન સ્વીકારીને લખવો, એ તેનું રહસ્ય દાબી નાંખવા બરોબર છે, એવી સમજથી આ પુસ્તકમાં કાંઈ પણ ક્રમ રાખવામાં આવ્યો નથી.

આ લેખ ક્રમ વિના લખવામાં આવેલો હોવાથીજ ગ્રંથમાંનાં આશક માશુક તે કોઈ અમુકજ દેશનાં, અમુકજ કાળનાં કે અમુકજ માણુસો નહિ હોવાથી તેમના જુદા જુદા પ્રસંગના જુદા જુદા ઉભરામાં કયાંઇ કયાંઇ વિરૂદ્ધતા, કયાંઈ કયાંઇ પુનરૂક્તિ, અને સ્થળાંતર જેવું દેખાશે, પણ એ સ્વાભાવિક છે, એટલે તાણી મચડીને તેમાં ફેરફાર કરવો, એ મને યોગ્ય લાગતું નથી.

પ્રેમીઓનાં અંતર્ગત હૃદયભાવનાનાં યદૃચ્છાકાવ્યોને–સ્વાભાવિક ચિત્રોને બીજાં ઘણાંએ નામ આપી શકાય, પણ આ લેખના આરંભથીજ મારા હૃદયમાં "પ્રેમ પ્રેમ ને પ્રેમ" એ નામ ઠસી ગયાથી એજ નામ મને પ્રિય લાગે છે. જોકે આ લેખના હેતુનો સ્ફુટ અર્થ એ નામમાં નથી, પણ આ લેખને જે કાંઈ નામ આપી શકાય તે બધાં નામના અર્થોનો સમાસ "પ્રેમ પ્રેમને પ્રેમ"માં છેજ.

માલીયા—હાટીના. તા૦ ૨૩–૧–૯૭.

**વૈદ્ય અમતલાલ સુંદરજી પઢિયાર.**

**ચોરવાડકર.**

તા૦ ક૦

આ પુસ્તક બહુ વખત પેહેલાં બહાર પડવું જોઇતું હતું, કારણ કે તે મેં ૧૮૯૫માં લખવું શરૂ કર્યું હતું, એટલે તેને હાલ નવ વર્ષ થઇ ગયાં છે. પણ આપણા બંધુઓમાં હજી જેટલી જોઇએ તેટલી પુસ્તકોની કદર ન હોવાથી તથા આ પુસ્તકને બહાર પાડવાનું માન રજવાડા તથા ગૃહસ્થોમાં જાણીતા અને માનીતા હિંદી જાદુગર પ્રોફેસર મી. ડી. એચ. દાવડા સાહેબના નશીબમાં હોવાથી તે આટલો બધો વખત અંધારામાં રહી ગયું છે.

આ છેલ્લાં આઠ વર્ષની અંદર અભ્યાસથી, સત્સંગથી, અને ઉમરના પ્રમાણમાં કુદરતી રીતેજ મારા વિચારોમાં ઘણો ફેરફાર થયો છે. પણ એ બધા વિચારો જો બતાવવા બેસું તો આ પુસ્તકમાંથી કેટલોક ભાગ નીકળી જાય, અને તેને બદલે એક નવુંજ પુસ્તક લખવું પડે. અને એ નવું પુસ્તક લખવા માટે વખત તથા પૈસા જોઇએ, તે હાલમાં મારી પાસે નથી, અને વળી હું એ કરતાં બીજાં વધારે સારાં ધર્મનાં કામોમાં રોકાએલો છું, માટે એ પુસ્તક આઠ વર્ષ ઉપર જેમ લખાયું છે તેમનું તેમજ છપાવ્યું છે. કારણ કે હું એમ સમજું છું કે, એવા હૃદયના ભાવો-એવા સ્વાભાવિક ઉભરાઓ અપ્રસિદ્ધ રહે તે કરતાં પ્રસિદ્ધ થાય તો સારૂં. જો પ્રસિદ્ધ થશે તો કોઇક પણ તેમાંથી વધારે ઉંડો રસ લેનાર નિકળી આવશે. અને એવા થોડાકજ સત્યપ્રેમને સમજવાવાળા નીકળે તોપણ લેખની સાર્થકતા છે.

આપણા દેશના વિદ્વાનોનો મોટો ભાગ હમેશાં કઠિન લખાણો-ને વધારે પસંદ કરે છે, કઠિનતામાં સ્વાભાવિક રીતેજ બુદ્ધિનાં ચાતુર્યને લીધે વિદ્વાનોને કાંઇક વધારે રસ આવે છે, પણ લોકરૂચિ હમેશાં સેહેલાઇ તરફ—સરળતા તરફ—સગવડતા તરફજ હોય છે, એ વાત તેઓ પોતાના રસને ખાતર ભૂલી જાય છે. એટલે આપણાં કઠિન લખાણો ચોકસ પ્રકારની કાંઇક ખાસ ચમત્કૃતિવાળાં તથા ઉત્તમ હોવા છતાં પણ ધારેલી અસર કરી શકતાં નથી. કારણ કે તેમાં જે સેહેલાઈ હોવી જોઇએ તે નહિ હોવાને લીધે ઘણા લોકો

તેનો છુટથી લાભ લઇ શકતા નથી, એટલે જનમંડળ ઉપર તેની જે અસર થવી જોઇએ તે થઇ શકતી નથી. કારણ કે વિદ્વાનોના પોતાના રસ સારૂ કરીને કાંઈ " લોકરૂચિ " કે જે સેહેલાઇ ને સગવડતા તરફ કુદરતી રીતેજ છે તે બદલાઇ જાય નહિ. તે તો હમેશાં સરલતાજ શોધવાની. જેમકે,

આપણે જાણીએ છીએ કે, આપણી દેશી દવાઓ બહુ ગુણકારી છે, બહુ સસ્તી કિંમતની છે, અને આપણી પ્રકૃતિને અનુકૂળ આવે તેવી છે. પણ જ્યારે તે વૈદ્ય પાસે લેવા જઇએ ત્યારે તે એવો ઉકાળો બતાવે કે, છપ્પન જાતની દવા શોધવા જવું જોઇએ, દોઢ મણ લાકડાં બાળવાં જોઇએ, સવા પહોર એટલે ખાસા પોણાચાર કલાક એ ઉકાળો બનાવવા પાછળ ખોટી થવું જોઇએ, અને એ છપ્પન જાતની દવા તથા ઉકાળાને લગતી સમજુતી મેળવવા સારૂ ચાર પાંચ વખત વૈદ્યને ઘેર ધક્કા ખાવા જોઇએ. આટલું કરીએ ત્યારે દવા પીવા મળે. હવે વિચાર કરો કે, હાલના પ્રવૃત્તિના સમયમાં, હાલના હાય હોયના વખતમાં એટલી ધીરજ લોકો રાખી શકે તેમ છે ? કહો કે નહિજ. અને અંગ્રેજીમાં પાસ થએલા ડાકતર પાસે જઇએ ત્યારે તુરતજ લેબલ મારેલી અને દવાનો કેટલો ભાગ લેવો, તેના કાપા પાડેલી તૈયાર બાટલી મળશે. હવે લોકો શું પસંદ કરશે? દેશી દવા કે વિલાયતી બાટલી ? આપણે એમ પણ જાણીએ છીએ કે અંગ્રેજી દવામાં ક્ષારો, એસીડો, અને સ્પીરીટ વગેરે લાગણી ઉશ્કેરનારાં તત્ત્વો વધારે વપરાય છે, અને તે ઠંડા મુલકની દવાઓ આપણા ગરમ મુલકમાં જુદીજ જાતના અહાર વિહારવાળાં તથા જુદીજ જાતની પ્રકૃતિવાળાં માણસોને બહુ માફક આવતી નથી, છતાં પણ તે વધારે વપરાય છે અને હજી વધારે વપરાશે. તેનું કારણ શું ? તેનું કારણ એજ કે એ દવા મળવાની સગવડતા. જનસ્વભાવજ એવો છે કે, લોકો ફાયદા કરતાં પણ સગવડતાની સામું વધારે જુએ છે, તેથીજ સગવડતા સારૂજ, પાણી કાઢતાં હાથ છોલાઈ જાય તેવાં રેઢીયાર સીંચણાઓને ખુણામાં ફેંકી દઇને આપણી ઓરડીમાં પાંચમે માળે

એની મેળે ચાલ્યું આવતું નળનું પાણી આપણે વાપરીએ છીએ. તેથીજ—સગવડતાને સારૂજ આપણે જાણતાં છતાં કેટલાક મલિન કર્મવાળા અનાર્યોની સાથે એક ગાડીમાં બેસીએ છીએ. આપણા ઘણાએ ગુરૂ મહારાજો વારે વારે કહે છે કે અંત્યજને અડાય નહિ, નળનું પાણી ખપે નહિ, અને વિલાયતી દવા પીએ તો વટલી જઇએ, પણ એ બધી બાબતોની સગવડતાની આગળ તેઓનું કે આપણું કાંઇ પણ ચાલતું નથી. ધર્મ પણ સગવડતાની આગળ ઢીલો પડી જાય છે. એટલું બધું સગવડતામાં ને સરલતામાં બળ છે. માટે ઉંચામાં ઉંચા વિચારોનો સૌ લોકો સેહેલાઇથી લાભ લઇ શકે તે સારૂ તેને સેહેલામાં સહેલા રૂપમાં લાવવા અમે ઇચ્છીએ છીએ. કારણ કે ધર્મના નિયમો, ધર્મનાં રહસ્યો અને ધર્મની ફરજો જેમ વધારે સેહેલા રૂપમાં હોય તેમ લોકો તેનો વધારે લાભ લઈ શકે, અને તોજ ધર્મ દુનિયામાં આગળ વધી શકે. માટે આપણા ઉત્તમ રહસ્યવાળા પવિત્ર ધર્મને સેહેલા રૂપમાં લાવવા સારૂ **"સંસારમાં સ્વર્ગ" "સ્વર્ગનું વિમાન" "સ્વર્ગની કુંચી"** અને **"સાચું સ્વર્ગ"** સેહેલી ભાષામાં લખવાની મેં ખાસ કાળજી રાખી છે. તેમજ વિશ્વવ્યાપી પ્રેમના, અભેદમાર્ગના, ભકિતભાવના, ભ્રાતૃભાવના, દંપતી સ્નેહના, ઉચા વિચારોને આ **"પ્રેમ પ્રેમ ને પ્રેમ"** માં સેહેલા રૂપમાં ઉતારવામાં આવ્યા છે. એમ કરતાં કેટલેક ઠેકાણે બહુ સ્થૂલરૂપ થયેલું છે, એ સ્થૂલરૂપ કેટલાક વિદ્વાનોને પસંદ પડશે નહિ એમ હું જાણું છું, પણ આશા રાખું છું કે મારા શુભ હેતુ તરફ જોઇને એવા ટીકાકારો સ્થૂલ અર્થ સામુ જોયા કરવામાંજ રહી જશે નહિ. એજ.

ચોરવાડ. તા૦ ૨૦–૯–૧૯૦૪

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.**

**ચોરવાડકર.**

# ચાલુ આવૃત્તિની પ્રસ્તાવના.



ગુજરાતી ભાષામાં પ્રેમનાં ઓરીજીનલ જે ગણ્યાં ગાંઠયાં પુસ્તકો છે તેમાં "પ્રેમ પ્રેમ ને પ્રેમ" ને ઉત્તમ સ્થાન મળેલું છે, એમ ઘણાએ વિદ્વાન બન્ધુઓના વિચારો જાણી મને આનંદ થાય છે.

આપણાં ભાઈ–બ્હેનોની રસવૃત્તિ ખીલવવા માટે આવી જાતનાં નવાં પુસ્તકોની હવે ગુજરાતને ખાસ જરૂર છે. કારણ કે કેળવણી વધતી જાય છે, એટલે રસિકતાની ને સૌંદર્યની ભાવના પણ જાગતી જાય છે. એ ભાવનાને ખીલવવા માટે ઉત્તમ પ્રકારના પ્રેમનાં ઓરી-જીનલ પુસ્તકોની જરૂર છે. તેથી મ્હારે ગુજરાતને તેવું પુસ્તક આપવું જોઇએ, તેને બદલે "પ્રેમ પ્રેમ ને પ્રેમ"ની આ બીજી આવૃત્તિ છપાવીનેજ સંતોષ માનવો પડે છે, તેનું કારણ કંઈ પ્રમાદ નથી, પણ વિચારોનો પ્રવાહ બદલાઈ ગયો એજ છે. કારણ કે મને યાદ છે કે,

સને ૧૮૯૬–૯૭ માં હું જ્યારે "પ્રેમ પ્રેમ ને પ્રેમ"નું પુસ્તક લખતો હતો ત્યારે પ્રેમનાજ વિચારોમાં મન રમ્યા કરતું હતું. એટલે એ વખતે પ્રેમના એટલા બધા ઉભરાઓ આવતા કે તે જોઇને હું બહુ અજબ થતો હતો; અને એ બધા ઉભરાઓને કેમ સાચવવા, કેમ ગોઠવવા તથા કેમ બહાર પાડવા, તેની મુશ્કેલી લાગતી હતી. કારણ કે હું જીરવી શકું ને નોંધી શકું એ કરતાં ઘણાજ વધારે ઉભરાઓ આવતા હતા. એટલે એ વખતે "પ્રેમ પ્રેમ ને પ્રેમ" જેવાં દશવીસ પુસ્તકો લખી નાંખવાં એમાં કંઇ મ્હોટી વાત નહોતી, પણ એ વખતે લખવાનાં કે છપાવવાનાં કંઇ પણ સાધનો નહોતાં, તેથી એ કામ રહી ગયું. એ પછી મ્હારા વિચારો બીજી દિશામાં બીજી જાતનાં પુસ્તકો લખવા તરફ વળ્યા, અને હવે તો તેમાંજ મન રોકાયલું રહે છે, એટલે "પ્રેમ પ્રેમ ને પ્રેમ"ની આ બીજી આવૃત્તિમાં

કાંઈ સુધારો વધારો થઇ શકયો નથી, પણ સત્તર વરસ ઉપર પ્રેમના ઉભરાઓની જે રૂપમાં નોંધ કરી હતી તેને તે રૂપમાંજ ફરીથી રજુ કરૂં છું.

"પ્રેમ પ્રેમ ને પ્રેમ"ની પહેલી આવૃત્તિ બે વરસ થયાં ખલાસ થઇ છે. પણ તેની માગણી ચાલુજ છે, તેથી આ બીજી આવૃત્તિ છપાવી છે.

આ બીજી આવૃત્તિમાં કાગળ, ટાઇપ, બાઇન્ડીંગ વગેરે પ્રથમના કરતાં ઘણું સારૂં થયું છે, અને તેમ છતાં તેની કિંમત પણ અગાઉના કરતાં સસ્તી રાખવાનું બની શક્યું છે, એ સંતોષની વાત છે.

આ જાતનાં પુસ્તકો હજી સાહિત્યના શોખીનોજ વાંચે છે, પણ સાધારણ લોકો તેનો લાભ લેતા નથી, તેથી તેઓની ઉંચી જાતની રસવૃત્તિઓ ખીલી શકતી નથી. અને હજી આપણા દેશમાં એવી જાતના લોકોજ ઘણા વધારે છે, માટે તેવા લોકોમાં આ જાતનાં પુસ્તકો વંચાવવાની ને ફેલાવવાની ખાસ જરૂર છે, અને એ દિશામાં ઘણું કામ થઇ શકે તેમ છે. માટે જેનાથી બની શકે તેણે આ જાતનું શુભ કામ કરવાની કોશીશ કરવી જોઇએ. કારણ કે એ પણ એક મ્હોટી સેવા છે. ઇશ્વરકૃપાથી એવી સેવા કરનારાં પ્રેમી ભાઈ-બ્હેનો નીકળે અને તેઓની ઘટતી મદદ મળે એમ ઇચ્છું છું.

પૂના:
તા. ૧૨ માર્ચ ૧૯૧૩
સં. ૧૯૬૯ ફાગણ સુદી ૫.

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર.
ચોરવાડકર.

# અનુક્રમણિકા.



# પ્રેમ પ્રેમ ને પ્રેમ.

"મહાત્માઓ કહે છે કે, દુનિયામાં સ્વર્ગનું કેંદ્ર પ્રેમ છે."

## સ્વાભાવિક આકર્ષણ.

આહા! આટલી બધી મીઠાશ! આટલી બધી સૌંદર્યતા! આટલો બધો આનંદ મને કેમ જણાય છે? હું તેને ઓળખતા નથી. તે પણ મને નહિ જાણતી હોય, છતા પણ હું તેની તરફ નહિ રોકી શકું તેવા ભાવથી કાં ખેંચાઉં છું? મારે ને તેને શું છે? કાંઈજ નહિ. મારી ઇચ્છા શું છે? કાંઈજ નહિ. મારી તેને દરકાર છે? જરાએ નહિ. મારે તેનાથી કાંઇ સ્વાર્થ સાધવાનો છે? બીલકુલ નહિ. તે અને હું મળી શકશું એવી ખાત્રી છે? મુદ્દલ આશા પણ નહિ. ત્યારે શું મારા મનમાં વિષયની લાગણી છે? કદી નહિ. ત્યારે હું તેને માટે કેમ તલપાપડ થાઉં છું? શા માટે હું લોખંડ જેવાને તે ચુંબક જેવી જણાય છે? શા માટે હું ચુંબકના સોયા જેવાને તે ધ્રુવ જેવી લાગે છે? તેનામાં જાદુપણું મનેજ લાગે છે કે બધાંને લાગે છે? તે પોતાના ગુપ્ત ઈલમની અસરથી બધાંને ખેંચતી હશે કે મનેજ ખેંચે છે? તે ખેંચે છે કે હું ખેંચાઉં છું?

માર મારના વરસાદથી તરબોળ થએલા મુસાફરના ઉપરના દેખાવ પ્રમાણે તરબોળ—દ્રવીભૂત કરેલું મારૂં અંતર, શિયાળાની રાતે ટાઢના સપાટાથી ટુંટીયું વાળી સાદડીપર પડેલી વિરહિણી સ્ત્રીની વિચાર વિનાની ઘડી જેવી થતી મારી અવસ્થા, તથા વૈશાખના તાપના ઉકળાટથી હવા વિનાની જગ્યામાં સુખાભિલાષી યુવાન ગર્ભશ્રીમંતને થતા તળવળાટ જેવી વખતે વખતે મારા મગજપર થતી અસર, એ બધું શું બાલવાળાં સુંવાળાં નાનાં બચ્ચાંના જેવી કોમળતા, કબૂતરની માદાના જેવું નિર્દોષપણું, ખીલતી વસંતના જેવું ઉછળતું સૌન્દર્ય અને અર્ધ ખુલેલી કળીના જેવું મીઠડું યૌવન, એ કરે છે કે તે (તેણી) કરે છે? (અર્થાત્ આત્માથી આત્મા ખેંચાય છે કે ભભકાથી લોભાઉં છું?) વ્યવહારિક સમજ અને સાચી નેકી જેને વારસામાં મળેલાં છે, જેની રીતભાતમાં સ્વાભાવિક અમીરી ખવાસ છે, જેની નરમાશ ભરેલી આંખ્યો દરેક ચીજ તરફ મીઠાશથી ફરે છે, હસવાને જેનું મ્હોં હંમેશ આતુર છે, જેને જોવાથી નાડીની ગતિ વધી જાય છે, જેનું બોલવું મધુર ગાયન કરતાં પણ વધુ મીઠાશ ભરેલું લાગે છે, જેના પ્રાસંગિક વાકયોમાં અલંકાર શાસ્ત્રો કરતાં વધારે રસ રહેલો છે, તથા જેના ચાલવાથી પડતાં પગલાંની સાથે મારી છાતી ધબકારો લે છે, તે રમ્ય મૂર્તિ—તે ભવ્ય કીર્તિ? હે વિભુ! તેં ક્યારે બનાવી? (વખત ક્યારે મળ્યો?) કાં બનાવી? તારી શ્રેષ્ઠતા બતાવવા? હે અંતર્યામી! તેને લાયક પાત્ર કયાં છે? કાચબાની ડોક સંકેલવાની કૃતિ જેવી અવયવો સંકેલવા ખીલવવાની જેનામાં કુદરતી કળા છે, જેની આંખના સ્વાભાવિક પલકારામાં મહાન કવિયો પણ ન વર્ણવી શકે, એવા ભાવો રહેલા છે, અને ઉભે ઉભે પગ હલાવવો, હોઠે આંગળી લગાડી ઉભવું, બંગડીને

આંગળી લગાડી તેની સામે જોઈ રહેવું, ઇત્યાદિ જેના સ્વાભાવિક ચાળામાં નહિ સમજાય તેવું સુખ રહેલું છે, તે રસિક યૌવના તરફ મને કોણ ખેંચે છે?

## સાધારણમાં વિશેષતા.

ચોખા વીણતાં આંગળામાં આવતી ઝડફ, પાણી ભરતાં ઘડો ઉપાડતી વખતનો મનોરંજક દેખાવ, રોટલી કરતાં વેલણ ફેરવવાની ચતુરાઈ, શણગાર સજતાં ટાપટીપ કરવાની જીજ્ઞાસા, છોકરાંને રમાડતાં અંતરનો ઉમળકો, અને બેનપણી સાથે વાત કરતાં તેના વરની યાદી આપી જરાક મધુર મશ્કરી કરી લેવાનો ઉભરો, ઇત્યાદિ ઇત્યાદિ તેની સાદી સાદી બાબતોમાં પણ મને આનંદ આનંદ કેમ દેખાય છે?

અરીસામાં જોતાં જરા મલકાઇ જતું મુખ, એકાંતમાં સખી સાથે બેશી બાલ હોળતાં, પોશાકમાં લાગી જતી જરા બેદરકારી તથા બોલવા ચાલવામાં કાંઈક વધુ લેવાતી છુટ, હાથ મોં ધોતાં લુંછતાં પ્રગટતો કોઇ એક પ્રકારનો હૃદય દ્રાવક ભાવ, અને વસ્ત્રાલંકાર સજી ઉરૂ સ્થળ, બાહુ અને પગ તરફ જોતાં ઉપજતા આનંદમાં લીન થતી જરા નીચું જોઇ નહિ જણાય તેમ આડી અવળી આંખ્યો ફેરવતી, શાંત પગલે, ધીમી ધ્યાન ખેંચતી ચાલે, અંતરમાં ઉછળતા જુદા જુદા ભાવને દાબી રાખી, શાંત બની ચેહેરા ઉપર છવાઇ રહેલા હાસ્ય સાથે ચાલી જતી આ સુંદરીની બધી સ્ત્રીઓની દરરોજની સાધરણ બાબતો જેવી બાબતો પણ મારૂં ખાસ વિશેષ ધ્યાન ખેંચનાર કેમ થઇ પડી છે?

પ્રભુની ખુબી તો જૂઓ! મેંદીવાળા હાથ જેવા શોભે છે, તેવાજ કામ કરતી વખત તેના છાણવાળા હાથ પણ શોભે છે.

જ્યેષ્ઠવર્ગ પાસેની તેની સભ્યતા જેવી પ્રિય લાગે છે, તેવુંજ સખી સાથેનું થોડું ઉચ્છૃંખલપણું પણ મધુર જણાય છે. વિચાર-યુક્ત મન, અસ્ફુટ હાસ્ય, તથા કાંઇક સંકોચ સાથે પતિના ખોળામાં પડેલી યાચના કરતી સુમધ્યા જેવી રમણીય લાગે છે, તેવીજ "ધર્મની જે." એમ બોલી બારણામાં ઉભેલા વિચિત્ર પોશાકવાળા બાવાના ખપ્પરમાં ચપટી ચોખા નાંખતી વખત પણ મધુર લાગે છે.

મંગળ વસ્ત્રાભૂષણ ધારણ કરી યૌવનના સ્વાભાવિક તન્મ-નાટ સાથે, ઢાંકી રાખેલ, તોપણ જરાક દેખાઇ જતા મદોન્મત્ત-પણા સાથે યુવતિયોના જુથમાં ચાલી જતી મંદ મંદ હાસ્ય ને ગાલે રતાશવાળી–મીઠાશવાળી, કોઇ કોઇ વખત ભરાઇ આવતાં માનવાળી માનિની જેવી મનોહર લાગે છે, તેવીજ નાહીને એક કપડે બારી પાસે આંગળાં વડે બાલ સરખા કરતી ઉભેલી, વિચાર વિનાની શાંત મૂર્તિ પણ ખુબસુરત દેખાય છે.

સ્નાન કરી રેશમી વસ્ત્ર પેહેરી ગંભીર ભાવ ધારણ કરી ભીના છુટા લાંબા બાલ ઓઢેલા વસ્ત્રમાંથી ડાબી બાજુ ખુલ્લા રાખી ખુણામાં પૂર્વ મુખે સાદડી પર હાથમાં ગીતાજીનો ગુટકો લઇ શુદ્ધ ધર્મભાવથી પાઠ કરતી બેઠેલી, કાંઇક સમજતી નહિ સમજતી, પવિત્ર આર્ય યોગિની જેવી કલ્યાણકારક લાગે છે, તેવીજ કઢી વઘારતી વખત તે સ્વાદિષ્ટ બનાવવાની કાળજી, અથાણું બનાવતાં તે નહિ બગડી જાય તેની ફીકર તથા પાપડ વણતાં બધી તરફથી એક સરખો બનાવવાની તેની ખાયશ, એ પણ આનંદદાયક જણાય છે.

વિદ્યાભિલાષીઓ ! આ શું છે? મને આમ કેમ થાય છે? સાધરણ બાબતોમાં કેમ વિશેષતા જણાય છે? ખામીઓમાં કેમ ખુબી લાગે છે? વ્યવહારિક બાબતોમાં ગૂઢ મનોહરતા

કેમ જોઉં છું? રોજની સાદી વાતચીતમાં અસાધારણતા કેમ જણાય છે? જે ચીજોની દરકાર કરતો નહિ, તેની આસક્તિ કાં લાગે છે? જે વિચારોને વજન આપતો નહિ, તેનો કેમ ગુલામ બન્યો છું? જે ભાવને સમજાવ્યા છતાં સમજતો નહિ તે આજે કેમ પ્રત્યક્ષ થાય છે? જે જે બાબતોને નજીવી સમજતો તેમાંજ મન ગુંથાયેલું કાં રહે છે? જે લેખને નિઃસાર માનતો તેમાંજ રહસ્ય રહેલું કેમ જોઉં છું? જે જગ્યાએ જવાની ઈચ્છા થતી નહિ ત્યાંજ કેમ ખેંચાઉં છું? અને જેને સાધારણ મનુષ્યજ સમજતો તેમાં દેવત્વ કેમ દેખાય છે?

## હું કાં બદલાઈ ગયો?

હાથ લાંબા થયા નથી, પગ ટુંકા થયા નથી, આંખો ત્રણ થઈ નથી, કાનની રચનામાં ફેરફાર થયો નથી, જીભ એની એજ છે, મન કાંઈ બે થયાં નથી, બુદ્ધિ મસ્તકમાંજ છે કાંઈ હાથમાં આવી નથી, અને આત્મા એનો એજ છે કાંઇ બદલાઈ ગયો નથી, ત્યારે હું કાં બદલાઈ ગયો? શું હું બદલાઈ ગયો છું? હા, લોકો કહે છે કે તમે બદલાઈ ગયા છો. લોકો કહે છે તેટલો તો નહિ પણ મને પણ વખતે એમ લાગે છે કે, મારામાં કાંઇક ફેરફાર થયો છે ખરો. મારામાં શું ફેરફાર થયો છે તે હું બરાબર સમજાવી શકીશ નહિ, તોપણ જણાવીશ કે, કોઇ કોઇ વખત હું કારણ વિના બેચેન બનું છું. નહિ સમજાય તેવો આનંદી બનું છું. મીઠડા મીઠડા વિચારોમાં ગુંથાએલો રહું છું. શારીરિક બધી ઇન્દ્રિયોમાં તેજસ્વીપણું દેખું છું. માનસિક શક્તિઓ થવી જોઇએ તે કરતાં વધારે જલદી—વધારે તીવ્રતાથી ઉત્કૃષ્ટ બનતી જાય છે. આત્મા કોઇ ભવ્યતા તરફ આકર્ષાએલો રહે છે, અને ટુંકામાં બીજાં વ્ય-

વહારિક માણસો કરતાં હું મને પોતાને કોઇ ઉચ્ચતા તરફ તણાતો જોઉં છું.

પ્રેમ ! પવિત્ર પ્રેમ ! સ્વર્ગીય પ્રેમ ! ! તારી અસર બહુ બળવાન છે. પ્રેમમાં જે લેહેજત છે, પ્રેમમાં જે રસ છે, પ્રેમમાં જે મીઠાશ છે, પ્રેમમાં જે નિશો છે, પ્રેમમાં જે આનંદ છે અને પ્રેમમાં જે શ્રેષ્ઠતાદિ છે, તે દુનિયાની કોઇ પણ વસ્તુમાં હું દેખતો નથી. વિચારોની ઐકયતા, મોટું દિલ, તીક્ષ્ણ લાગણી, શ્રેષ્ઠ થવાની કાળજી, પવિત્રતા, સહનશીલતા, સ્વાર્થત્યાગ, સ્વાત્માર્પણ, અને તન્મયતા જેટલાં પ્રેમમાં છે તેટલાં બીજે કયાં છે ?

## પ્રેમ અને અમૃત.

મને પૂછવા દો કે પ્રેમ અને અમૃત બેમાં શ્રેષ્ઠ શું ? દેવતાઓએ અમૃત પસંદ કર્યું તેઓ અમર થયા, મનુષ્યે પ્રેમને સ્વીકાર્યો, તેઓ મૃત્યુને શરણ રહ્યા. પરિણામ શું ? અમૃત અમુક વખત અમરજ રાખી શકે છે, પ્રેમ આપણને અનાદિ અનંત જ્યોતિમાં હંમેશને માટે મેળવી દે છે. હવે તમે કહો કે બેમાં શ્રેષ્ઠ શું ? અમૃત કે પ્રેમ ? પ્રેમ ! પ્રેમજ !

જ્યારે જોઉં ત્યારે નવી ને નવી ખુબસુરતી, જ્યારે જોઉં ત્યારે નવો ને નવો ભાવ, જ્યારે જોઉં ત્યારે નવું ને નવું મોહકપણું, જ્યારે સાંભળું ત્યારે નવા ને નવા ઉદ્ગાર, જ્યારે સાંભળું ત્યારે ઉંડો વિશ્વાસ ને ઉચ્ચ ભાવના, જ્યારે સાંભળું ત્યારે તમારા વડેજ હું છું એમજ, જ્યારે વિચારૂં ત્યારે અદ્ભુત રસમાં ડુબેલોજ, જ્યારે વિચારૂં ત્યારે નવીન નવીન ગુણો હાજરજ, જ્યારે વિચારૂં ત્યારે દુનિયાની સ્મૃતિ ભૂલેલોજ, આહા ! પ્રેમ ! પ્રેમ ! પ્રેમ ! બસ પ્રેમ, પ્રેમ ને પ્રેમજ !

જીંદગીનું કર્ત્તવ્યજ પ્રેમ. જીંદગીની સાર્થકતાજ પ્રેમ; પ્રેમ શબ્દ બોલવામાં પણ મને તો કોઇ અજબ જાતની મીઠાશ લાગે છે. અરે હું ઘેલો તો નથી થયો ? કોઇ ખ્યાલમાં તો નથી તણાતો ? કાંઇ સમજ પડતી નથી, બસ પ્રેમ, પ્રેમ, પ્રેમ ને પ્રેમ વિના બીજું કાંઇ નહિ. બંદાને તો પ્રેમ, પ્રેમને પ્રેમજ જોઇએ છે. પ્રભુ અમને પ્રેમ આપ.

## હાવભાવ.

અનભિજ્ઞને નહિ સમજાય તેવું જરાક કટાક્ષ, પ્રાસંગિક મધુર મશ્કરી અને અસ્ફુટ હાસ્યમાં જેમ ચિત્તવેધકપણું લાગે છે, તેમજ ડાબેલાં ડુસકાં, ધડકતી–સંકોચાતી છાતી, ધીમો નિઃશ્વાસ, ડળક દઇને પડતાં અશ્રુ અને લજવાતી લજવાતી નીચું જોઇ છેડા વડે લુંછતી આંખો, એ દેખાવ પણ ચોક્કસ પ્રકારના અલૌકિક ભાવવાળો જણાય છે.

પતિના એક પગ વડે આસ્તે આસ્તે ઝુલતી રમતી હીંડોળા-ખાટપર સામે બેસી મરકતી દાડમની કળી કહાડી આપતી પ્રગલ્ભા, પતિને રસમાં લીન થએલા અદ્ભૂત ભાવમાં તણાતો જોઇ મલકાઇ જતા મુખે અસ્ફુટરૂપ ગર્વથી ‘કળી કેવી છે ?’ એમ પૂછતી વખત જેવી પ્રિય–મધુર લાગે છે, તેવીજ બચ્ચાંનાં હાલરડાં ગાતી વખત, વાસણ માંજતી વખત પણ મનોવેધક જણાય છે.

નાજુક હાથથી, આંગળીઓની અજાયબ જેવી સીફતથી, બારીક ધ્યાન અને તોપણ કોઇ વખત દીસ્તી બેદરકારીથી, કુદરતી અને હંમેશના અભ્યાસથી આવેલી અજાયબ જેવી શક્તિથી, ફુરસદને વખતે પ્રસન્ન ચેહેરે ભરતી–ગુંથતી અને વખતે પ્રેમના વિચારથી સોય બાજુએ મૂકી ધડકતી છાતીએ

ડોકી જરા નીચી નમાવી, ડાઢીએ તર્જની લગાવી, અર્થ વિનાનું ધ્યાનયુક્ત નીચું જોઇ રહેલીને છુપાઇને જોઉં છું ત્યારે મને શી અસર થાય છે? મારા મનમાં શા શા ભાવ ઉદય થાય છે? તે તમે કેમ સમજી શકશો?

હું વારેવારે વિચાર કરૂં છું કે, લોકો શા માટે સ્વર્ગની ઇચ્છા કરે છે? પ્રેમના આનદ કરતાં શું સ્વર્ગનું સુખ વધારે છે? નહિજ. મારી ખાત્રી છે કે પ્રેમના સુખ કરતાં સ્વર્ગસુખ વધારે નથીજ. ખરા પ્રેમી ઇંદ્રના સ્વર્ગની યાચના કરતાજ નથી. તેઓનું સ્વર્ગ તેમના પ્રેમને ઝીલનાર પાત્રજ છે. જેઓ સત્ય પ્રેમમાં સમજતા નથી, તેઓજ બહારના સ્વર્ગની અપેક્ષા રાખે છે. પ્રેમીનું સ્વર્ગ તો તેમના હૃદયમાંજ હોય છે, અન્ય સ્વર્ગનો તેઓને અવકાશજ નથી. કારણ કે સ્વર્ગમાં પણ પ્રેમ વિના બીજું શું છે! અપ્સરાઓનો ઉપભોગ અને વૈભવ એજ જો સ્વર્ગમાં પણ હોય તો તે અમે આ દુનિયામાંજ કાં ન મેળવીએ? ભાઇઓ સ્વર્ગ કયાં છે? પ્રેમમાંજ સ્વર્ગ છે. બીજું સ્વર્ગ પ્રેમીઓને માટે નથી, અને જો કદાચ બીજું કોઈ સ્વર્ગ હોય તોપણ તે ખાસ પ્રેમીઓને માટેજ હોવું જોઇએ. પ્રેમ નહિ સમજનારને સ્વર્ગનો અધિકાર નથી. એ શ્રુતિ વચન છે.

## તેને જોયા પછી મારી સ્થિતિ.

ખીલીને ખરી ગએલાં ફૂલના જેવી, જુવારના ડુંડાં કાપી લીધા પછી ખેતરમાં ઉભેલા સૂકેલા સાંઠાના જેવી, ઔષધાલયમાં બીછાનાપર પડેલા વ્યાધિગ્રસ્ત અવ્યવસ્થિત મનના રોગીના જેવી, ગ્રીષ્મના તાપમાં પાણીની આશાએ ઝાંઝવાના જળ તરફ દોડી થાકી ગએલા મૃગના જેવી, અને વાછડાંને નહિ જોવાથી ગાભરી પડેલી ભાં, ભાં, કરતી ચકર વકર થએલી

પવિત્ર ગાયના જેવી, મારી દશા કાં થઇ પડી છે? તે મારા વિચાર ક્યાં સમજે છે? તેને મારી ક્યાં દરકાર છે? ત્યારે હું તેને માટે આકુળવ્યાકુળ કાં થઈ પડયો છું? શું પ્યાર એક તરફી હોતો હશે? ત્યારે દીલભર દીલ એ વાત ખોટી કે? મને કાંઈ સમજ પડતી નથી. કેમ સમજ પડે? કારણ કે હું તેને લગતા પ્રેમના વિચાર વિના બીજા વિચારમાં મગજ રોકી શકતો નથી.

શરત્પૂર્ણિમાના ચંદ્રમાં જે બહાર રહેલો છે, ખીલની વસંતમાં, ફુટતી કુમળી ટીશીઓમાં જે સૌંદર્ય રહેલું છે, ગ્રીષ્મના ઉકળાટમાં વખતે આવી જતી ઠંડી લેહેકીમાં જે મઝા રહેલી છે, પુખ્ત ઉમરે બહુવાટ જોવરાવ્યા પછી પ્રસવેલ પુત્રથી જેવો આનંદ થાય છે, અને નીચેથી અરધાં બળી ગએલાં ઘરના મજલા ઉપર લાંબા હાથ કરી ચીચીયારીઓ પાડતાં બારીમાં ઉભેલાં અનાથ બૈરાંઓને કોઇ બચાવે, તે વખત તેઓની જેવી સ્થિતિ થાય છે તેવી સ્થિતિનો વખતે વખતે મને કાં અનુભવ થાય છે? હમણાજ મને એમ કેમ થવા લાગ્યું?

પ્રેમ! પવિત્ર પ્રેમ! સ્વર્ગીય પ્રેમ! તારી અસર બહુ બળવાન છે, બહુ વિચિત્ર છે, બહુ બહોળા વિસ્તારની છે, બહુ આકર્ષણ શક્તિ વાળી છે, બહુ કઠિન છે અને તોપણ બહુજ મઝા આપનારી છે.

## પ્રેમની શક્તિ.

**પ્રેમમાં કેટલી જાતની શક્તિ છે, કેટલી સત્તા છે? તેનું વર્ણન અલ્પજ્ઞ મનુષ્ય કેમ કરી શકશે? આહા કુદરત! કુદરત! જ્યાંથી જોઉં ત્યાંથી સરખુંજ, જ્યાંથી વિચારૂં ત્યાંથી કલ્પના શક્તિની બહારજ, જ્યાંથી માપું ત્યાંથી છેડા વગર-**

ણુંજ, જ્યાંથી ખેંચું ત્યાંથી જ્યાંસુધી ખેંચી શકું ત્યાં સુધી લાંબુને લાંબુજ, જ્યાં કાપું ત્યાં ધોરી નસજ—મર્મસ્થાન જ, જ્યાંથી તોળું ત્યાંથી સામા છાબડામાં મૂકવા લાયક વજન વિનાનુંજ, જ્યાંથી તાવું ત્યાંથી શુદ્ધજ, જ્યાંથી જોઉં ત્યાંથી દૃષ્ટિમર્યાદાની બહારજ, જ્યાંથી સાંભળું ત્યાંથી મીઠડુંજ, અને કોઇ પણ કાળમાં, કોઇ પણ દેશમાં, કોઇ પણ જાતમાં, કોઇ પણ સ્થિતિમાં, આત્માને આકર્ષી રાખનારા—તન્મયતા અનુભવાવનારા આ પરમ પ્રેમતત્વને અમે વિષયના કીડા કેમ સમજી શકીએ? પ્રેમની કુદરતી અસરમાં ખેંચાયા છતાં, પ્રેમની સ્વાભાવિક લાગણી તરફ મસ્તક નમાવ્યા છતાં, પ્રેમની સહેજ છાયામાં ઉભા રહેવા છતાં અને પ્રેમને માટે બહુ બહુ સાંભળ્યા છતાં, અમો પ્રેમને સમજી શક્તા નથી. પ્રેમ! નિર્મળ પ્રેમ! અને ઈશ્વરને ઓળખાવનારા પ્રેમ! તું ક્યારે અમારી આગળ સ્ફુટ થશે? તું શા માટે અમારી આગળ ફુટ રહે છે? શું અમે પ્રેમને લાયક નથી?

## મને કોણ ખેંચે છે?

અરે મને કોઇ સમજાવશો? મને કોણ ખેંચે છે, ક્યાં ખેંચે છે? કાં ખેંચે છે? કાં ખેંચાઉ છું? સહવાસ ખેંચે છે કે ખુબસુરતી? યૌવન ખેંચે છે કે લાયકાત? સ્ત્રી પુરૂષ વચ્ચેનું કુદરતી આકર્ષણ ખેંચે છે કે દુનિયાદારીનો મોહ? સ્વાર્થ ખેંચે છે કે બંધુત્વ? ચકડોળે ચડતું મન ખેંચે છે કે નિર્મળ રહેવા ઇચ્છતો આત્મા? મને તે ખેંચે છે કે હું તેને ખેંચુ છું? એ કાંઇપણ હું સમજતો નથી. પ્રેમીકો! એ શિખર વિનાના ચઢાણને, પાર વિનાનાં ઉંડાણને, છેડા વિનાના રસ્તાને લીટી વિનાના કુંડાળાને બે ધ્રુવ છે, ઉત્તર ધ્રુવ તરફનો છેડો

પ્યાર ઝીલનાનારના હ્રદયમાં, અને દક્ષિણ ધ્રુવ તરફનો છેડો પ્યાર કરનારાના હ્રદયમાં રહે છે, બંને એક સરખા જોરથી, સરખા ભાવથી, સરખી દ્રઢતાથી, સરખી લીનતાથી, સરખી નરમાશથી, એકીકરપણે આત્માની શાંતિથી સામસામાં પ્રેમની દોરી ખેંચે છે. આહા ! કેવી મઝેની વાત ! કેવી સરસ ખુબી ! કેવી અજાયબી ! જેમ ખેંચે તેમ લાંબુ ને લાંબુજ ! ખેંચનાર જોઇએ. એમ ખેંચતે ખેંચતે છેવટ જગતની બહાર અનંત જ્યોતિમાં મળી શકશો અને જો દોરી તુટી તો લંબાઇ અને જોસના પ્રમાણમાં બન્ને જણાં પટકાઇ પડશો. પટકાઇ પડશો એટલેથીજ છુટકો નથી, તેથી આગળ બીજું કાંઇ વધારે વસમું છે; વાસના, કર્મબંધ અને ભવાટવી વિગેરે છે. ભાઇઓ પ્રેમની અસર જેમ મહાન છે તેમ તેનું પરિણામ પણ અસાધારણ છે. ચાલુ ખટપટી જમાનાની જ્ઞાતિબંધન આદિ કૃત્રિમ રૂઢીઓ, તત્ત્વહીન કેળવણી, સ્વાર્થી પિશાચી લગ્ન, સુકાન વિનાના નાવ જેવી ધર્મસ્થિતિ અને નહિ જોઇએ એટલી બધી પ્રવૃત્તિના સમયમાં ઠામઠામ રચાએલા છટકામાંથી બચી આપણે પ્રાચીન મહર્ષિયોએ શિરોગ્રસ્મ કરેલા પવિત્ર, શ્રેયસ્કર પ્રેમ તરફ કેમ પહોંચી શકશું ? પ્રભુ અમને પ્રેમ કરતાં શિખવ.

## પ્રેમ ને ભક્તિ.

ભક્તિ ! આત્માને મુક્તિ આપનારી ભક્તિ ! ભાઇઓ ! ભક્તિની શક્તિ બહુ મોટીછે. ભક્તિ આપણને દુર્ઘટ દુસ્તર જગતની બહાર અનંતતામાં લઇ જઇ અનિર્વચનીય મહાન શક્તિમાં ભેળી શકે છે. ભક્તિની શક્તિ એટલી મોટી છે તોપણ તે પ્રેમના જેવી જબરદસ્ત નથી. પ્રેમ ભક્તિને ઉપજાવે છે, પ્રેમની આગળ ભક્તિ નમે છે. પ્રેમની બાજુમાં ભક્તિ રહે છે. પ્રેમની ઉગ્ર જ્યોતિ આગળ

ભક્તિની શાંત પ્રભા ઝાંખી લાગે છે. પ્રેમની નહિ રોકી શકાય એવી વિચિત્ર અસરો પાસે ભક્તિની શાંત–મંદ અસર નિસ્તેજ દીસે છે. પ્રેમની મોહક ભૂલભૂલામણીમાં ભક્તિનો સાદો માર્ગ ધ્યાન ખેંચનાર લાગતો નથી. પ્રેમનો રસ્તો લીસો, ચકચકતો, અને ઢળતો દેખાય છે, ત્યારે ભક્તિનો રસ્તો પ્રથમથીજ ઢોળાવદાર દીસે છે. ભક્તિના ઉદય કરતાં પ્રેમનો ઉદય બહુ જલદી–બહુ સહેલાઈથી થઈ શકે છે, ભક્તિ બહુ થોડાંને પોતાની તરફ ખેંચી શકે છે, પણ પ્રેમની ઉપલક છાયામાં પ્રાણી માત્ર આવી જાય છે. મન ભક્તિથી કંટાળે છે પણ પ્રેમને ચાહે છે. ભક્તિથી પ્રેમ ઉત્પન્ન થાય છે, પણ તે હું વર્ણવું છું તેવો નહિ; અને પ્રેમથી જે ભક્તિ ઉત્પન્ન થાય છે, તે તો હું ભક્તિની શક્તિ બતાવું છું તે કરતાં ઘણી શ્રેષ્ઠ પ્રતિની હોય છે, પ્રેમ એવો મોહક છે તોપણ તે સહેલો નથી. પ્રેમ જોખમી છે, પ્રેમમાં સાહસ છે, પ્રેમમાં તેજસ્વિતા છે, તે કુદરતી છે, તોપણ ભક્તિમાં પાછા પડીએ તો જેટલું ખોવાનું છે, તે કરતાં પ્રેમમાં પાછા પડીએ તો વધારે ખોવાનું છે. હું કબુલ કરીશ કે પ્રેમના ઢળતા લીસા ચકચકતા રસ્તા કરતાં ભક્તિનો એક સરખો ઢોળાવદાર, માર્ગ વધુ સલામતી ભરેલો છે. હવે હું કોને પસંદ કરૂં? પ્રેમને કે ભક્તિને? અરે હું ભૂલું છું. પ્રેમ વિના ભક્તિ ઉદ્ભવેજ કેમ? પ્રેમ વિના ભક્તિ વધેજ કેમ? પ્રેમ વિના ભક્તિ નભેજ કેમ? પ્રેમ વિના ભક્તિની મહત્તા સમજાયજ કેમ? અને પ્રેમ વિના ભક્તિ રસમય લાગેજ કેમ? જ્યાં જાઓ ને જ્યાં જુઓ ત્યાં પ્રેમ તો ખરોજ. પ્રેમ વિનાનું બધું લુખું, સુકું ને ફીકું. પ્રેમ વિના બધું પોલું ને પોલું, પ્રેમ વિનાનું બધું ગોલું ને ખોલું અને પ્રેમજ ભાનું. બીજું બધું ન્હાનું ને ન્હાનુંજ.

## પ્રેમની વિચિત્રતા.

પ્રેમ વિચિત્ર તો ખરોજ. તેમાં ઉલટી સુલટી અસરો બહુ છે. જે ચીજ ઠંડી આપનારી છે, તેજ ચીજ ગરમી આપનારી થાય છે. જેમાં સુખ છે, તેમાંજ દુઃખ લાગે છે. જેમાં હસવાનું છે, તેમાં રડવું આવે છે, જેમાં હદ બહારપણું છે તેમાંજ થોડાપણું લાગે છે. જેમાં દુનિયાની નજરે ગેરવાજબીપણું છે તેમાંજ વાજબીપણું જણાય છે. જે નાનું છે તે મોટું જણાય છે. જેમાં જોખમ છે તેમાંજ રમુજ જણાય છે. જે ખરૂં સાહસ છે તે કાંઇ નહિ એવું લાગે છે. જે નજીવું છે તે મહાન જણાય છે. જે દૂર છે તેને પાસે જોઉં છું. જેનો બીજાઓ અનાદર કરે, તેને માન્ય કરૂં છું. જેની દરકાર ન રાખીએ તેવી ચીજોને માટે મરી પડું છું. જેમાં બીજાઓ કાંઇ નહિ જોઇ શકે, તેમાં હું અદ્ભૂતતા જોઉં છું, આહાઃ પ્રેમ ! પ્રેમ ! પ્રેમની વાત જુદીજ છે. પ્રેમીના દીલની મોટાઇ, પ્રેમીના હૃદયની રસજ્ઞતા, પ્રેમીના મનના ઉભરા, પ્રમીના મનની ઘેલછા, પ્રેમીની કલ્પનાની બુલદતા, પ્રેમીના બાહુનું જોર, પ્રેમીના મનની હિંમત, પ્રેમીની સ્વાર્થત્યાગની વૃત્તિ, પ્રેમીના હૃદયની ઉત્સુકતા, પ્રેમીના હૃદયની દ્રઢતા, પ્રેમીના સંકલ્પનું જોર, પ્રેમીની તર્કશક્તિનું પ્રાબલ્ય, પ્રેમીની બુદ્ધિની તેજસ્વિતા, પ્રેમીની શક્તિનો જોસ, પ્રેમીના સ્નેહનો ઉછાળો, પ્રેમીના મોહનો બંધ, પ્રેમીના હૃદયની ભક્તિ, પ્રેમીનાં જીગરનો વિશ્વાસ, પ્રેમીના હૃદયનો માનસિક આનંદ અને પ્રેમીની કુદરતી પ્રફુલ્લતા સ્વર્ગમાં પણ કયાં છે ? પ્રભુએ પ્રાણીઓમાં પ્રેમ નહીં મૂકયો હોત તો હાય હાય આપણી હાલત કેવી હોત ? પ્રેમ એ ઈશ્વરની મહાન ખુબી છે—મહાન ઉપકાર છે. મનુષ્યો જયાં સુધી પ્રેમ નહિ સમજે ત્યાં સુધી ઇશ્વરને કેમ સમજશે ? ભાઇઓ ! પ્રેમનું રહસ્ય સમજો. પ્રેમ કરતાં શીખો.

## મીઠા મીઠા વિચારો.

મને તો હજુ કાંઇક વધારે વધારે ને વધારેજ જોઇએ છે. શું વધારે જોઇએ છે, તે હું સમજતો નથી. મને કવિતા કરતાં આવડતી નથી, હું કવિતા કરતો નથી પણ મારા મન-માંથી સ્વાભાવિક કવિતાના કોંટા ફુટયાજ જાય છે. અજાણતાં અજાણતાં કલ્પનાના ઉભરા સ્ફુર્યાજ જાય છે. એ ઉભરા ઉઠા-વવા માટે મને કાંઇ પરિશ્રમ કરવો પડતો નથી. એ અંકુરોને ખીલવવા હું તજવીજ પણ કરતો નથી. તેમ છતાં પણ કોઈ કોઈ વખત એવા મજેના બુલંદ વિચાર આવી જાય છે કે તેની લેહેરમાં હું ખુશીથી તણાતો જાઉં છું. એ વિચાર માત્ર ભ્રાંતિ હોય તોપણ પ્રત્યક્ષ થાય છે. ઠગારા હોય તોપણ મીઠા લાગે છે. સાધારણ હોય તોપણ ઉત્કૃષ્ટ જણાય છે. ચવાઇને ચુંથાઇ ગએલા જુના ખખ હોય તોપણ નવીન લાગે છે. આહાઃ એ મીઠા મીઠા વિચારો મનેજ આવે છે કે બધા પ્રેમીઓને આવતા હશે? દુનિયાંની બધી વસ્તુઓમાં હું તો પ્રેમનેજ જોઉં છું; સંસાર મને પ્રેમમયજ લાગે છે. અહાઃ પ્રેમ! પ્રેમ! જ્યાં જોઉં ત્યાં પ્રેમ! જ્યાં વિચારૂં ત્યાં પ્રેમ! જ્યાં સાંભળું ત્યાં પ્રેમ! ધર્મ પુસ્તક વાંચવા લઉં તો તેમાં પણ પ્રેમ! તમે માનશો કે? રસાયન શાસ્ત્ર જોઉં તો તેમાં પણ પ્રેમ! ઇતિહાસમાં પણ પ્રેમ! ગણિતમાં પ્રેમ! ભૂગોળમાં પ્રેમ! ખગોળમાં પ્રેમ! પશુઓમાં પ્રેમ! પંખીઓમાં પ્રેમ! ઝાડમાં પ્રેમ! વરસાદમાં પ્રેમ! પહાડોમાં પ્રેમ! તારામંડળમાં પ્રેમ! જ્યાં દ્રષ્ટિ પડે ત્યાં પ્રેમનાંજ ચિત્ર! પ્રેમનાજ ઉભરા અને પ્રેમનીજ કલ્પના! મને તો જગતમાં પ્રેમ વિના બીજું કાંઇ મળતુંજ નથી. મારી કલ્પના તો વૈરાગમાં પણ પ્રેમ જુવે છે. રાખ ચોળેલાઓમાં પણ અંતર પ્રેમનાં દર્શન કરે છે. ભગવાં પેહેરેલાંમાં પણ પ્રેમને

લપાઈ રહેલો જુએ છે. ભલે તમે મને નીચ કહો, પણ હું તો સ્મશાનના દ્વારમાં, મુડદાંની રાખોડીમાં, અને ચિતાના ધૂમમાં પણ પવિત્ર પ્રેમની જ્યોતિ કોઈ કોઈ વાર જોઉં છું. બધી જગ્યાએ હું પ્રેમનેજ જોઉં છું પણ એટલાથીજ તૃપ્ત થતો નથી. કલ્પનાએ સ્વીકારેલા પ્રેમથીજ બસ નથી. પણ મારી બધી વસ્તુઓમાં મારી પ્યારીનો હાથ, વિચાર કે ગળગળાપણું હોવુંજ જોઈએ, એમ હોય તોજ તે મને પ્રિય લાગે, તોજ મારી પ્રેમાળ લાગણીને કાંઈક તૃપ્તિ મળે, તો જ મારો પ્રેમ કાંઈક સાર્થક થએલો ગણાય. તમે મને પ્રેમઘેલાને પૂછશો કે, દરેક વસ્તુમાં એમ કેવી રીતે બની શકે? ભાઈઓ! ત મારો એ પ્રશ્ન ખરો છે, પણ તે તમારા જેવાઓ માટે છે, મારા જેવા મસ્ત પ્રેમઘેલાઓ માટે નહિ. રામની અનન્ય ભક્તિ માટે અયોધ્યામાં આવ્યા પછી ઇનામ તરીકે વિભીષણે હનુમાનને અમૂલ્ય રત્નની માળા ભેટ આપી, ત્યારે હનુમાને તે માળામાંથી એક એક રત્ન કહાડી ફોડીને ફેંકી દેવા માંડયું, તે જોઈ વિભીષણ મશ્કરી કરી બોલ્યો કે; વાંદરાની જાતને રત્નની કિંમતની શી ખબર? ત્યારે હનુમાને કહ્યું કે; રામ વિનાની વસ્તુ મને શું કામની? વિભીષણે હસીને કહ્યું કે, ત્યારે તો તારા હૃદયમાં પણ રામ હશે? એ સાંભળીને હનુમાને પોતાની છાતી ચીરી નાંખી, રૂંવે રૂંવે રામ બતાવી, વિભીષણને અજબ કર્યો. ભાઈઓ! ખરા પ્રેમીઓ એવાજ હોય છે.

## પ્રેમનાં સ્વાભાવિક ચિત્રો.

પ્રથમ પ્રેમનાં પેહેલાં પગલાંની, પેહેલી મુલાકાતના દેખાવની, પ્રિતમપર પ્રથમ પત્ર લખતાં ધ્રુજી જતી કલમની, અકસ્માત પ્રથમ મળેલી બંનેની આંખોની, હાથમાંનું કામ છોડી

હોઠપર આંગળી મૂકી વિચારમાં પડી ગએલી અવસ્થાની, રીસાએલા પ્રીતમની સખી પાસે મરમમાં વાત કરતી વખતની, ભરાએલાં માન વખતે ચ્હડેલી ભ્રમરની, તૃપ્ત થયા પછી શિથિલ થએલા અવયવની, બ્હારગામ જવા પ્રીતમ રજા માગે તે વખતની આનાકાનીની, ઇચ્છેલાં સુખમાં કાંઇ ભંગાણ પડે તે વખતની, શરદનો ચંદ્ર બન્નેનાં મુખ ચુંબતો હોય તે વખતની, વસંતનો વાયુ બગીચામાં ફરતી રસિકાનાં કપડાં ઉડાવતો હોય તે વખતની, શ્રાવણનાં સરવડાંમાં સહેજ ભીંજાતી ચાલી આવતી પ્રિયતમાને પતિ બારીમાંથી નિહાળતો હોય તે વખતની, ઉન્હાળામાં બોટમાં બેશી ફરતાં મોટો મોજો આવતાં દેગી પતિના પડખામાં ભરાતી જાય તે વખતની, બગીચાના હોજની પાળપરનાં ઝાડનાં ફુલ સાથે ઉછળતાં નાનાં બચ્ચાંને રમાડતીનો પડછાયો હોજના પાણીમાં પતિ જોઈ રહ્યા હોય તે વખતની, એક આચ્છું વસ્ત્ર પેહેરી ચોળી મસળીને સ્નાન કરતી સુન્દરીને પ્રીતમ છુપાઇને જોઇ રહ્યો હોય તે વખતની, અર્ધ ઉંઘતાં પતિને બહુવાર નિહાળી ઉછળતા પ્યારથી આરતથી ચુંબન કરતાં, જાગી ઉઠતા પતિને આંખ સાથે પોતાની આંખ મળતાં હર્ષથી ડબાઇ જઇ શરમાઇ—સંકોચાઇ નીચું જોઈ જાય તે વખતની, પતિને પીરસતાં તેની આનાકાની છતાં કોઈ સારી વસ્તુ લાડથી કાંઇક રમુજી શબ્દો સાથે પાત્રમાં મૂકી દેય એટલે પેલો કાંઇક સખ્તાઇ તથા મીઠાશથી તેની સામું જોઇ રહે અને પેલી ખુશી થતી સ્મિતહાસ્ય સાથે પોતાનું કામ કર્યા કરે તે વખતની, અને એવીજ બીજી હજારો કવિતા અને ચિત્રો અમને જોઇએ છે. એવાં ચિત્રો દરરોજ ઘણાંએ મને પ્રત્યક્ષ થાય છે, મારી નજરમાં રમ્યા કરે છે, મારા હૃદયમાં નાચ્યા કરે છે, મારા મનમાં ભમ્યા કરે છે, એ

ચિત્રોથી જીંદગીની મીઠાશ જળવાઇ રહે છે, એ કાવ્યોથી રસજ્ઞતા વધતી જાય છે, એ ચિત્રોથી કુદરત પ્રત્યક્ષ થતી જાય છે, એ યદૃચ્છા કાવ્યથી સ્વર્ગીય આનંદ અનુભવાય છે, એ સ્વાભાવિક રીતે સ્ફુરી રહેતાં અધુરાં અધુરાં પણ મધુરાં મધુરાં કાવ્યથી, અલંકાર શાસ્રો અને રસ શાસ્રોથી જે ન શીખાય–ન સમજાય તે પ્રત્યક્ષ થાય છે. એ ટાપટીપ વગરના ખરા ભાવનાં ચિત્રોથી અપ્સરાઓ અમને ઝાંખી લાગે છે. એ પીંછી વિનાનાં, રંગ વિનાનાં, કાગળ વિનાનાં, કલ્પનાનાં પણ સાચાં ચિત્ર અનુભવ્યા પછી સ્વર્ગભુવનની; પુરાણોમાં વખાણેલી કારીગીરી અમને જરીપુરાના જેવી લાગે છે. અને એ મસ્ત પ્રેમની ઉગ્ર જ્યોતિનાં અસ્ફુટ કાવ્ય ઉંડા ઉતરી ગૂઢભાવથી સમજતાં, જાણે તે ઈશ્વરની પાસે પાસે ખેંચી જતાં હોય એમ જણાય છે.

## ફુલની લેહેઝત.

ફુલ પકડવાની તેની કૃતિ ! આહા. આ મઝા તે ગુલાબનાં ફુલમાં છે કે તેના હાથમાં છે, કે મારા હૃદયમાં છે કે કુદરતની કરામતમાં છે ? ગુલાબનાં ફુલ તો હું રોજ જોઉં છું, ઘણા જણાના હાથમાં જોઉં છું, પણ મને કાંઇ અસર થતી નથી. આજે તો હું તેની ફુલ પકડવાની કૃતિથી કોઇ એક એવા ભાવમાં તણાયો છું, કોઇ એક એવા રસમાં ઉતર્યો છું, કોઇ એક એવી મીઠાશમાં ખુંચ્યો છું, કોઇ એક એવી ખુલંદતા અનુભવું છું કે તેવી અલૌકિકતા મેં અગાઉ કદી પણ જોઈ નથી. અહાઃ તેની ફુલ પકડવાની કૃતિએ તો મને દીવાનો કર્યો. ફુલ પકડતી વખત તેના હાથમાં નહોતો લટકો કે મટકો, નહોતું ઝવાહીર કે નહોતી ધારણ કરેલી ટાપટીપ, એ ફુલ નહોતું ઇડનના બાગનું કે નહોતું સ્વર્ગના નંદન વનનું, એ ફુલ નહોતું વિશ્વકર્માની કારીગીરીનું કે નહોતું યુરોપિયનોની

મોહક કળાનું, એ ફુલ નહોતું અપ્સરાઓના ઉરૂ સ્થળ ઉપરથી ખરેલું કે નહોતું ળંકાવલીના બગીચાનું, એ ફુલ પકડેલું જોતી વખત નહિ મેં નીશો કર્યો હતો કે નહિ જાદુઇ અંજન આંજ્યું હતું, નહિ દિવ્ય ચક્ષુ થયાં હતાં કે નહિ કોઇ ગુરૂનો ઉપદેશ હતો, નહિ આંખમાં દરદ હતું કે નહિ કાંઇ વિકારભાવ હતો. કાંઇજ નહોતું? નહિ, હું સમજી શકું તેવું કાંઈ નહોતું. ત્યારે મને તેની ફુલ પકડવાની કૃતિમાં એટલું બધું મોહકપણું, હૃદયમાં નહિ માય એટલો બધો આનંદ, મારા જેવાને કદી ન થાય એટલી બધી શાંતિ અને એવું એવું બીજું બહુ બહુ, ઘણું ઘણું કાં થવા લાગ્યું?

## ફુલની ખુબી.

અલાદીનના જાદુઇ ફાનસ જેવું તો એ પુલમાં કાંઈ નહિ હોય? ભાઇઓ! મને કહો, કે એડીસન જેવાએ પુલમાં વીજળીક બેટરી ગોઠવવાની યુકિત તો નથી શોધી કાઢી? મેસ્મર જેવાએ મેસ્મેરીઝમ જેવી કોઇ શકિત તો એ પુલમાં નથી શોધી કાઢી? ન્યૂટન જેવાએ કાંઇ ખાસ આકર્ષણ તો એ ફુલમાં નથી જોયું? જાવાના એક જાતના ઝેરી હવાવાળા ઝાડની પેઠે એ ફુલમાં ઘેલછા રહેલી છે એવો શોધ તો કોઈ ડાકતરે નથી કર્યો? માણસ મરી જાય છે પણ તેની વાસના રહી જાય છે, તેમ પુલનો નાશ થાય છે પણ તેની સ્ફુટ નહિ સમજાએલી અસરોનો નાશ થતો નથી એમ તો કોઇ થીયોસોફીસ્ટે નથી શોધી કાઢયું? આહાઃ ફુલ! પુલ! કેવું મજેનું ફુલ! શું તેની પકડવાની કૃતિ! પ્રેમીઓ મને સમજાવો, એ અદ્ભૂત સૌંદર્યતા પુલમાં હતી કે પુલ પકડવાની તેની કૃતિમાં હતી? પુલ રોજના જેવુંજ હતું તેના કુદરતી બહારમાં હતું. હું હંમેશ ફુલ તરફ ખેંચાઉં છું

પણ આજે તો મેં કોઇક અલૌકિકજ ભાવ અનુભવ્યો. હું સમજ્યો કે આજથી મારી સ્થિતિમાં ફેરફાર થયો, હવે હું પ્રેમને સમજ્યો મેં પ્રેમને ખરા રૂપમાં જોયો, આજે હું પ્રેમની અસરમાં તણાયો. અહાઃ પ્રેમનું પરિબળ તો જૂઓ! તે એની એજ, ફુલ પણ એનાં એજ, ફુલ પકડવાની તેની કૃતિ પણ એની એજ. મારી જોવાની રીતે પણ એની એજ, મારા હૃદયનો ભંડાળ પણ એના એજ, બધું એનું એજ અને તોપણ અજબ જેવું છે કે જાણે બધુંજ બદલાઇ ગયું. એ ફુલ પકડવાની કૃતિએ તો ભેદનાં બધાં તાળાં જાણે આજે મારી સન્મુખ ખોલી નાખ્યાં. આજે જાણે મારાં ચક્ષુ દિવ્ય થયાં, મારી વૃત્તિ દૈવી અંશવાળી થઇ, પૃથ્વી મને સ્વર્ગ જેવી લાગી, ખરી મીઠાશ મેં જીંદગીમાં આજેજ અનુભવી; સ્વર્ગ મને પ્રત્યક્ષ થઇ ગયું, ઉચ્ચતા મારી આગળ રમવા લાગી, મધુરતા નાચવા લાગી, વિદ્વત્તા મને જોવા લાગી, તન્મયતા મને અનુભવવા લાગી, નિખાલસતા મને પકડવા લાગી, મલિનતા મારાથી નાસવા લાગી, કુદરત મારી પાસે ગાવા લાગી, કોઇ અનિર્વચનીય મહા શક્તિ હું નહિ સમજાવી શકું તેમ સુખ આપવા લાગી, અને મારા અંતરની જ્યોતિ કોઇ બીજી જ્યોતિમાં મળી જવા તલપવા લાગી. આ બધું શાથી થઇ ગયું? માત્ર તેની ફુલ પકડવાની કૃતિ જોવાથી; તેની ફુલ પકડવાની કૃતિ એવી તો ઉમદા હતી, એવી તો મોહક હતી, એવી તો જાદુખોરી હતી, કે હું તેની ઉપર જેટલા ઉભરા કહાડવા માગું તેટલા કહાડી શકું, પણ એ કૃતિ તમને સમજાવી શકીશ નહિ. મને એ ફુલ પકડવાની કૃતિમાં જે રસ મળ્યો ને મળે છે તે દેખાડવાની મને બહુ ખાયસ છે, પણ હું દીલગીર છું કે તેનો એક લાખમો ભાગ પણ તમને સમજાવી શકીશ નહિ. એ

ભાવ વર્ણવવાની શક્તિ મારી કલમમાં નથી, એ ભાવ પ્રત્યક્ષ કરવાની તાકાત મારી કલ્પનામાં નથી, એ ભાવ સમજાવવાની સ્ફુરણા મારા મસ્તકમાં નથી, કારણ હું પોતે એ ભાવ સ્ફુટ રીતે સમજી શકતો નથી. કોઈ ગ્રંથ મને એ ભાવનું ખુલ્લું સ્વરૂપ બતાવતો નથી. એ અલૌકિક ભાવને માટે માત્ર એટલુંજ જાણું છું કે, હું તેથી મુગ્ધ થયેલો છું, હું તેમાં આસકત થયેલો છું, મને તેમાં અદ્‌ભુતતા દેખાય છે, મને તેમાં આત્માની શાંતિ દેખાય છે, દુનિયાદારીની જંજાળમાં લોકો જેને સુખ કહે છે, તે બધાં સુખ કરતાં મને તેમાં વધારે સુખ જણાય છે. એ વસ્તુ શું છે તે હું સમજતો નથી, એ ભાવ શા માટે મને પ્રત્યક્ષ થાય છે ? શા માટે હું તેની લહેરમાં તણાઉં છું ? શા માટે હું તેને નમું છું ? શા માટે તેને વખાણું છું ? શા માટે તેને પકડી રાખવા માગું છું ? હૃદયમાંથી તે ભાવ ખસી જતાં શા માટે હું મને પોતાને ઉતરતો દેખું છું ? એ ભાવ હૃદયમાં રમતો હોય ત્યારે ઉંચતા–ઉંચતા તરફજ કેમ ખેંચાતો જાઉં છું ? અને એ અનિર્વચનીય ભાવ શા માટે મને આમ રમાડે છે ? એ કાંઇ પણ હું વિશેષતાથી જાણતો નથી. હું એ ભાવને પકડી રાખવા માગું છું પણ તે પકડાતો નથી, મારી ઇચ્છા મુજબ તે ચાલતો નથી, મારા હૃદયમાં સ્તંભિતપણે તે જામતો નથી, આવે છે ને અલોપ થઇ જાય છે. જેમ આકાશમાં કોઇ કોઇ વખત તેજના તનખા કોઇ ચોકસ શક્તિવાળા માણસને આકસ્મિક દેખાય છે, ને તેનો વિચાર કરતાં ગુમ થઇ જાય છે, તેમ પ્રેમની સ્ફુરણાનો એ અસ્ફુટ ભાવ પણ હૃદયમાં દાખલ થઇ, કુદરતી રીતે અસ્થિર રહેતું મન બીજી બાબતો તરફ ખેંચાતાં એ મહદ્‌ભાવ ગુમ થઈ જાય છે. પ્રભુ ! શું હું એ ભાવ સાથે તન્મયતા અનુભવવાને લાયક

નથી? જો લાયક નથી તો મારા હૃદયમાં એ ભાવ ઉદ્ભવ્યો કાં?

## સ્વર્ગ કે રોગ?

પ્રેમ! પ્રેમ! પ્રેમ! તને લોકો શી શી ઉપમા આપે છે? અહાઃ તું આવો વિચિત્ર કાં? એક કહે છે કે પ્રેમ સ્વર્ગનું-સુખનું કેંદ્ર છે, ત્યારે બીજો કહે છે કે પ્રેમ એક જાતનો રોગ છે-પીડા છે, ત્રીજો કહે છે કે પ્રેમ એક જાતનો નીશો છે-ઘેલછા છે, ત્યારે ચોથો ઘાએલ કહે છે કે "પ્રેમની પ્રેમની પ્રેમનીરે મને લાગી કટારી પ્રેમની" હવે હું તને શું સમજું? કટાર કે નીશો? સ્વર્ગ સુખ કે રોગ? પ્રેમ! ખરી રીતે નહિ સમજાતા પ્રેમ! જુદા જુદા ઘાએલ પાસે જુદું જુદું રૂપ બતાવતા પ્રેમ! તારાં સ્વરૂપ તે કેટલા છે? તારા રંગ તે કેટલા છે? તારા ભાવ તે કેટલા છે? તારી શક્તિ તે કેટલી છે? તું અમને તારા ખરા સ્વરૂપથી અંધારામાં રાખી કાં રમાડયા કર-કાં રડાવ્યા કર? પ્રેમ! તું અમારી પાસે સ્ફુટ નહિ થાય કે? દુનિયા તારી ઉપર મરી મીટે છે, આંસુના ધોધ તારે માટે વેહેતાજ રેહે છે, ઉગ્ર નિ:શ્વાસ તને શોધતાજ ફરે છે, મનને તારા વિના બીજા વિષય પસંદ પડતા નથી અને ઇંદ્રિયો તારા વિના બીજું કાંઇ ઇચ્છતી નથી, એટલું છતાં પણ તું અમારી દરકાર કયાં કરે છે? દુનિયા તારે માટે દીવાની બને છે, અમો સ્વાર્થના કીડા તારે માટે, અમારાથી બીજે કોઇ રસ્તે નહિ છોડાય એવા કઠિન સ્વાર્થનો ભોગ આપીએ છીએ. ઇંદ્રાસનને માટે પણ નહિ ખેડીએ તેવાં જોખમોમાં ઝુકી પડીએ છીએ, રૂઢી, વ્યવહાર અને લોકલાજના દૃઢ બંધનને લાત મારીએ છીએ અને તોપણ નિર્મળ પ્રેમ! પવિત્ર પ્રેમ! આત્માને શાંતિ આપનારા પ્રેમ! તું તો અમારાથી દૂરનો દૂરજ રહે છે.

તારી અસરના ઝપાટામાં આવ્યાથી જ્યારે અમે ઉપર પ્રમાણે હવતીયાં મારીએ છીએ ત્યારે જો તું અમારા હૃદયમાં પૂર્ણ-પણે વાસો કરતો હોય તો તો પછી બાકીજ શું રહ્યું ?

## ઈશ્વર પ્રેમમાં છે !

મને જો કોઈ પૂછે કે ઈશ્વર ક્યાં છે ? તો હું કહું કે ઈશ્વર પ્રેમમાં છે. જેટલા મોક્ષ પદને પામ્યા છે, જેટલા મહાત્મા થયા છે, જે કોઈ ઉમદા ખવાસના અને મહાન થયા છે, તે યાદ રાખજો કે પ્રેમી હતા. પ્રેમથીજ દુનિયા આબાદ રહે છે, પ્રેમથીજ આફતથી ભરેલી દુનિયા મીઠી લાગે છે, પ્રેમથીજ પરસ્પરનું જોડાણ રહે છે, પ્રેમથીજ દેવતાઓ પ્રસન્ન થાય છે અને પ્રેમથીજ અનિર્વચનીય માયા વડે કર્મબંધમાં ગુંચવાએલો આત્મા અનંતતાની અનંત જ્યોતિ તરફ પહોંચી શકે છે.

સતીઓનું માહાત્મ્ય શા માટે છે? સાધુઓનું સન્માન શા માટે છે ? મૂર્તિપૂજા શા માટે છે ? ગૌરક્ષણ શા માટે છે ? સીતા, સાવિત્રી, દમયંતી, શકુન્તલા, શિવાજી, પ્રતાપસિંહ અને લઇલા મજનુનાં નાટક શા માટે ભજવાય છે ? आत्मवत् सर्वभूतेषु એ મહાવાક્ય શા માટે છે ? ભાઇઓ ! એ બધું પ્રેમને માટે છે—કોઇ પણ પ્રકારના પ્રેમને લીધે છે. જો દુનિયામાં પ્રેમ ન હોત તો આપણે કયાંથી હોત ? દુનિયામાંથી પ્રેમને બાદ કરો અને પછી જુઓ કે શૂન્ય વિના બીજું શું રહે છે ?

ખેડૂતોમાં મેહેનત, વિદ્વાનોમાં જ્ઞાન, યોગીઓમાં આત્મ-શાંતિ ! રાજાઓનું માન, ભાગ્યવાનોમાં ભક્તિ, મનુષ્યમાં લગ્ન, અને ટુંકામાં દુનિયામાં સુખ શા વડે છે ? પ્રેમ વડે, પ્રેમને લીધેજ. જેઓ પ્રેમી નથી, જેઓ પ્રેમને સમજતા નથી, તેઓને સુખનો અધિકાર નથી. જેઓ પ્રેમનો તિરસ્કાર કરે છે, તે કમ-

ભાગ્યને સુખશાંતિ ધિક્કારે છે, તેનાથી દૂર રહે છે. પ્રેમ વિના ભક્તિ નથી. ભક્તિ વિના શાંતિ નથી. શાંતિ વિના મુક્તિ નથી.

## પ્રેમનો જખમ.

પ્રાણીઓને શારીરિક કે માનસિક વ્યાધિ થાય તે મટાડવા સૌ કોઈ યત્ન કરે છે. એક ફોલ્લી કે દાદર થઇ હોય તો તેને માટે દવા ઉપર દવા કરે છે. તાવને માટે કડવામાં કડવી ચીજનો ઉપયોગ કરે છે. આરામ કરવા લાવવા જખમમાં ગરમ તેલ રેડતા, આજે જખમ રૂઝાવવા અવયવો કાપી નાખે છે, ડામ દેવરાવે છે, સાજા થવાની આશામાં અપવિત્ર ચીજો-નહિ ખાવાની દવાઓ ખાય છે, ઘણા ડાકતરોના મોટાં મોટાં બીલો ભરે છે અને જોઇએ તે કરતા વધારે દોડાદોડ કરી મૂકે છે, એ બધું વાજબી છે કે કેમ? એ સાથે આપણને આ જગ્યાએ કામ નથી, અહીં તો એટલુંજ જોવાનું છે કે, દુનિયા નજીવી –ઉપર છલી–સ્વાભાવિક રીતે કુદરતી નિયમથી મટી જાય એવી પ્રાસંગિક અલ્પાચુપીની બીમારીઓ માટે દોડધામ કરી મૂકે છે, પણ જે જખમ ઉંડામાં ઉંડો છે, મોટામાં મોટો છે, જીગરમાં જીગરનો છે, મર્મસ્થાનમાં મર્મસ્થાનનો છે, જેની વેદના અસહ્યમાં અસહ્ય છે, જેની પીડા મનની પેલી તરફ અંતઃકરણના ઉંડાણના ઉંડાણમાં છે, જે જખમનો છેડો આ સ્થૂલ શરીર અને મનની પણ બહાર છે, જે જખમમાંથી ફુટતી લોહીની શેડાથી જગત રક્તમય દેખાય છે, જે જખમમાંથી નીકળતી બાસથી દુનિયાની બધી બાસ દબી જાય છે, જે જખમનું ભયંકરપણું જોવાથી લોકો બેશુદ્ધ થઇ જાય છે, જે જખમ ઉપર રસાયણ પણ કાંઈ અસર કરી શકતું નથી, જે જખમને દેશી વૈદરાજો, યુનાની હકીમો, તથા મોટી મોટી ડીગ્રીવાળા યુરોપિયન ડાકતર સાહેબો પણ મટાડી શકતા નથી,

અને જેની અસર આ દુનિયાની–આ જીંદગીની બહાર સુધી પંહોચી શકે છે, એવા મહાન વિચિત્ર જખમને રૂઝાવવા, અજબ જેવું છે કે લોકો કાંઇ પણ યત્ન કરતા નથી, ઉલટો તેને તાજો રાખે છે–તેને તાજો રાખવામાં મજે સમજે છે–તેને તાજો રાખવા સારૂ કેટલાક રસ્તાઓનું ઉલ્લંઘન કરે છે. જેમ જખમ ઉપર તેમાંથી નીકળેલી રસીનું ને નવી ચામડીનું પડ વળે છે તેમ પ્રેમના જખમ ઉપર વખતના વહેવાનું ને કંટાળેલી લાગણીનું કુદરતી પડ વળે છે, તો પણ તે પડને યાદદાસ્ત રૂપી નખવડે બચ્ચાંની માફક–વાંદરાંની માફક પ્રેમઘેલાઓ ઉખેડી નાંખે છે. જેમ કોઇ ગંભીર જખમને ડાકતર સૂક્ષ્મદર્શક યંત્રવડે તપાસે છે ને તેમાંથી કેટલાક ભેદ પકડે છે, તેમ પ્રેમીઓ પોતાના પ્રેમ રૂપી જખમને વિચાર રૂપી સૂક્ષ્મદર્શક યંત્ર વડે તપાસી તેમાં કેટલીક વિચિત્રતા જોઇ વિસ્મયતાથી દુઃખમાં પણ રમ્યા કરે છે. એ અજાયબી પણ અજાયબ જેવી છે, આંખમાં દુઃખના અશ્રુધોધ છતાં પણ હૃદયસમુદ્રમાં સુખના મોજો આવી જાય છે, સહનશીલતાની શીતલતામાં રહેતાં છતાં પણ ક્રોધાગ્નિનો દાવાનળ સળગી ઉઠે છે અને કાંઈ અથડાઅથડી થતાં પ્રેમના પહાડમાંથી પણ અવિશ્વાસનો તનખો ઝબકી જાય છે, બીજા જખમોને લોકો ઢાંકી શકે છે, પણ પ્રેમના જખમને ઢાંકી શકતા નથી. બીજા જખમો ઉપર રૂઝ આવે એવી દવા લોકો લગાડે છે, પણ પ્રેમના જખમ ઉપર તે વધતો જાય એવા ઉપચાર કરે છે, ને એ જખમ કદી પણ રૂઝાઇ ન જાય એમ ઇચ્છે છે. બીજા જખમોની લોકો દયા ખાય છે પણ પ્રેમના જખમની તો કેટલાકો અદેખાઇ કરે છે. શારીરિક વ્યાધિના બીજા જખમો એ કમનશિબપણું ગણાય છે પણ પ્રેમના ભયંકર વિચિત્ર જખમની તો બધા સ્તુતિ કરે છે. બીજા જખમીઓને દુનિયાં મદદ કરે છે પણ પ્રેમના જખમીની તો કોઇ

પડખે પણ ચઢતું નથી. એટલું છતાં પણ બીજા જખમીઓનાં નામ નિશાન તેમના મોતની સાથેજ ગુમ થઇ જાય છે, અને પ્રેમના જખમથી મુવેલાં તો મરતાં છતાં પણ અમર રહે છે. તેમના શરીરની ભસ્મ થયા છતાં પણ તેમની પ્રતિમા કાયમ રહે છે. તેમનો આત્મા અદૃશ્ય થયા છતાં પણ પોતાની અસરોનો વારસો દુનિયાને આપી જાય છે, અને પ્રેમના જખમથી મુવેલા જખમીઓ નિસ્તેજ, કડુ, અને અજ્ઞાન દુનિયામાં બહુ લાંબા કાળ સુધી બેમાલુમ રીતે પ્રકાશ, મીઠાશ, ને જ્ઞાન ફેંક્યા કરે છે.

## પ્રેમ અને મહાસાગર.

આહા: પ્રેમ ! એ સુખનોજ સમુદ્ર છે, પણ તેના કિનારો દુઃખનો—દુઃખનોજ છે. પ્રભુ ! અમને પ્રેમસમુદ્રમાંજ રાખ, તેના કિનારા ઉપર આવવા ન દે.

બાહ્ય જગતના મહાસાગર કરતાં અંતર બ્રહ્માંડનો પ્રેમમહાસાગર બહુ મોટો છે. બહુ બુલંદ છે. બહુ વિચિત્ર છે. એટલાન્ટિક અને પેસિફિક મહાસાગરોનાં માપ થયાં છે પણ પ્રેમના મહાસાગરનું માપ કોઇથી કદી પણ થયું નથી અને થવાનું પણ નથી. પૃથ્વીનો સમુદ્ર ખારો છે અને તોપણ એ ખારાપણામાં પણ મીઠાશ છે. એ ખારનું નામ પણ મીઠું છે, તેમ પ્રેમનો સમુદ્ર દુઃખમય છે પણ તેમાં એક એવી અજબ તરેહની મીઠાશ છે, કે તેની આગળ દુનિયાની કોઇ પણ મીઠાશ ટકી શકતી નથી. સમુદ્રમાં હજારો જાતના જીવ રહી શકે છે તેમ પ્રેમસાગરમાં હજારો જુદી જુદી વૃત્તિયો ઘૂમ્યા કરે છે. સમુદ્રના જીવ જેમ એક બીજા ઉપર નિભાવ કરે છે તેમ વૃત્તિયો પણ એક બીજા ઉપર નિભાવ કરે છે. જેમ સમુદ્રમાંનાં પ્રાણીઓ લડે છે તેમ અંતર બ્રહ્માંડના પ્રેમમહા-

સાગરનાં વૃત્તિયો રૂપી પ્રાણીઓ પણ લડયા કરે છે. સમુદ્રના ચોકસ ભાગમાં અમુક પ્રાણીઓનું જોર હોય છે તેમ પ્રેમસમુદ્રમાં પણ અમુક વૃત્તિયોનું જોર હોય છે. જળનિધિપર જગતનો વ્યાપાર ચાલે છે, તેમ પ્રેમમહાસાગર ઉપર હૃદયબ્રહ્માંડનો વ્યાપાર ચાલે છે; મહાસાગર જેમ પોતાની માશુક ચંદાના આકર્ષણથી ખેંચાય છે તેમ પ્રેમમહાસાગર પણ પોતાના પ્રિય જન માટે તળે ઉપર થાય છે. મહાસાગરમાં ચૌદ રત્ન નીકળેલાં છે પણ પ્રેમમહાસાગરમાંથી તે બધાને ઢાંકી દે એવું "સુખ" નામે પંદરમું રત્ન નીકળેલું છે અને તેમાં 'મોક્ષ' નામે સોળમું રત્ન રહેલું છે, કે જે મહા ભાગ્યશાળીનેજ પ્રાપ્ત થાય તેમ છે. પ્રાચીન આર્ય પુરાણો કહે છે કે, ક્ષીર સાગરમાં ભગવાન શેષ નારાયણ પોઢેલા છે પણ પ્રેમસમુદ્રમાં તો આત્મારૂપી ભગવાન વિશેષતાથી પ્રત્યક્ષ જાગૃત રહેલા છે. સમુદ્રમા તો એકલાં લક્ષ્મીજીજ ઉત્પન્ન થએલાં છે પણ પ્રેમસમુદ્રમાં તો પાર્વતીજી, સીતાજી, રાધાજી એ બધાં રહેલાં છે. સમુદ્રને તો અગસ્ત્ય ઋષિ પી ગયા હતા, પણ પ્રેમસમુદ્રને તો સમર્થ યોગીરાજ શિવજી પણ ઓળંગી શકયા નથી, એટલું છતાં પણ એ બંને સમુદ્ર વચ્ચે એક મોટો ફરક છે, મહાસાગરનો કિનારો સુખદાયી છે, તેના મુસાફર કિનારે આવવા આતુર હોય છે, પણ પ્રેમસાગરના મુસાફરો તો કિનારા તરફ આવવા માગતાજ નથી, તેઓ તો મધ્યમાંજ રહેવા માગે છે. 'શું કરીએ ભાઇ, લાચારીથી દરીયો ખેડવો પડે છે. પેટ અર્થે કરવું પડે છે' એમ કહી દીલગીર થઇ લોકો સમુદ્ર કિનારે ન્હડે છે અને ઉતરવાનો કિનારો જોઈ ખુશી થાય છે, તથા ભલું કરજે એમ કહી સમુદ્ર છોડતાં પોતાને ભાગ્યશાળી સમજે છે, પણ પ્રેમસમુદ્રના મુસાફરો તો તેને કિનારે ચડતાં ચડતાં

જ આનંદ પામે છે, તેમાં ને તેમાંજ રહેવા માગે છે, પ્રાણ જાય તો ભલે, દુનિયામાં જેટલું બુરામાં બુરૂં થઇ શકતું હોય તેટલું થાય તો ભલે, પણ કિનારે ઉતરવા ઇચ્છતાજ નથી. સમુદ્રના પ્રસિદ્ધ મુસાફર સાહસિક કોલંબસના બહુ આગળ વધેલા ખલાસીઓ પણ સમુદ્રની મુસાફરીથી કંટાળેલા છે, પણ ખરા પ્રેમી, જેને નૌકા—અનુકૂળ યોગ્ય પાત્ર મળેલ છે. તે પ્રેમ-સમુદ્રની મુસાફરીથી કંટાળ્યો હોય એવો આખા જગતના ઇ-તિહાસમાંથી આજ સુધી એક પણ દાખલો અમને મળતો નથી. તેઓ તો દુસ્તર પ્રેમસમુદ્રમાં આગળ ને આગળજ વ-ધેલા છે, પ્રાણાન્ત સુધી અને છેવટ ફરી જન્મ લઇને પણ આગળજ વધ્યા ગયા છે, એમ વધતે વધતે છેવટ તેમાંજ—તેમાંજ પ્રેમસમુદ્રમાંજ લય પામ્યા છે.

## માશુકની મીઠાશ.

જ્યારથી મારા હૃદયમાં પ્રેમ ખીલ્યો ત્યારથી મારી મોજ-શોખ, ઉપરછલી રમુજ, મારૂં ઉછાંછળાપણું, નજીવી નજીવી આશા, હર ઘડી ઉઠતી ઉત્કંઠા, અને કેટલીક વગર જરૂરની બાબતો કે જે મારા મનમાં હમેશાં ઘોળાયા કરતી હતી, તે મને એકદમ છોડી ગઇ છે. હવે એવી બાબતો તરફ મારા ખ્યાલો જતા નથી, હવે મારી કલ્પનાને કાંઇ બીજીજ વસ્તુ જોઇએ છે. શું જોઇએ છે તે તમોને ખબર છે? જો પ્રેમનો પ્રકાશ તમારા હૃદયબ્રહ્માંડમાં પડયો હશે તો તો તમે મને શું જોઇએ છે તે સમજી શકશો, પણ જો પ્રેમની દિવ્ય જ્યોતિનાં દર્શન તમોને ન થયાં હોય, તો મારા હૃદયમાં પ્રફુ-લ્લિત થએલા ને મારી ઇચ્છા છતાં પણ તમોને ખુલ્લી રીતે ન સમજાવી શકું તે અસ્ફુટ ભાવ તમે સાંભળો.

હવે મને એમ લાગે છે કે જાણે તેની પાસે બેઠો રહું, તેના મુખ સામું જોયા કરૂં, તેના ભાવ તપાસ્યા કરૂં, તેની વાતો સાંભળ્યા કરૂં, તેનાં વચનો ગોખ્યા કરૂં, તેના અંતર ભાવનું મનન કર્યા કરૂં, તેની હીલચાલનું રટણ કર્યા કરૂં, તેની ખુબીઓ શોધ્યા કરૂં, તેના ગુણનું સ્મરણ કર્યા કરૂં, અને તેની આજ્ઞા સાંભળવા આમ તેમ ફર્યા કરૂં.

તેની પાસે બેસવામાં મને આટલી બધી મજે કાં આવે? વાંચકો! એ મજેમાં તમે શું સમજશો? એ મજે સમજવાનો બધાને અધિકાર નથી. તેની પાસે બેસવામાં જે સુખ છે તે પૃથ્વીમાં બીજે કયાં છે? તેના અંગમાંથી મારા વિના બીજા કોઈના નાકમાં નહિ જાય એવી જે સુગંધ નિકળે છે તે તમે કેમ સુંઘી શકશો? તેના હૃદયમાં અનહદ નાદના કનિષ્ઠ બન્ધુ જેવો બીજો કોઇ અલૌકિક નાદ થાય છે તે પ્રેમી વિના બીજું કોણ સાંભળી શકશે? તે જ્યાં બેઠેલ હોય તેની આજુ-બાજુમાં જે પવિત્રતા ફેલાઇ રહે છે, તે પ્રેમચક્ષુ વિના ચર્મ-ચક્ષુથી તમે કેમ જોઈ શકશો? તેના શ્વાસમાથી જે હુંફ નિકળે છે તેનું કિંમતીપાણું પ્રેમની ઠંડમાં ઠરી ગયા વિના તમે કેમ સમજશો? તેના હીલતા હોઠમાં, કામ કરતા હાથમાં, વખતે રેખા દેખાતાં કપાળમાં, નાજુક દાંતની હારમાં, અને શોભતાં વસ્ત્રમાં જે ખુશનુમા લાગણી રહેલી છે, તે તમારી જડ સ્પર્શેન્દ્રિયને કેમ સ્પર્શ કરી શકશે? તેની આજુબાજુની હવામાં જે જાદુઇ આરોગ્યતા રહેલી છે, તેના વચનામૃતમાં જે અમૂલ્ય શીતળતા રહેલી છે, તેના સત્સંગમાં જે અકૃ-ત્રિમ શ્રેષ્ઠતા રહેલી છે, તેના બેસવા ઉઠવામાં જે સ્વાભાવિક મનોરંજકતા રહેલી છે, તેના પ્રસંગોપાત હીલતા અવયવોમાં જે સંગીન મીઠાશ રહેલી છે, અને તેની સામું જોવામાં જે

માનસિક આનંદ રહેલો છે તે હે ભાઇઓ ! હું તમને કેવી રીતે બતાવું ? કેવી રીતે સમજાવું ? ફોટોગ્રાફી, ફોનોગ્રાફી કે બીજા કોઇ પણ હુન્નર તેની ખરી ખુબી બતાવવાને હજુ સમર્થ થયા નથી અને થશે પણ નહિ. હું તમને તેની છબી બતાવું ? છબી તૈયાર છે, પણ તેમાં તમે શું જોઇ શકશો ? જે તમે હમેશાં સંસારમાં જુઓ છો તે કરતાં નવીન તમે શું જોશો ? કાંઇજ નહિ. આશક માશુકના અંગમાં ઇશ્વરે કાંઇ ખાસ વિચિત્રતા મૂકી નથી. તેમજ આકાશી વિજળીના ઝબકારાનો ફોટો લેવાય છે, માઇક્રોસકોપ જેવા યંત્રો બનેલાં છે, રોશનીનાં કિરણોની ઝડફ શોધેલી છે, માખીની આંખ ને પતંગીયાની પાંખનાં પડ ગણાએલાં છે અને વિજળીની ખાસીયતો વિદ્વાનોએ શોધેલી છે, પણ પ્રેમમાપક યંત્ર કોઇએ બનાવેલું નથી, એટલે આશક માશુકની ભેદી લાગણી તમે કેમ સમજી શકશો ? જ્યારે તમે પ્યારની મહત્તા સમજશો ત્યારે જેમ શ્રીકૃષ્ણના મુખમાં અર્જુને જ્ઞાનથી બ્રહ્માંડ જોયું હતું, તેમ તમે તમારી માશુકના મુખમાં પ્રેમથી પ્રત્યક્ષ સ્વર્ગ જોઇ શકશો, તેના શબ્દોમાં અમૃત-ધારા અનુભવી શકશો, તેના શ્વાસથી થતી ખુશનુમા હવામાં શાંતિ શાંતિ ફેલાતી જોશો, તેની નાડીના ધબકારાથી તમારી જીંદગી રૂપી ઘડીયાળનું લોલક ચાલતું જોશો, તેની આંખને કવિયો તો માત્ર હરિણાક્ષી, કમલનયના, ઇત્યાદિજ કહી ગએલા છે, પણ તમે તો તેના પલકારામાં હૃદયની ઉથલપાથલ—અરે મનમાં કૌરવ પાંડવનું પ્રત્યક્ષ યુદ્ધ થતું જોશો. તેની વાણીના પડઘામાં તમે ગંધર્વોનાં ગાયન કરતાં વધારે મીઠાશ સાંભળશો, તેનું કામ કરવામાં તમોને નહિ સમજાય તેવો આહ્લાદ પ્રાપ્ત થશે, તેને નમવામાં તમોને ભાગ્યશાળીપણું લાગશે, તેનો વિચાર કરતાં તમે ઉંચતા તરફ તણાતા જશો, તેનું

ચિંત્વન તમોને માનસિક કંગાલીયતથી—બહુ જંજાલીયતથી—દૂર રાખશે, અને તેના હૃદયમાં ઉંડા ઉતરતાં તમે આનંદના આનંદને જોશો. મોક્ષના બ્રહ્માનંદમાં અને પ્રેમના આનંદમાં ફેર એટલોજ છે કે, પેલો અખંડાનંદ આનંદ છે, ને આ ક્ષણિક આનંદ છે, પણ જો એ ક્ષણિક આનંદનો અનુભવ દૈવયોગે થયો તો પછી એ અખંડાનંદને પહોંચવું મુશ્કેલ નથી.

## પ્રેમના ઉભરાઓની મહત્તા.

ભાઈઓ! પ્રેમમાં ઉચતા છે તેનું કારણ એજ કે પ્રેમની લાગણીને મોક્ષ સાથે સંબંધ છે. જેના હૃદયમાં પ્રેમનો આવેશ હોય છે તે માણસ હમેશાં યાદ રાખજો કે બીજા સાધારણ લોકો કરતાં ચડીયાતી લાગણીવાળા હોય છે. પ્રેમીમાં તેજસ્વિતા વધારે હોય છે, તેની લાગણી—શક્તિ જલદ હોય છે, તેની રસવૃત્તિ તિક્ષ્ણ હોય છે, તેની વાતચિતમાં રસજ્ઞતા હોય છે, તેના શબ્દોમાં ઉંડાણ હોય છે, તેના ઉચ્ચારમાં તાદૃશ્યતા હોય છે, તેના મુખપર કોઈ એક નહિ સમજાય તેવો ગૂઢ ભાવ મલકાતો રહે છે, વ્યવહારની ઘરડમાં ઘસડાતા લોકોના કરતાં તેના વિચારમાં કાંઈક જુદાપણું હોય છે, તેના ઉભરા અંતરના ને જોસદાર હોય છે, એ ઉભરામાં કેટલીક વખત વિશેષતા હોય છે. એ ઉભરાઓની લ્હેરો ને લ્હેરો વગર યત્ને ચાલી આવે છે, એ સ્વાભાવિક ઉભરાઓની ખુશનુમા લ્હેરોમાં તે દ્રવીભૂત ચિત્તે મલકાતાં મલકાતાં તણાતાં જાય છે. એ ઉભરાઓ તમોને સાધારણ લાગશે, જુના ખખ લાગશે, પુનરૂક્તિ દોષવાળા લાગશે, નહિ બની શકે એવા લાગશે, પણ તેઓને મન તો સરસમાં સરસ છે. એ ઉભરા ઉપર તો તેઓ અર્ધી ઇમારત બાંધે છે, એ ઉભરા તો માશુકનું સુખ જોવાને ચમત્કારિક દુરબીન જેવા છે. પાશ્ચિમનાં સૂક્ષ્મદર્શક યંત્રો અને અમેરિક-

નોનાં રાક્ષસી કદનાં દુરબીનો જે નહિ દેખાડી શકે તે એ ઉભરાઓ બતાવી દે છે. એ ઉભરા તો અરેબિયન નાઈટ્સમાં આવતા જાદુગરના જેવા જાદુખોરા દેખાય છે, પંચોપાખ્યાન ને વિક્રમચરિત્રમાં તો પ્રાણીઓ બોલતાં એમ વાતો છે, પણ એ ઉભરાતો જાણે ઝાડપાન પ્રાણીઓ અને નિર્જીવ વસ્તુને પણ પ્રત્યક્ષ બોલતાં સંભળાવે છે. જે વસ્તુ આપણી જાણ મુજબ હૈયાતીમાં નથી તેની સાથે એ ઉભરાઓ ખેલ કરાવે છે. જે અશક્ય છે તેને પ્રત્યક્ષ કરે છે અને જે પ્રત્યક્ષ છે તેનો પલમાં નાશ કરે છે. કલ્પનાનો એ તાર કરોળીયાના કાચા તાર કરતાં પણ વધારે કાચો છે, તોપણ પ્રેમીઓને તે આનંદદાયક છે. એ ઉભરાઓ પ્રેમના સુખને શોધ્યા કરે છે અને એ કલ્પનાનો તાર વખત જતાં આશા રૂપમાં ફેરવાઇ જઇ સરી જતાં સુખ તથા સામે દેખાતાં સુખને ભેળાં કરે છે—બાંધી રાખે છે તથા બીજાં વધુ સુખ તરફ ઘસડી જાય છે.

## પવિત્ર હૃદય.

જીંદગીમાં તમોને શું જોઇએ છે ? સુખ, સુખ ને સુખ ! હા, તમોને સુખ જોઇએ છે પણ તે ક્યાંથી મળશે ? જ્યાં સુધી તેનું મૂળતત્ત્વ તમોને નહિ મળે ત્યાં સુધી તે કયાંથી મળશે? દરેક વસ્તુને ઉત્પત્તિનું ને રહેવાનું સ્થળ હોય છે. ઉત્પત્તિનું સ્થળ મળવાથી વસ્તુ મેળવી શકાય છે, ને રહેવાનું સ્થળ મેળવ્યાથી વસ્તુ સાચવી શકાય છે. જ્યાં સુધી તમે સુખનાં ઉત્પત્તિ તથા રહેવાનાં સ્થળને નહિ શોધી કાઢો ત્યાં સુધી તે તમોને કેમ મળશે ? સુખની ઉત્પત્તિનું સ્થાન હૃદય—પવિત્ર હૃદય છે. નિર્મળ અંતઃકરણ છે, ને સુખને રહેવાનું સ્થળ પ્રેમ છે. પવિત્ર પ્રેમ છે. અકૃત્રિમ પ્રેમ છે. સુખને રહેવાનાં એ બંને સ્થળની મહત્તા કાંઈ જેવી તેવી નથી. આપણે કે જેઓ

ઉંડાણુમાં ઉતરી શકતા નથી પણુ છાલકા પાણીમાં ડોળાયા કરીએ છીએ, તત્ત્વ સુધી પહોંચતા નથી પણ ઉપરછલા રમ્યા કરીએ છીએ, તૃષા છીપાવવા જ્ઞાનામૃત સાગરમાં ઝુકી પડતા નથી પણ ચલિત મનોવૃત્તિ રૂપી ઝાંઝવાનાં જળ તરફ દોડયા કરીએ છીએ અને અમર આત્માની દરકાર છોડી ક્ષણભંગુર દેહને માટે અધર્મ કરીએ છીએ, તેઓ એ સુખનાં સ્થળની મહત્તા કેમ સમજી શકીશું ? ઈશ્વરે તે સમજવાની શક્તિયો આપણુને આપેલી છે પણ આપણે એ શક્તિયોને ક્યાં કેળવેલી છે ? અહા: એ સ્થળનું માહાત્મ્ય અલૌકિકજ છે, પવિત્ર હૃદય એ એક ઈશ્વરી આશીર્વાદ છે.

પવિત્ર હૃદયની ખુબી સમજાવવા માટે અપવિત્ર હૃદયની લેખિની કામની નથી, પવિત્ર હૃદયની ખુબી સમજવા અપવિત્ર હૃદયની શક્તિ કામની નથી, અને પવિત્ર હૃદયની મહત્તા વર્ણ-વવા યોગ્ય શબ્દો દુનિયાની કોઇ પણ ભાષામાં મળતા નથી. જ્યારે એમ છે ત્યારે મારા જેવો એક સાધારણ લેખક પવિત્ર હૃદય કે જે સુખનું ઉત્પત્તિસ્થાન છે, તેની મહત્તા કેમ વર્ણવી શકશે ? પવિત્રતાની શ્રેષ્ઠતા વેદો અને દુનિયાનાં કોઇ પણ ધર્મ શાસ્ત્રો નિર્વિવાદપણે કબુલ રાખે છે. દેવો પવિત્રતાને ચાહે છે, સ્વર્ગમાં પેહેલું આસન પવિત્રતાનું છે, યોગની બધી સિદ્ધિઓ પવિત્રતામાં રહેલી છે, ઇશ્વરી તેજથી બીજા નંબરનું તેજ પવિ-ત્રતામાં રહેલું છે. દુનિયામાં જેટલી ભલમનસાઇ છે, તે બધીનો હૃદયની પવિત્રતામાં સમાવેશ થઇ જાય છે. જીંદગીની ખરી મીઠાશ પવિત્રતા છે, જીંદગીની ખરી ફરજ પવિત્રતા છે, હૃદયની શાંતિનું મૂળ પવિત્રતા છે, અને મનુષ્યને ઇશ્વર બનાવનાર જો દુનિયામાં કાંઇ પણ સાધન હોય તો તે પવિત્રતા છે. પવિત્રતાનો પ્રકાશ જગતની બહાર સુધી પહોંચે છે, પવિત્રતાના અવાજનો ભ-

ણુકારો ઇશ્વરના કાન સુધી પહોંચે છે, પવિત્રતાની મહત્તા ઇંદ્રના ઇંદ્રાસનને ડોલાવે છે, ગુપ્ત વિદ્યાની ચાવીઓનો ઝુમખો પવિત્રતાના ભંડારમાં રહેલો છે, અનિર્વચનીય, નિત્ય નવી ઠગારી માયાની હરીફ પવિત્રતા છે, ચૈતન્યને જડથી જુદું પાડનાર પવિત્રતા છે, દુસ્તર કર્મબંધ રૂપી મહાસાગરમાંથી તારનાર પવિત્રતા છે, અને જન્મ મરણના ફેરામાં સપડાએલા આત્માનો ઉદ્ધાર કરનાર પવિત્રતા—હૃદયની પવિત્રતા છે, એવી અખંડિત દ્દઢ પવિત્રતામાં સુખનું મૂળ છે. મોતીની પેદાશ સમુદ્રમાં છે. રત્નોની પેદાશ પૃથ્વીના પડમાં છે. પણ તેની કિંમત તો ઝવેરી પાસેજ થાય છે. પાણીદાર મોતી માછલીમાં અને બહુ મૂલ્ય કોહીનુર મટોડામાંથી મળે છે. પણ તેની શોભા તો રાજ મુગટ ઉપરજ વધે છે, તેમજ પવિત્ર હૃદય એ સુખનું મૂળ છે, પણ એ સુખનો વધારો—એ સુખની કિંમત અને એ સુખની શોભા પ્રેમમાં છે—પવિત્ર પ્રેમમાં છે. પણ એ પ્રેમ કેવો હોવો જોઇએ એ તમોને ખબર છે? ભાઈઓ! એ પ્રેમનાં દર્શન આપણને દુર્લભ છે, એ અકૃત્રિમ પ્રેમનું ઉંડાણ એટલું બધું હોય છે કે તેનું તળીયુંજ આપણને મળતું નથી. એ સત્ય પ્રેમનો વિસ્તાર એટલો મોટો હોય છે કે તે આપણા સાંકડા હૃદયમાં સમાતો નથી. એ દિવ્ય પ્રેમની પ્રભા એટલી બધી પ્રકાશિત હોય છે કે આપણાં ચર્મચક્ષુ તેની પાસે કાંઈ કરી શકતાં નથી. એ પ્રેમમાં એવો કોઈ જાદુઈ રસ રહેલો છે કે તે દુનિયાની બીજી કોઈ વસ્તુમાં નથી, એ પ્રેમમાં જે આકર્ષણ રહેલું છે તેની પાસે ગ્રહોનાં આકર્ષણ રદ જેવાં લાગે છે. એ પ્રેમમાં જે નિશો રહેલો છે તેની આગળ દુનિયાની કોઈ પણ કેફી વસ્તુ કાંઈ પણ બીસાતમાં નથી, એ પ્રેમમાં જે ઉચ્ચતા રહેલી છે તે બીજી કોઈ પણ માનસિક લાગણીમાં નથી, અને

ઈશ્વર જેટલો પવિત્ર પ્રેમની નજદીક છે તેટલો બીજી કોઈ પણ શક્તિ કે લાગણીની નજદીક નથી. એવો વિચિત્ર પ્રેમ પોતાની અદ્ભુત શક્તિવડે પવિત્ર હૃદયમાં સ્વાભાવિક રીતેજ ઉત્પન્ન થએલાં સુખને ઉછેરે છે–વધારે છે–કેળવે છે–કિંમતી બનાવે છે; માનમર્તબો અપાવે છે અને તેને અખંડાનંદ સાથે સંબંધ કરાવે છે.

## ખરો પ્રેમ સુખને પોતાની તરફ ખેંચે છે.

જેમ લોહચુંબક લોઢાને પોતાની તરફ ખેંચે છે. જેમ કેરબો ઘાસને ખેંચે છે, જેમ ખરો કવિ કુદરતને પોતાની તરફ ખેંચે છે, જેમ માશુક આશકને ખેંચે છે, જેમ ચંદ્ર સમુદ્રના જળને ખેંચે છે, અને જેમ પૃથ્વી સર્વ વસ્તુને પોતાની તરફ ખેંચે છે તેમ પ્રેમ–ખરો પ્રેમ સુખને પોતાની તરફ ખેંચે છે. જેમ મૃત્તિકાના ઘડાનાં બારીક છિદ્રોમાંથી પાણી સ્રવી જાય છે, જેમ શિયાળામાં જામેલું બરફ ઠંડ બંધ થતાં પીગળી જાય છે, જેમ ભાદરવો જતાં ભીંડાના છોડ સૂકાઈ જાય છે અને જેમ ચોકસ નક્ષત્ર આવતાં અલ્પાયુષી અળશિયાં મરી જાય છે, તેમ પ્રેમ વિના બીજી દરેક વસ્તુમાંથી સુખ સ્રવી જાય છે–પીગળી જાય છે–સૂકાઈ જાય છે–મરી જાય છે. તે માત્ર નિર્મળ અંતઃકરણમાં અને પવિત્ર પ્રેમમાંજ રહી શકે છે. જેમ ચોકસ પ્રકારના કાચ અવાજને રોકવાની શક્તિ ધરાવે છે, જેમ અમુક વસ્તુઓ ગરમીનાં કિરણો ફેલાતાં અટકાવે છે, જેમ કેટલીક વસ્તુઓ વિજળીને રોકે છે અને જેમ મૃગચર્મ મનુષ્યની ઓરાને જતી રહેતી અટકાવે છે, તેમ પ્રેમ સુખને જતું રહેતું બેમાલમ રીતે–ફરજીયાતપણે અટકાવે છે, એટલું છતાં પણ નિર્મળ અંતઃકરણ તથા પવિત્ર પ્રેમ હોય તોજ ખરૂં સુખ ટકી શકે છે. જેમ પ્રાણીઓમાં નર ને નારી મળવાથી વૃદ્ધિ થાય છે, જેમ વનસ્પતિમાં પણ નરનારીના સંયોગથીજ પ્રફુલ્લિતતા થાય

છે અને જેમ વિજળીમાં પણ નેગેટીવ ને પોઝેટીવ બે છેડા મળ્યાથી કામ કરવાની શક્તિ આવે છે, તેમ નિર્મળ અંતઃકરણ ને પવિત્ર પ્રેમ એ બંને સાથે મળ્યાથીજ ઉત્તમ સુખ વૃદ્ધિ પામે છે ને સ્તંભિત રહે છે. એ સુખની ખુબી અલૌકિકજ હોય છે, તમારા મારા જેવાને એ સુખનાં સ્વપ્નાં પણ દુર્લભ છે. એ સુખનો ખ્યાલ આપવાને વ્યવહારની ઘટમાળમાં સપડા-એલી મારી કલ્પના પહોંચી શકતી નથી. એ સુખ દુનિયાની બીજી કોઈ પણ વસ્તુમાં આપણે અનુભવી શકતા નથી. એ સુખ માનસિક કોઈ પણ લાગણીમાં પ્રત્યક્ષ થતું નથી, સ્વર્ગના નંદન વનમાં, ઈડનના બગીચામાં, દેવતાઓના અમૃતમાં ઈચ્છિત ફળ દેનારી કામદુધામાં, અને કુબેર ભંડારીની રિદ્ધિ સિદ્ધિમાં પણ એ ખરૂં સુખ નથી, એ અંતરાત્માનો આનંદ નથી. એ સુખની દેવતાઓ પણ ઈચ્છા કરે છે, એ સુખનાં ગંધર્વો ગાયન ગાય છે, એ સુખની કિન્નરો યાચના કરે છે, એ સુખને માટે ઋષિઓએ ગોપીયો રૂપે ફરીથી ચાહીને અવતાર લીધેલા છે, એ સુખને માટે મહાદેવ ભક્તો સહિત રાખ ચોળ્યા કરે છે, એ સુખને માટે દંડકારણ્યમાં આજે પણ સ્થળે સ્થળે રામનું રૂદન સંભળાય છે, અને એ સુખને માટે સુદામાના તાંદુલ, વિદુરજીની ભાજી, કુબ્જાનું સ્વરૂપ, વ્રજની ભૂમિ અને શ્રી કૃષ્ણનું તિલક આજે પણ આર્યોના હૃદયમાં રમ્યા કરે છે.

## એક મોટી ભૂલ.

તમને વખતોવખત એમ લાગતું હશે કે અમે પ્રેમી છીએ, પ્રેમને સમજીએ છીએ, અમારૂં પાત્ર પ્રેમની પ્રતિમા છે અને તોપણ અમને ખરૂં સુખ તો મળતું નથી. ભાઈઓ ! તમોને એમ લાગે તેમાં નવાઈ નથી, વ્યવહારની આંખે દુનિયાદારીના ઉપ-લક વિચારે તમોને એમજ લાગે, એથી વધારે સમજવાનું—

એથી વધારે અનુભવવાનું કાંઈ બધાના નશિબમાં હોતું નથી. તમારા હૃદયનો તમને એટલો વિશ્વાસ હોય ને તમારા પાત્ર માટે તમને એટલું માન હોય તોયે ઘણું છે, વર્તમાનકાળમાં એટલું પણ સર્વ ઠેકાણે નથી.

પ્રેમ સમજવો એ બાબત સહેલી નથી, આપણે મોહને પ્રેમ કહીએ છીએ, એટલુંજ નહિ પણ કેટલાક સંજોગો કે જે કુદરતી હોય છે તેને પણ પ્રેમ માનીએ છીએ, પણ ખરો પ્રેમ તો એથી બહુજ દૂર છે–બહુજ દૂર છે. તમે જેને પ્રેમ કહો છો તે માત્ર પ્રેમની ખરી છાંયાની અધુરી અધુરી, ઝાંખી ઝાંખી, લુખી પાખી છાયા છે. જે સાહેબો પોતાને ખરા પ્રેમી સમજે છે તેમને ગળે આ વાત સહેલાઈથી ન ઉતરે એ ખરૂં છે, પણ જો તેઓ પ્રેમનું યથાર્થ સ્વરૂપ તો નહિજ, પણ ઉંડા ઉતરી ગુહ્ય રહસ્ય તપાસે તો જરૂર એમ લાગી આવશે કે પ્રેમનો પાર પામવો એ કાંઈ જેમ આપણે ધારીએ છીએ તેમ રમતની વાત નથી. અમે અમારા હૃદયના ઉછાળાને, અમારી ઇંદ્રિયોના જોસને, અમારા પાત્રના સ્વાભાવિક હાવભાવને, કેટલીક જાતની અનુકૂળતાને, ચોકસ શબ્દોને, અમુક ઉમ્મરને અને જેના નિયમો ગણિત શાસ્ત્ર પ્રમાણે મનુષ્યના મનમાં સિદ્ધ નથી એવી ડામાડોળ ખુબસુરતીથી ઉપજતા જરા વારના ઉભગાને અમો પ્રેમ કહીએ છીએ અને તેથીજ અમોને ખરૂં સુખ મળતું નથી.

## સ્ત્રીઓની મોહિની.

કુદરતની ખરી ખુબી અને દુનિયાની પૂરી મીઠાશ જો કયાંઈ પણ હોય તો તે સ્ત્રીમાં છે. સ્ત્રીને આર્ય શાસ્ત્રમાં મોહિની સ્વરૂપ કહેલી છે, સ્ત્રીની મોહિનીમાં નહિ લોભાયો હોય એવો ગુણજ્ઞ જુવાન પૃથ્વીમાં કયાં છે? સ્ત્રીની મોહિનીના ઝપાટામાં નહિ

આવ્યા હોય એવા સ્વર્ગમાં દેવો પણ કયાં છે? સ્ત્રી પુરૂષ વચ્ચેનું કુદરતી આકર્ષણ આપણને અન્યોઅન્ય તરફ ખેંચે છે. એટલે સ્વાભાવિક રીતેજ—આપણી ઇચ્છા ઉપરાંત પણ ખેંચાઇએ છીએ. ખોટા વિચાર ને હવાઈ આશા વિના સ્વાભાવિકપણે સામા આકર્ષણના જોસ પ્રમાણે આપણે ખેંચાઈએ તો તેમાં આપણો દોષ નથી, પણ એવાં ખેંચાણને આપણે પ્રેમ કહીએ તો તે એક ખુલ્લી ભૂલજ કરીએ છીએ. પ્રાચીન ધાર્મિક કેળવણીના અભાવથી, અને પાશ્ચિમનો પ્રવૃત્તિમાર્ગ સ્વીકાર્યાથી આપણા અનિશ્ચિત થએલા મનમાં ઘોળાતા હલકી પ્રતિના વિચારો, ટાળ-ડીમાકવાળી ભાડુતી ખુબસુરતી, અવસ્થાના યોગે પ્રાપ્ત થએલા સ્વાભાવિક હાવભાવ, અને શારીરિક તેજસ્વિતા, ઇત્યાદિ બા-બતો આપણા મન સામે જે મોહક ચિત્ર ઉભું કરે છે, તે ચિત્રને આપણે પ્રેમ કહીએ છીએ. જો પ્રેમ એવોજ હોય, એટલેથીજ અટકી જતો હાય તો પછી પ્રેમની મહત્તા શું? પ્રેમની અલૌકિ-કતા શું? અને પ્રેમનો મોક્ષ સાથે સંબંધ શું? યુવાનો, એવા ખેંચાણને પ્રેમ ન કહો. એવાં ખેંચાણ તો આપણી સામે ઉભે-લાંજ છે—આપણી પાછળ લાગેલાંજ છે. એવાં ખેંચાણમાં પણ નિર્મળતા હોય તો મજે છે, એવાં ખેંચાણથી પૃથ્વી સૌન્દર્યવાળી લાગે છે—જીંદગી મીઠાશવાળી લાગે છે, વખત ટુંકો જણાય છે, પરસ્પરનો સંબંધ રસભર્યો જણાય છે. અને વ્યવહારની અગવડો સહેલાઇથી ખમી શકાય છે. એ ખેંચાણો કુદરતી છે, તેની જાળમાં સૌએ સપડાએલા છે, તેમાં નહિજ ખેંચાવું એ તો દુનિયાને માટે બનવા જોગ નથી પણ ખેંચાઈને બચવું એનું નામ ડહાપણ છે.

## સ્ત્રીના ખેંચાણમાં કોણ નથી ખેંચાયા ?

તેની અણીયાળી આંખનાં ચણીયારાં બનાવવામાં કુદરતે જે કળા વાપરી છે, તેના સ્વરની નળી બનાવવામાં જે બારીકી વાપરી

છે, તેની ચામડીમાં જે ચળકાટ વાપર્યો છે, તેના બદનમાં જે નાજુકતા વાપરી છે, અને તેના મુખપર જે મન મોહક-ચિત્ત-વેધક-હૃદયભેદક ભાવ ભરેલા છે તે દુનિયામાં બીજે કયાં છે? સ્ત્રીથી ચઢીયાતું રત્ન જગતના પ્રાણીઓમાં બીજું કયાં છે? તેની કઈ ચીજમાં મજે નથી? તેના મલકાતા મુખમાં, તેના સુંવાળા લાંબા બાલમાં, તેના પગની નાજુક પાટલીમાં, તેના કોમળ હાથમાં, તેની અણીયાળી શરમાળ તીક્ષ્ણ આંખમાં, તેનાં ભરેલાં નિતંબમાં, તેના અંગ બેસતા પોશાકમાં, તેના ખાડા પડતા ગાલમાં, તેની નરમ રૂવાંટીવાળી ત્રિવલીમાં, તેની મીઠડી વાણીમાં અને તેની મંદ મંદ ખુશનુમા ચાલમાં શું કોઈ એક પ્રકારનો ખેંચાણ કરનારો અલૌકિક ભાવ નથી? ભાઈઓ! સ્ત્રી, સર્વ અવસ્થામાં સુખદાયી છે, સર્વ સ્થળે રમણીય છે. આર્ય શાસ્ત્રો કહે છે કે "સ્ત્રી વિના પુરૂષ અર્ધો છે." સ્ત્રી સુખમાં સુખ વધારનાર છે અને દુઃખમાં દુઃખ ખમવાની શક્તિ આપનાર છે. યુવાન બંધુઓ, આપણે સ્ત્રીના ઉદરમાં ઉત્પન્ન થયા છીએ, સ્ત્રીના ખોળામાં ઉછર્યા છીએ, સ્ત્રીના પડખામાં રહેવા માગીએ છીએ, સ્ત્રીની અમીદૃષ્ટિથી આનંદ ભોગવીએ છીએ, સ્ત્રીના આશ્રયથી વૃદ્ધાવસ્થા કે જે સ્વાભાવિક રીતેજ કષ્ટદાયક છે તે પણ માંગલિક થાય છે, અને યાદ રાખજો કે મૂવા પછી પણ આપણી પાછળ વધારે અશ્રુ ખેરનાર-વધારે યાદ કરનાર-સત્સ્ત્રીજ છે. એવી સંસારની પ્રત્યક્ષ દેવીઓ તરફ તમે ન ખેંચાઓ, તેના તરફ માનથી ન વર્તો તો તો હું કહીશ કે તમે કૃતઘ્ની છો. સ્ત્રીઓ તરફ પ્રેમ ભાવથી ન વર્તવું એ પણ આપણા દેશની દુર્દશાનું એક કારણ છે. ભાઈઓ! સ્ત્રીઓ તરફ માનથી વર્તો પણ એ માનને-એ ખેંચાણને પ્રેમ ન કહો. પ્રેમ તો એ કરતાં કાંઈક જૂદીજ વસ્તુ છે.

## સ્ત્રીઓ પૃથ્વીમાં અમૃત રેડે છે.

સ્ત્રી તો સદાય મીઠડીજ છે, તેની નિર્દોષ કન્યકા અવસ્થા દુનિયામાં એક પ્રકારની મધુરતા ફેંકે છે, વિજળીના ઝબકારા જેવી ચમકતી, સમુદ્રના મોજા જેવી ઉછળતી, વસંતમાં ફાટતી ટીશીયોના જેવી ખીલતી, પૂર્ણિમાની ભરતીના જેવી ચડતી, તથા મસ્ત હાથણીના જેવી મદોન્મત્ત પ્રેમઘેલીઓની યુવાની અંધાધુંધીવાળી પૃથ્વીમાં સ્વર્ગનું અમૃત રેડયા કરે છે, અને વૃદ્ધ માતાઓ સ્વાર્થિ દુનિયાને પરમાર્થ શિખવવા માટે પોતાની ઇચ્છાઓનો ભોગ આપી વાત્સલ્ય ભાવથી એક બેમાલુમ અમૂલ્ય વારસો મૂકી જાય છે.

ખીલેલા ધર્મ ભાવ વખતે તેનો સાત્વિક ગુણ, પ્રણય કોપ વખતનો તેનો રજોગુણ અને વૈર વાળવા વખતનો તેનો તમોગુણ, એનું રહસ્ય જો તમે સમજતા હો–અનુભવતા હો તો તમે તે રસીલીઓ તરફ કેમ નહિ ખેંચાઓ? જેમ કમળ ભ્રમરને ખેંચે છે. જેમ દીપક પતંગને ખેંચે છે, જેમ પર્વતો વરસાદને ખેંચે છે, જેમ પ્રાણવિનિમય વખતે વિધાયક વિધેયને ખેંચે છે, અને જેમ પ્રારબ્ધ કર્મ પ્રાણીઓને ખેંચે છે, તેમ પુરૂષાર્થપણું પુરૂષને બેમાલુમ રીતે નહિ છોડી શકાય તેવા ભાવથી સ્ત્રીઓ તરફ ખેંચે છે, પણ એ ખેંચાણનું નામ પ્રેમ નથી. એ ખેંચાણમાં વિશેષતા નથી, એ ખેંચાણ તો માત્ર સ્વાભાવિક છે, અને સ્વાભાવિક છે તોપણ જબરદસ્ત છે, તેની અસરના ઝપાટામાં તો બહુ બહુ સપડાએલા છે.

## સ્ત્રીના આકર્ષણમાં સપડાએલાઓ.

મહાન યોગેશ્વર સદાશિવના લિંગપાતનું કારણ એ ખેંચાણ હતું. લિંગપાત થયા છતાં પણ બીજી વખત વિષ્ણુના મોહિનીરૂપથી અંજાઈ મહાત્મા સદાશિવે એ જ ખેંચાણથી

પોતાની મશ્કરી કરાવી હતી. યશોદાનો કનૈયો એજ ખેંચાણથી સાડી, ચુડી, ચોળી પેહેરી ચંદ્રાવળી સખી બની રાધિકા પાસે ગયો હતો. સપ્ત ઋષિના ઝુમખ માંહેલા મહાત્મા વિશ્વામિત્રનું ચિત્ર એજ ખેંચાણથી આપણે મેનકાની ગોદમાં પાડેલું જોઈએ છીએ. સ્ત્રીસંગથી મોત છે એમ શાપ જાણતાં છતાં પાંડુ રાજા એજ ખેંચાણથી રાણી માદ્રીનો સંગ કરી કાળને આધીન થયા હતા. ગુરૂ મત્સ્યેન્દ્રનાથ જેવા સમર્થ યોગી એજ ખેંચાણથી કામરૂ દેશની કામનીઓમાં ફસાઈ ગયા હતા. યયાતિ રાજાએ એજ ખેંચાણથી પોતાની વૃદ્ધાવસ્થા પુત્રને આપી તેની જુવાની લઈ ભોગ ભોગવ્યા હતા. ભસ્માસુર એજ ખેંચાણથી બળી મુઓ હતો. ચૌદ બ્રહ્માંડને ધ્રુજાવનાર રાવણે એજ ખેંચાણથી સીતાનું હરણ કરી સોનાની લંકા તથા પોતાનાં શીર્ષ ધૂળમાં રગદોળાવ્યાં હતાં, અને એજ ખેંચાણથી જબરદસ્ત દૈત્યોને હરાવનાર દેવતાઓનો મહાન રાજા ઇંદ્ર ગૌતમ ઋષિના શાપનો ભોગ થઈ પડયો હતો.

ભાઇઓ ! એ ખેંચાણે તો દુનિયામાં બહુ બહુ ઉથલપાથલ કરેલી છે, જોકે ઉપલાં દ્દષ્ટાંતોમાં કેટલાક જુદા જુદા ભાવ ને જુદા જુદા સંબંધ છે, તોપણ તેનું મૂળ સ્ત્રીઓ તરફનું ખેંચાણ એજ છે. એવાં ખેંચાણમાંથી બચવું એ જેમ મહા ભાગ્યની વાત છે તેમ એવાં ખેંચાણને પ્રેમ સમજવો એ પણ દુર્ભાગ્યની વાત છે, અને તોપણ અફસોસ કે, વર્તમાન કાળની પ્રજાનો મોટો ભાગ એવાં ખેંચાણને પ્રેમ માને છે; પ્રેમ માને છે એટલુંજ નહિ, પણ તેમાં સુખ શોધે છે, અને એ સ્વાભાવિક–પ્રાસંગિક ખેંચાણમાં અનુકૂળતા વિના અસ્થિર મનથી ધારેલાં કલ્પિત સુખ ખોળતાં તે નહિ મળવાથી અમારા સ્વાર્થઘેલા, વિષયઘેલા, કલ્પિત પ્રેમઘેલા કે કોણ જાણે ખરેખર ઘેલા મિત્રો તળે ઉપર

થઈ પ્રેમને બદનામ કરવા માંડે છે. પ્રેમને દુઃખ રૂપ માને છે, પ્રેમને શાપ દેવા માંડે છે, અને પોતાની ભૂલનો દોષ અનુભવેલા નહિ, પણ માત્ર સાંભળેલા પ્રેમ શબ્દ ઉપર ખાલી કરે છે. પ્રેમ દુઃખ રૂપ હોયજ નહિ, અને કદાચ ચોકસ આવરણોને લીધે અમુક મુદત સુધી તે બીજાઓને દુઃખ રૂપ લાગે તોપણ વાસ્તવિક રીતે જોતાં ખરા પ્રેમીઓને તે દુઃખ રૂપ છેજ નહિ. જેને આપણે પ્રેમની પીડા કહીએ છીએ તે તો પ્રેમીઓને મન સુખ છે.

## પ્રેમમાં જે દુઃખ સમજે છે તે ખરો પ્રેમી નથી.

તે પ્રેમનું ખરૂં રહસ્ય સમજતો નથી. પ્રેમીઓ સુખ દુઃખની દરકાર કરતાજ નથી. જે બાબત કે વસ્તુ ઉપર પોતાનો પ્રેમ છે તેના સ્વરૂપમાંજ—તેના વિચારમાંજ—તેની પ્રાપ્તિમાંજ—તેને સ્વાત્માર્પણ કરવામાંજ પોતાનું સાર્થક સમજે છે. સુખ દુઃખના સવાલ તપાસવા તેઓ બેસતાજ નથી. સુખ દુઃખ એ સાધારણ લોકોના વ્યવહારની બાબત છે, પ્રેમની બાબત નથી. જો એમ નહિ હોત તો તુલસીદાસ સાપને દોરડું સમજી પોતાની પ્રિયા સારૂ ઉપર ચડી જાત નહિ. બીલ્વમંગળ મુશળધાર વરસાદમાં ભયંકર ઘોર અંધારી રાત્રે ઘુઘવાટા કરતી પુર આવેલી નદી લાકડું સમજેલાં મુડદાંથી તરી પોતાની માશુક પાસે જાત નહિ અને હાફીઝ શાખે નીબાત સારૂ ઉગ્ર તપ કરત નહિ. જો પ્રેમમાં દુઃખ હોત તો નીતિ અને સ્વદેશ ઉપરના પ્રેમને ખાતર સોક્રેટીસ વગર કમકમે ઝેરનું પ્યાલું પી જઈ શક્ત નહિ. કુંભા રાણાએ મોકલેલો ઝેરનો પ્યાલો સાધ્વી મીરાંબાઈ પ્રભુપ્રેમ વિના પી શકત નહિ. ધર્મભાવ વિના જેને યાદ કરવાથી પણ કમકમાટ છુટે એવાં ક્રુસ ઉપર ખીલા ઠોકાવી ઇસુ પ્રાણ આપત નહિ. આર્યત્વ ઉપરના પ્રેમ વિના બહાદુર પ્રતાપસિંહ વીરપ્રસવિની

ચિતોડની ભૂમિનું જંગલી અરણ્ય બનાવી પોતાની પ્રિયતમા તથા બાળકોને ભીલને આશરે—અરે કટકા રોટલા વિનાના છોડી યવનો સાથે લડત નહિ. પ્રતાપી રામચંદ્રમાં જો પિતૃપ્રેમ ન હોત તો રાજ્યાભિષેકને દિવસે વનવાસ લેત નહિ, અને ઈશ્વર ઉપરના દૃઢ પ્રેમ વિના મહાત્મા ગૌતમ બુદ્ધ પોતાની ખુબસુરત રાણી, વિશાળ રાજ્ય, અને તુરતના જન્મેલા પુત્રનું મુખ જોયા વિના ઘોર અરણ્યમાં ભિક્ષાપાત્ર વિના ચાલ્યો જાત નહિ.

## જો પ્રેમમાં દુઃખ હોત તો

સુકોમળ વૈદર્ભી નળ સાથે ઘોર અરણ્યમાં ઉપવાસી ટળવળત નહિ. સતી સુલોચના પતિના શબ સાથે બળી મરત નહિ. મહારાણી તારામતી પોતે જેને અસંખ્ય દાન આપેલાં છે એવા બ્રાહ્મણને ઘેર વેચાત નહિ, જેનું નામ સાંભળતાં જ ત્રાસ છુટે છે એવા જમ સાથે સાવિત્રી ચાલી જાત નહિ, અયોધ્યા–મિથિલાનું રાજ્ય તથા દેવી કૌશલ્યા અને મુનિ વશિષ્ઠજીની આનાકાની છતાં સીતા વનવાસ જાત નહિ. અને જો પ્રેમમાં દુઃખ હોત તો "તું મારા પતિનો દ્વેષ કરે છે માટે તારાથી ઉત્પન્ન થએલ આ શરીર પણ મારા કામનું નથી" એમ પિતાને કહી યજ્ઞકુંડમાં પડી પાર્વતી બળી મરત નહિ.

સુભદ્રા ઉપરના પ્રેમને લીધે તેનું હરણ કરવા ભીલ બનતાં બહાદુર અર્જુનને જો શરમ લાગી હોય, શાપથી ભ્રમિત થયાથી પ્રિયતમાનો તિરસ્કાર કર્યા પછી સ્મૃતિ આવતાં શકુન્તલાની માફ માગી હાથ જોડી પગે પડતાં જો મહારાજા દુષ્યન્તને ખેદ થયો હોય, કુદરતી નાજુકાઈ છતાં પુંડરીક માટે કઠિન તપ કરતાં જો મહાશ્વેતાને દુઃખ લાગ્યું હોય, લઈલાને માટે જેના શિરપર દુઃખનાં ઝાડ ઉગેલાં છે એવા મજનુને દીવાનો

બનતાં વસમું લાગ્યું હોય, અનિરૂદ્ધને મારવા આવતાં પોતાના પિતા બાણાસુરના હજાર હાથ કાપનાર પોતાના પતિ ઉપર જો ઓખાને અભાવ આવ્યો હોય, ગર્ભ શ્રીમાન સુકોમળ બાળ રામચંદ્રને પોતાની પ્રિયા સારૂં જેનું નામ સાંભળતાં મહાન દેવો કંપિત થતા હતા એવા ભયંકર રાક્ષસ રાવણ સાથે લડતાં જો જીગરમાંથી નાસીપાસી થઇ હોય, અને કૃપાળુ મહાદેવોના મહાદેવને પોતાની પ્રિયાના પ્રેમને ખાતર સ્મશાનની વિભૂતિ ચોળવી ગમતી ન હોય તો અમે પ્રેમને દુઃખ રૂપ માનીએ, પણ જ્યારે ઉપલા પ્રેમીઓને એ દુઃખો દુઃખકર લાગતાં નથી ત્યારે આપણે તેને દુઃખ રૂપ શા માટે માનીએ? વ્યવહારની નજરે ભલે તમે તેને દુઃખ કહો, પણ પ્રેમની નજરે તે દુઃખ નથી. એક લાકડું જ્યાં સુધી પૂરેપૂરૂં બળી જતું નથી ત્યાં સુધી તેમાંથી ધુમાડો નીકળવો બંધ થતો નથી પણ જ્યારે તે બરોબર બળી જાય છે ત્યારે પ્રકાશ અને ગરમી આપે છે, ને છેવટ તેની ઉપર રાખનું પડ વળતું જાય છે, તેમ પ્રેમ પણ જ્યાં સુધી ખરી હદ સુધી પહોંચેલો નથી ત્યાં સુધીજ તેમાં દુઃખ દેખાય છે, પણ જ્યારે તે જામી જાય છે—દૃઢ થાય છે ત્યારે આખું વિશ્વ પ્રેમીને સુખ રૂપજ થઈ જાય છે, ને જેમ દેવતાના અંગારા ઉપર રાખનું પડ વળે છે તેમ પ્રેમના સુખ ઉપર આત્મશાંતિનું પડ વળે છે. એજ પ્રેમની મહત્તા છે—એજ પ્રેમની સાર્થકતા છે—એજ ઈશ્વરની ભક્તિ છે—એજ મોક્ષદ્વાર છે.

## પ્રેમનું સાહિત્ય.

જ્યાં જુઓ ત્યાં પ્રેમની ખુબીઓ ભરેલીજ છે, લોકો કહે છે કે, " अनंतशा त्रं ब लाश्च विद्या अलपश्च कालो " પણ પ્રેમીઓને—રસજ્ઞોને એમ લાગે છે કે, દુનિયામાં વિદ્વત્તા થોડી

છે–જાહેરમાં બહુ થોડી છે, અથવા છે તેટલી આપણને મળતી નથી. પ્રેમના જુદા જુદા સેંકડો ભેદ છે, એ દરેક ભેદના જુદા જુદા હજારો ભાવ છે, એ દરેક ભાવમાં હજારો ખુબીઓ છે, તે દરેક ખુબીનાં હજારો દૃષ્ટાંત છે, ને તે દરેક દ્રષ્ટાંતનું એક એક મહાભારત બની શકે છે. દુનિયામાં એટલું સાહિત્ય ક્યાં છે? જેમાંથી અલૌકિક ખુબી જોવાનું બની શકે, જેમાંથી તત્વ મળી શકે, જેનાથી આત્મા કોઈ ભવ્યતા તરફ ખેંચાય, જેનાથી પ્રેમના ગુહ્ય મર્મ–હૃદયના કેટલાક કુટ પ્રશ્ન સ્ફુટ થાય, અને જેનાથી નવું જીવન મેળવાય એવા પ્રેમને લગતા ગ્રંથો દુનિયાની કોઈ પણ ભાષામાં આંગળીના વેઢા ઉપર ગણાય એથી વધારે ક્યાં છે? જેટલા છે તેટલામાંથી તત્વ ગ્રહણ કરનારા ક્યાં છે? જ્યારે પ્રેમના સાહિત્યની હાલત વર્તમાન કાળમાં આવી છે ત્યારે વિદ્વત્તા જો કે અખુટ છે તોપણ તેની પ્રેમીઓને ખુટ લાગે તેમાં અજબ જેવું નથી. રસજ્ઞતાનું પેટાળ બહુ મોટું છે, અખુટ વિદ્વત્તા ને મહાન કવિત્વ રસજ્ઞતાના પેટાળમાં સમાઇ જાય છે. ઈશ્વરની ખુબી તો જુઓ કે એવડી મોટી રસજ્ઞતા મનુષ્યના હાલના ડાકટરોએ માપ કરેલાં ત્રણ ચાર ઔંસના હૃદયમાં સમાઈ જાય છે! એ રસજ્ઞતા પ્રેમનાં જુદાં જુદાં સ્વરૂપ જોવા માગે છે, કે એ સ્વરૂપના અધુરા અધુરા ઝાંખા ઝાંખા ભાવ ઘણે ઠેકાણેથી મળે છે, પણ તેનું ખરૂં સ્વરૂપ–તેનું પૂરૂં વિવેચન ક્યાંઈ પણ મળતું નથી. પ્રેમીઓને એવાં ઘણાં પુસ્તકોની જરૂર છે, તે વિદ્વાનોને પ્રસંગ મળે લખવા બની આવે એવા ઉદ્દેશથી જેમાં પ્રેમની જુદી જુદી અસરો–ભાવો–ભેદો રહેલા છે તેવાં કેટલાંક નામો રજુ કરૂં છું.

પ્રેમના અધિકારી

પ્રેમનો ઉદ્ભવ

પ્રેમની સીમા

પ્રેમની મીઠાશ.

| | |
|---|---|
| પ્રેમનું રહસ્ય | પ્રેમની ભભક |
| પ્રેમનું ઉંડાણ | પ્રેમની લ્હેરો |
| પ્રેમની ઘેલછા | પ્રેમની કટાર |
| પ્રેમનો પ્રકાશ | પ્રેમની ખાસિયત |
| પ્રેમની અજાયબી | પ્રેમના ઉછાળા |
| પ્રેમની આગ | પ્રેમની ગ્રંથી |
| પ્રેમના અવગુણ | પ્રેમનું પક્ષપાતપણું |
| પ્રેમ મહિમ્ન સ્તોત્ર | પ્રેમ વિટંબણા |
| પ્રેમના દુશ્મન | પ્રેમની વિચિત્રતા |
| પ્રેમ સહસ્રી | (પ્રેમની મીઠાશમાં તીખાશ ફીકાશ ને ખટાશ) |
| પ્રેમનો ભેદ | |
| પ્રેમ ને નીતિ | પ્રેમની કીર્તિ |
| પ્રેમ ને પતંગ | પ્રેમના સોબતી |
| પ્રેમની ખેંચતાણ | પ્રેમ પાશ |
| પ્રેમ બિંદુ | |

ગુણજ્ઞ સાહેબો ! આ નામ વાંચીનેજ સંતોષ નહિ પકડો, રહસ્ય પકડો, તેમાંની એકાદ બાબત હાથ ધરો, અને અજવાળી છતાં અંધારી દુનિયામાં પ્રેમચંદ્રિકાનાં શીતળ કિરણો, કે જે આપણા અંતરાત્મા સાથે જડાએલાં છે તે, કર્તવ્ય બજાવવા સારૂ ફેંકી શકાય તેટલાં ફેંકો. આટલાં નામોથીજ કંટાળી નહિ જતા હો; હજુ તો મારે તમારી વધુ સેવા બજાવવાની છે.

| | |
|---|---|
| કુદરતી પ્રેમ | વિષયી પ્રેમ |
| અયોગ્ય પ્રેમ | એક તરફી પ્રેમ |
| જામેલ પ્રેમ | મસ્ત પ્રેમ |
| પવિત્ર પ્રેમ | પ્રેમ બીમારી |
| પ્રેમીનું હૃદય | પ્રેમીની મુલાકાત |

પ્રેમીનો વખત
પ્રેમીઓની વાતો
પ્રેમીની ભૂલો
પ્રેમીઓના મિત્રોને મળતી મઝા.
પ્રેમને માટે વિદ્વાનોના વિચાર
પુરૂષ પ્રેમી કે સ્ત્રી ?
આ તે ઉંડાણ કે ઉંચાણ ?
પ્રેમી થોડા કાં ?
સુખની ક્ષણો
(પ્રથમ કોના હૃદયમાં પ્રેમ ઉત્પન્ન થાય છે ? )
નિશો વધારે શેમાં ?
પ્રેમથી ઉત્તમ શું ?
(પ્રેમમાં શાંતિ નથી ત્યારે તે શાંતિ કેમ આપશે ? )
હાસ્યમાં જખમ
કીધેલો પ્રેમ ને કુદરતી પ્રેમ
પ્રેમ પત્રો
(પ્રેમમાં ઉચ્ચતા છે તો પ્રેમી શ્રેષ્ઠ કેમ નહિ થાય ?)
પ્રેમની આવશ્યકતા
પ્રેમીને મન દુનિયાં
પ્રેમીની અધીરાઈ
પ્રેમીઓનો ઉપદેશ
પ્રેમીના ઉદ્‌ગાર
દુઃખમાં સુખ
ડાહ્યા છતાં દીવાના
દુનિયાંને મન પ્રેમી
( જાદુ દુનિયાંમાં હોય કે નહિ પણ પ્રેમમાં તો છે )
પ્રેમમાં સુખ છે કે દુઃખ ?
રોવામાં મજે
રડતાં ને હસતાં
પ્રેમનો રસ્તો અવળો કાં ?
ઝોલાં ખાતી અવસ્થા
કયો પ્રેમ સારો ?
દીવાનામાં ને પ્રેમીમાં ફેર શો ?
પ્રેમના બે કિનારાનો તફાવત
પ્રેમ વૃદ્ધ થાય છે કે નહિ ?
પ્રેમ વ્યવહારનું યુદ્ધ
પ્રેમાકર્ષણ
પ્રેમ કેવો જોઇએ ?

વાંચકો ! આ ટાહેલું નથી, પાનાં ભરવા સારૂ અફડમચી તફડમચી કરી ભરતીયું કરવાના હેતુથી આ નામ આપવામાં આવ્યાં નથી. એનો ઉદ્દેશ મહાન છે. બહારની સૃષ્ટિ કરતાં વધારે બહોળી સૃષ્ટિ આપણા અંતર બ્રહ્માંડમાં છે, તેનું કાંઈ દર્શન કરાવવામાં આ નામો સહાયભૂત થાય એવી ઈચ્છાથી તે અંહી દાખલ કર્યા છે.

હવે આપણે કાંઇક વધારે ઉંડાણમાં જઇએ, વધારે રહસ્યમાં ઉતરીએ, ને વધારે ખુબીદાર નામો જોઇએ, ઉપલી અવસ્થા–લાગણીઓ કરતાં કાંઇક વિશેષતાવાળી ને કાંઇક કઠિન દેખાતી સ્થિતિ તરફ આપણે વળીએ.

| | |
|---|---|
| બંદા ચકરમ કે દુનીયાં દીવાની ? | પ્રેમની ખુમારી. |
| | આતે પ્રેમ કે કાતેલ ઝેર |
| આતે રસબિંદુ કે રસસાગર ? | જુબાન વગરની ભાષા. |
| | માશુકનું મુખ. |
| (કઇ ભક્તિ રસિક? જડપ્રતિમાની કે પ્રત્યક્ષ પ્રિયતમાની ?) | (તારૂં બધું વાહલું ત્યારે વિરહ વશમો કાં ?) |
| (મીઠું ભરેલા જખમો ને હરખનાં અશ્રુ) | પ્રેમની પીછાણ |
| બંધાતો ને તુટતો પ્રેમ | પ્રેમનો પરિતાપ |
| ગએલો પ્રેમ | બદલાતો પ્રેમ |
| ભ્રમિત પ્રેમ | પરતંત્ર પ્રેમ |
| મુલાકાતનાં તરફડીયાં | વિયોગીનું સુખ |
| પ્રેમમાં વિઘ્ન | પ્રેમ તોડાય કેમ ? |
| વિયોગની મજે | પ્રેમમાં કુટ |
| પ્રેમભંગનું પ્રાયશ્ચિત્ત | |
| પ્રેમ ને વૈરાગ્ય | સ્વચ્છંદી છતાં શુદ્ધ |
| પ્રેમ ને અભેદ | કુદરત ને પ્રેમ |
| દીવાના છતાં મોક્ષના અધિકારી | (યોગિની સમાધિ ને પ્રેમીની શૂન્ય વૃત્તિમાં ફેર શું ?) |
| દુનિયાંની વિસ્મૃતિ | પ્રેમ ને મોક્ષ. |

રસજ્ઞો ! પ્રેમના બેસુમાર ભેદ છે, પ્રેમની અનંત ખુબીઓ છે, હું પ્રેમનો બીન અનુભવી યુવાનીઓ તે પ્રેમનું કેટલુંક

રહસ્ય બતાવી શકું? હું આખી જીંદગી સુધી લખ્યા કરૂં તોપણ મારા પ્રેમના ઉભરા ખૂટેજ નહિ, પ્રેમ એવો અગાધ છે. એ અગાધ પ્રેમનું ઉંડાણુ જોવા દરેક જણે પ્રેમની લાગણી ખીલવવી જોઇએ, પ્રેમનું રહસ્ય સમજવું જોઇએ, અને પ્રેમનું સાહિત્ય વધારવું જોઇએ. યાદ રાખજો કે દુનિયામાં જેટલું પ્રેમનું સાહિત્ય વધશે તેટલું પ્રજાનું વિશેષ કલ્યાણ થશે.

## પ્રેમનાં સાહિત્ય તરફ લોકોનું ખેંચાણ.

વર્તમાન કાળમાં અલૌકિક જ્ઞાનવાળા વેદના તરજુમા લોકોને મફ્ત આપશો તોપણ તે વાંચવાવાળા થોડા જ મળશે. વ્યાસનાં બ્રહ્મસૂત્ર અને પતંજલિના યોગનાં પુસ્તક ધર્માદામાં આપશો તોપણ તે લેનાર ધારશો તેટલા મળશે નહિ. આયુર્વેદ અને ધનુર્વેદનાં પુસ્તક તમારે ખરચે લોકોને ઘેર પહોંચાડશો તોપણ તે મંગાવવાવાળા પ્રમાણમાં બહુ થોડા નિકળશે, પણ કામસેન રસીકા, ગુલબકાવલી, લઇલા મજનુન કે સદેવંત સાવળીંગાની ચોપડી મુફ્ત દેવાની જાહેર ખબર આપો અને પછી જુઓ પડાપડી! એ પડાપડી શા માટે થાય છે? પ્રેમ માટે.

કવિ દયારામ કહે છે કે,

“ ઔર પ્રસંગ ન લગે રૂચી, કીની અતિ મનુકારી”
“ જૈસી મનોહર માધુરી, લગે પ્રેમકી ગારી.”

ભાઇઓ! પ્રેમની ગાળ પણ મધુરી છે, અને બીજા વિષય અત્યુત્તમ હોય તોપણ રૂચિ થતી નથી. એમ છે માટે પ્રેમના ઉત્તમ લેખોની જરૂર છે. હા, ખરૂં છે કે, લોકોની રસવૃત્તિ હલકા પ્રકારની છે. પણ એમાં તેઓનોજ વાંક નથી, એ વાંકમાં બીજા ઘણા જણનો હાથ છે. કોનો દોષ છે એ સાથે આપણને આ જગ્યોએ કામ નથી, આપણે તો એટલુંજ જો-

વાનું છે કે, લોકોમાં પ્રેમની લાગણી કઈ જાતની છે–કેટલે અંશે છે, અને તે કેમ સુધરે. ટુંકામાં લોકોની પ્રેમવૃત્તિ મલિન ભાવનાના રૂપમાં બદલાઇ ગયેલી છે, તેને ઉંચ ભાવનામાં લાવવી જોઇએ. રાજ્યસત્તા તેને સુધારી શકશે નહિ, કરોળીઆના જાળાં જેવા કાયદાઓ તેને બંધન કરી શકશે નહિ, એડીસનની વીજળીનો ફટકો પણ એ મલિન ભાવનાને લાગી શકશે નહિ. અને હાલમાં ઢીલો થએલો ધર્મદંડ પણ તેને અસલ સ્થિતિએ લઇ જઇ શકશે નહિ, માત્ર પ્રેમનું સાહિત્યજ–વધતું જતું સાહિત્યજ એ હલકા પ્રકારની રસવૃત્તિને હાંકી કહાડી શકશે, માટે પ્રથમ સાહિત્યનુંજ બળ વધવું જોઇએ. એ બળ વધારવું એ વિદ્વાનોનું કામ છે.

પ્રેમ મનુષ્યને સ્વર્ગ તરફ ખેંચે છે, અથવા તો સ્વર્ગને પૃથ્વી તરફ ખેંચે છે. પ્રેમ મનુષ્યમાં મનુષ્યત્વજ નહિ પણ દેવત્વ મૂકે છે. જે દેશમાં પ્રેમ નથી, જે પ્રજામાં પ્રેમ નથી, અને જે જાતનાં પ્રાણીઓમાં પ્રેમ નથી, તેની સ્થિતિ તમે તપાસશો તો જરૂર તે હીનભાગ્ય માલમ પડશે, એટલુંજ નહિ પણ તે દિનપ્રતિદિન દુર્દશામાં ઉતરતાંજ જશે, એ નિ:સંદેહ છે. જીંદગીમાં મીઠાશ લાવવા, કર્તવ્યમાં ઉત્સાહ લાવવા, વિચારોમાં શ્રેષ્ઠતા લાવવા, દુનિયામાં ઉજ્વળતા લાવવા, પ્રાણીઓમાં ભ્રાતૃત્વ લાવવા, ધર્મમાં વિશ્વાસ લાવવા, અને મોત સુધારવા આપણે પ્રેમના–સત્ય પ્રેમના ઉપાસક થવું જોઇએ. જ્યારે પ્રેમની લાગણી ખીલે ત્યારેજ તેમાં રહસ્ય લાગે છે. પ્રેમનાં પુસ્તકો એ લાગણી ખીલવવામાં મદદગાર છે. આપણે કાગળના પાનામાં લખીએ છીએ તે કાંઇ એટલેથીજ અટકતું નથી. યાદ રાખજો કે તે ઘણાઓના હ્રદયમાં પણ બેમાલુમપણે લખાઇ જાય છે, લખાઇ જાય છે એટલુંજ નહિ પણ તે પ્રમાણે વર્તન થાય છે, માટે

ભાઇઓ! પ્રેમના સાહિત્યને કેળવો, મેળવો, ખરીદો અને વેચો.

ઉંચ ભાવનાનાં પ્રેમનાં પુસ્તકો એ પ્રજાસુધારણાનો એક ઉત્તમ રસ્તો છે. એવા બહુ લેખથી પ્રજાની રસવૃત્તિ શ્રેષ્ઠ પ્રતિની થશે, અને ઉંચ ભાવના, શ્રેષ્ઠવૃત્તિ—એજ દેશોન્નતિ—ધર્મોન્નતિ-આત્મોન્નતિનું મૂળ છે.

## પેલો મીઠડો અવાજ.

ઓ શંકીલાં મનુષ્યો! ઓ અદેખી દુનિયા! ઓ બંધન કારક વ્યવહાર! જરા વાર તમે મારી સામું જુઓ—ન જુઓ. ર્‌હેજવાર તમારી જાળમાંથી મને છુટો કરો. અરે! પળ વાર મને પેલો અવાજ, બુલંદ અવાજ, મધુર અવાજ, મારા કાનમાં રમી રહેલો મીઠડો અવાજ, મારા હૃદયના અસ્ફુટ ભાવ ખીલવનાર ભેદી અવાજ—મારા જીગરમાં નવી તાજગી બક્ષનાર જાદુઇ અવાજ, મારા આત્માને ભવ્યતા તરફ ખેંચનાર દૈવી અવાજ અને મનુષ્યની જીંદગીમાં જેટલી મીઠાશ આવી શકતી હોય તેટલી સંપૂર્ણ મીઠાશ આપનારો પેલો અવાજ મને સાંભળવા દો. આહા:! ત્હારો અવાજ! મીઠડી ત્હારો અવાજ! શું ખુબી! તને ધન્ય છે કે એવો અવાજ મળ્યો, મને પણ ધન્ય છે કે એવો અવાજ સાંભળવાનો પ્રસંગ મળ્યો અને કુદરતની કરામતને પણ ધન્ય છે ધન્ય છે.

ભલે તમે તાલ સુરવાળાં ઉત્તર હિંદુસ્તાનના ગવૈયાઓનાં ગાન સાંભળો. ભલે તમે હાવભાવવાળી કર્ણાટકી નાયકાઓનાં ગાન સાંભળો, ભલે તમે નાટકશાળાઓમાં વખણાએલા વારે વારે વન્સમોર બોલાવતા ખેલાડીઓનાં ગાન સાંભળો, ભલે તમે વર્તમાનપત્રોમાં માન પામેલી જેપાન ને ફ્રાન્સની પરીઓનાં ગાન સાંભળો, ભલે તમે પીંજરામાં પૂરેલી પઢાવેલી મીઠડી

મેનાનાં ગાન સાંભળો, ભલે તમે બહુ જાતના અવાજ કહાડતાં નાજુકડાં બુલ બુલનાં ગાન સાંભળો, અને ભલે તમે રસજ્ઞ આચાર્યોની માનીતી કોકીલાનાં ગાન સાંભળો, પણ મારી એ ખૂણે પડેલી માશુકનું ગાન કયાંઇ નથી. અહાઃ ! તેની ખુબી ! તેની ખુબી તમે શું સમજશો ? તેની ખુબી તો મારૂં જીગરજ સમજશે, તેની કદર તો મારો ઇશ્વરજ પીછાનશે. બકાવલી જેવી પરીઓ, તથા ઉર્વશી, રંભા ને મેનકા જેવી અપ્સરાઓનાં ગાનની ભલે વગર વિંધાએલાઓ વાતો કર્યા કરે, કિન્નર અને ગંધર્વોનાં ગાનનાં ભલે શાસ્ત્રકારો બાકાં કુંકયા કરે, નારદની વીણા અને પાંડવોના શંખના અવાજનાં ભલે લોકો વખાણ કર્યા કરે, પોતે નહિ સાંભળેલા અનહદ નાદના ભલે હાલના નામના વેદાંતિયો વર્ણન કર્યા કરે, અને ગ્રહમંડળના ફરવાથી ઘર્ષણને લીધે ઉત્પન્ન થતા અલૌકિક અવાજની ભલે વિદ્વાનો વાતો કર્યા કરે, પણ મેં સાંભળેલા પેલા અવાજની પાસે એ બધું કાંઇ પણ બિસાતમાં નથી, ગોવાળિયા કનૈયાની મોરલીએ ગોપિકાઓના હૃદયમાં જે અસર કરી હતી, દેવકીજીનો આઠમો ગર્ભ જાણી પછાડતાં ઉડી ગએલી વિજળીની આકાશવાણીએ કંસના મનમાં જે અસર કરી હતી, શૂદ્ર તપસ્વીને હણુવા દંડકારણ્યમાં ગએલા રામના મુખમાંથી પ્રિયાને તજી દીધા છતાં તેની યાદમાં નિકળતા ઉભરા સાંભળી અદૃશ્ય રહેલી સીતાને જે અસર થઇ હતી, લિંગપાત પેહેલાં ઋષિપત્નીના ગાનથી ધ્યાનમાં બેઠેલા સદાશિવને જે અસર થઇ હતી, વધ વખતે પૂતનાની કારમી ચીસથી વ્રજમાં જે અસર થઇ હતી, યુદ્ધ વખતે પાંડવોના શંખના અવાજની દુર્યોધનના હૃદયમાં જે અસર થઇ હતી, ફરી સ્વયંવર વખતે બાગમાં અંતરપટ નાંખી બેસાડેલા બાહુકના શબ્દોથી દમયંતીને જે અસર થઇ હતી, અને સખીયો

સાથે ફરતી–રોપાને પાણી પાતી શકુન્તલાના શબ્દ સાંભળવા આડ પાછળ છુપાઇ રહેલા દુષ્યન્તને તે સાંભળતાં જે અસર થઇ હતી, તેવી ઘણા પ્રકારની અસર મારા હૃદયમાં તેના અવાજથી–તેના અવાજની અસરથી નિરંતર થયા કરે છે.

ઓ મારાં ચક્ષુની ઠંડક! ઓ મારી લાગણીના ધ્રુવ ! ઓ મારાં હૃદયના અમૃત ! ઓ મારી જીંદગીની મીઠાશ ! ઓ મારી શ્રેષ્ઠતાનાં સુકાન ? ઓ મારા દેહની કાંતિ ? ઓ મારા હૃદયની શાંતિ ! કૃપા કરી તારો મીઠડો સ્વાભાવિક જાદુઇ અવાજ મને સંભળાવ. ઓ મીઠડી ! તારા શબ્દોની મને શું અસર થાય છે તે તું તો નહિ સમજતી હોય પણ મારી રસજ્ઞતા તો તેની ખુબી સમજે છે, મારૂં અંતઃકરણ તો તેની કદર પીછાને છે.

## માશુકના અવાજનો ભણકારો.

તારાં વચનામૃત સાંભળવા મારા તીક્ષ્ણ થએલા કાન સદા આતુર રહે છે, તારા અવાજના ભણકારાથી મારી લાગણી શક્તિમાં જાણે વિજળીક પ્રવાહ પસાર થાય છે. તારી વાણીના પડઘામાં હું કોઈ એક જાતની નહિ વર્ણવી શકાય તેવી મીઠાશ અનુભવું છું, તારા ઉચ્ચારમાં મને કાંઇક છુપું રહસ્ય લાગે છે, તારા બોલવાના હંમેશના લેહેકામાં મને કંઇક ધ્યાન ખેંચનારપણું લાગે છે, તારા રસિક શબ્દો જાણે ચૂંટી કહાડેલા લાગે છે, તારી વાકયરચના સરળ ને સરસ લેખકો કરતાં વધારે સારી લાગે છે, તારા વિચારમાં ન્હડતાપણું દેખાય છે, તારી બોલવાની સીફત અસરકારક લાગે છે. તારાં દૃષ્ટાંતો તાદૃશ્ય લાગે છે, તારૂં બોલવું પ્રાસંગિક લાગે છે, અને તારા અવાજની સાથે કાંઇક બીજું પણ બેમાલુમપણે તારા હૃદયમાંથી નિકળી મારા હૃદયમાં સરી પડી

## ગદગદીયાં.

કરતું હોય એમ મને લાગ્યા કરે છે. એ ગદગદીયાંની મીઠાશ હું તમને કેવી રીતે સમજાવું? તેણીના અવાજ મારફતે મારા હૃદયમાં એ રેલાઇ જતા–ફેલાઇ જતા–ઉભરાઇ જતા રસને જો હું પ્રવાહી બનાવી શકતો હોત તો જરૂર તેનાં થોડાંક ટીપાં તમોને ચખાડત. જો એ બેમાલુમ અદ્‌ભૂત રસને હું નક્કર બનાવી શકતો હોત તો ખચિત તેની ગોળી બનાવી જેમ તેણે મારૂં હૃદય વિંધેલું છે, તેમ એ ગોળીથી હું તમારૂં જીગર વિંધત. જો એ સ્વાભાવિક ખુબીને–જો એ અસ્પુટ સ્વાદને હું વાયુ રૂપમાં લાવી શકતો હોત તો ગમે તે જોખમે પણ તમારી લાગણી શકિતઓને હું તેનો સ્પર્શ કરાવત, પણ દીલગીર છું કે, મારાથી તેમાંનું કાંઇ પણ બની શકતું નથી. મને તે છુપી ખુબી મેળવતાં ખર્ચ થતો નથી–પરિશ્રમ પડતો નથી, તેમ તેણીને તે આપતાં પણ કાંઇ અડચણ થતી નથી. ઓ કૃપાના ભંડાર! એ ઉદારતાની મૂર્તિ! તું શા માટે મારી ઉપર એટલો બધો ઉપકાર કરે છે? તારા જેટલો લાભ મને જગતમાં બીજું કોણ કરી શકે એમ છે?

## માશુકના ઉપકાર.

ધારો કે કોઇ શ્રીમંત મને પૈસા સંબંધી મદદ આપી શકે છે, વ્યવહારિક મિત્રો મને ઉજાણીમાં જમવા લઇ જાય છે, સગાઓ ભલી લાગણીથી અમારા કુટુંબનાં નાનાં બચ્ચાંઓનું વેશવાળ કરવા ઉતાવળ કરે છે, વડીલો સારી પણ આપણને અણગમતી લાગતી સલાહ આપે છે, એ બધા ઉપકાર છે, પણ ઓ મારા પ્રાણના પ્રાણાત્મા! તારા ઉપકારની બાબત તો જુદીજ છે. મારા અંતર જગતનો તું ચંદ્ર છે, મારી જીંદગી

રૂપી નાવનું તું સુકાન છે, મારી મનોવૃત્તિ રૂપી ગાડીનું તું એન્જીન છે, મારા વિચાર રૂપી પવનને ઘુમવાનું તું આકાશ છે, મારી વર્તણુંકનો તું પાયો છે, મારા દેહની તું વિજળી છે, મારી આંખનો તું સુરમો છે, મારા હૃદયનું તું અમૃત છે, મારા કાનનો તું વેદ છે, મને ઉંચતા દેખાડનાર તું ધ્રુવ છે, હું પ્રેમાંધની તું જેષ્ટિકા છે, મારી જીંદગીની તું મીઠાશ છે, ખરા સ્વર્ગની તું ચાવી છે, મારા ભવિષ્યની ચાવીના ઝુમખાની તું માલેક છે, અને જડ પ્રતિમાને બદલે ઓ પ્રિયતમા ! તું મ્હારી પ્રત્યક્ષ દેવી છે. ઓ કલ્યાણી ! હું તને પ્રેમપૂર્વક-માન-પૂર્વક હૃદયના ઉમળકાથી નમું છું. તું મારી સામું જો, અમી-દ્રષ્ટિથી જો, જીગરની લાગણીથી જો; કારણ કે તારી દ્રષ્ટિમાં-તારા અવાજમાં મારૂં ભવિષ્ય-મારૂં સ્વર્ગ-મારૂં સર્વસ્વ છે.

## તને છોડીને હું બીજા કોને ભજું ?

તારા વિના બીજું કોણ મારા અંતરાત્માને શાંતિ આપી શકે ? તારા વિના મારી જીંદગીમાં કોણ અમૃત રેડી શકે ? તારા વિના બીજા કોઇથી પણ હું કેમ તૃપ્ત થઇ શકું ? તારા ટેકા વિના શ્રેષ્ઠતાની સીડી ઉપર હું કેમ ચઢી શકું ? તારી દ્રષ્ટિમાંથી ઝરતાં અમૃત વિના હું કેમ જીવી શકું ? તારા હૃદયમાંથી વેહેતા રસના પ્રવાહ વિના હું રસજ્ઞતામાંથી કેમ તણાઇ શકું ? અને તારા વિના મને મોક્ષનો રસ્તો કોણ દેખાડે ? અરે ! કોઇ એવી આરસી છે કે જે જગતને માશુકનું મુખ દેખાડે ? અરે ! કોઈ એવો રસ્તો છે કે જેથી માશુકના હૃદયમાં દાખલ થવાય ? અરે ! કોઇ એવો ધર્મ બતાવો કે જેથી જગત માશુકને પૂજનારૂં-ભજનારૂં થાય ! અરે ! કોઇ એવું અંજન બતાવો કે જેથી અનિમિષ દ્રષ્ટિથી માશુકનું

દર્શન થયા કરે ! અરે ! કોઇ એવો નીસો પાઓ કે જેથી માશુકની ધુન વિના બીજું સૂઝેજ નહિ ! અરે ! કોઇ એવી જડી બુટ્ટી બતાવો કે જે પીવાથી રૂંવે રૂંવે માશુકજ રમી રહે ! અરે ! કોઇ એવી યુકિત શોધી કહાડો કે જેથી માશુકના સૌંદર્ય વિના બીજું ખાવુંજ ન પડે ! અરે કોઇ એવી વિદ્યા શોધી કહાડો કે જેથી માશુકના નામ વિના બીજું કાંઇ ભણવુંજ ન પડે ! અરે ! કોઈ એવું જાગરણ ખેંચી લાવો કે જેથી માશુકની ખુબી રૂપી નિદ્રા વિના બીજી નિદ્રાજ ન આવે ! આત્મજ્ઞાનથી પરમાત્માના જ્ઞાન શિવાય બીજી સર્વ વૃત્તિનો લય થાય છે, તેમ માશુકના જ્ઞાન શિવાય બીજી સર્વ વૃત્તિયોના લય થાય એવું કોઇ મને શીખવશો ? કેટલાક ભકતો પોતાના શરીરમાં ધારેલી ભાવનાઓની ચોકસ આકૃતિઓ પાડી શકતા, તેમ હું મારા લોહીનાં રજકણોમાં માશુકનો બહાર પાડી શકું એવું તે કયારે થશે ? કયારે થશે ?

માશુક ! ઓ ઘેલુડી માશુક !

## તું શરમાય છે શા માટે ?

તું બ્હીએ છે શા માટે ? અમારાથી છેટી છેટી શા માટે ભાગે છે? શું પતિત થએલી માનવ જાતિનો સ્પર્શ કરવાને તું યોગ્ય નથી? શું ભ્રષ્ટ થએલા માનવ હૃદયમાં અલાબલાઓ ભરાઈ જવાથી તને રહેવાનું સ્થાન નથી ? તું શા માટે સર્વના હૃદયમાં નાચતી નથી ? મલિન વાસનાઓમાં ઘૂમતું મન તને ચાહી શકતું નથી તેથી તું ભાગતી ફરે છે કે શું ? નિર્દોષ માશુક ! તું બ્હી માં. ભલે માનવ વૃત્તિની અધમતા વધતી જતી હોય, તો પણ તેમના અંતઃકરણમાં તારે માટે સ્થાન છે. તારો સંબંધ અસ્થિર મલિન વૃત્તિઓ સાથે કયાં છે? તારો સંબંધ તો અંતરાત્મા સાથે છે. જો તું તારા ખરા સ્વરૂપમાં દર્શન દેઈશ તો

અંતરાત્મા તારો કદી પણ અનાદર નહિ કરે, નહિજ કરે. માટે તું અમારી પાસે આવતાં બ્હી માં–શરમા માં. શરમાવું તો તેણે જોઇએ કે જેઓ તારી કદર પીછાનતા નથી. ગુન્હેગાર શરમાય, નિર્દોષને શરમાવાનું શું? તું તો નિર્દોષ–અરે પવિત્રમાં પવિત્ર છે. તારી સામે મનુષ્યત્વથી ભ્રષ્ટ થએલા ઉંચી આંખ પણ કેમ કરી શકે? ત્યારે તને શરમાવાનું કે બ્હીવાનું શું કારણ છે? અરે! હા, તું બ્હીતી કે શરમાતી નહિ હોય, પણ અમારાથી રીસાણી હશે, અમારા અનિશ્ચિત મનથી તને માઠું લાગ્યું હશે, અમારી વૃત્તિ પ્રેમને છોડી બીજે ભટકવા લાગ્યાથી તને ઓછું આવ્યું હશે, તારા તરફ અમે બેદરકાર થએલા હોવાથી તને ગુસ્સો ઉપજયો હશે, તારૂં સન્માન નહિ સચવાવાથી તને ખેદ થયો હશે, અને તારા પ્રેમપાત્ર તરીકે અમે યોગ્ય નહિ હોવાથી તેં ઢીલી દોરી મૂકી હશે, ગમે તેમ પણ તું અમારાથી રીસાણી છે. અમે તારા ગુન્હેગાર છીએ. તારો પ્રભાવ એવો બળવાન છે કે, જો અમોને તારૂં લબક ઝબક દર્શન થશે તોપણ અમારો અંતરાત્મા એવી ચીકાસથી તને ચ્હોંટી જશે કે પાછી તું ત્યાંથી ખસી શકશે નહિ. પણ તારૂં એ દર્શનજ દુર્લભ છે. જો તારૂં એવું દર્શન થઇ જાય તો અપરાધની માફી માગી, પાપનો પશ્ચાત્તાપ કરી, તારે શરણ આવવા, તારા ભાગ્યશાળી ચરણમાં મસ્તક નમાવવા તૈયાર છું, તૈયાર છું. કૃપા કર, બાપુડી કૃપાકર. તારા વિના અમારો કયાંઇ આરો નથી–તારા વિના અમોને કયાંઇ મીઠાશ નથી–તારા વિના કયાંઇ–કાંઈ શાંતિ નથી, નથી, નથીજ.

## પ્રેમનુ દર્દ ચેપી નહિ એ ઈશ્વરનો અન્યાય નહિ કે ?

એક જણ કહે છે કે, સોનામાં સુગંધ ન મૂકી, ગુલાબના ઝાડને કાંટા કર્યાં, વિદ્વાનોને દરિદ્ર રાખ્યા, એ બધી વિધાત્રીની

ભૂલ છે. બીજો કહે છે કે જો હું બ્રહ્મા થાઉં તો કસ્તુરીને મૃગના ડુંટામાંથી કહાડીને ખળ પુરૂષની જીભમાં મૂકું, કે જેથી તેનો નાશ થાય. ત્રીજો પેલો ફ્રેંચ વિદ્વાન મોંસ્યુ કોમ્ટ પણ કુદરત ભૂલો કરે છે એમ કહે છે, ત્યારે મને પણ કહેવા દો કે, જો હું ઈશ્વર હોત, તો બેદર્દનાં દર્દ પ્રેમને જરૂર ચેપીરોગ બનાવત. શિતળા ચેપી, કોલેરા ચેપી, મરકી ચેપી, હડકવા ચેપી, અને એવાંજ બીજાં નાશકારક ભયંકર દરદો ચેપી, તથા ક્ષય અને દીવાનાપણા જેવાં દરદોને હોદ્દે ઉતરતાં બનાવ્યાં અને પ્રેમ જેવું ભાગ્યવંતું, માનીતું, લાડકડું, બેમાલુમ દર્દ ચેપી નહિ? એ શું ઈશ્વરનો અન્યાય નહિ કે? ડા૦ જેનરે ગૌશિતળાની રસી શોધી, ડા૦ કોકે ક્ષયના જંતુઓ શોધ્યા, મોંસ્યુ પાસ્ટાચુરે હડખવાના જંતુઓ તપાસ્યા, ડાકતર હાફકીને પ્લેગના જંતુનો અભ્યાસ કર્યો, અને ઘણા ડાકતરો કોલેરાનું ચેપીપણું અટકાવવાના ઉપાય શોધે છે, ત્યારે બંદો શું કરે છે, એ તમને ખબર છે? પ્રેમની નિશાના મસ્તપણાથી ચકરમ બનેલો હું તો પ્રેમને ચેપી બનાવવાની યોજના પાછળજ ખાઇ પીને મંડેલો છું. પણ કીસ્મત એવું સીકંદર છે કે ન પૂછો વાત. કિલ્લા તો એવા બાંધેલા કે જાણે ઇંદ્રપુરી જેવા, પણ તે કયાં? તો કે હવામાં. ચિત્ર તો એવાં ચિત્રેલાં કે વિશ્વકર્માને પણ ભૂલી જઇએ, પણ તે કયાં? તો કે સમુદ્રફીણના પરપોટામાં. કાવ્યો તો એવાં બનાવેલાં કે જાણે કુદરતનાં હરીફજ, પણ તે કયાં? તો કે જયાં આપણે અનુભવી શકીએ નહિ ત્યાં. અને પ્રેમને એવો તો ખીલવેલો કે જાણે બ્રહ્માંડમાં પણ સમાય નહિ, પણ તે કયાં? તો કે માશુક ન હોય ત્યાં. અરે પ્રભુ! આવો ઢંગ ધડા વગરનો જે હું તે પ્રેમના કઢંગા સ્વરૂપને ચેપી દર્દ કેમ બનાવી શકીશ? ઇશ્વર! ઈશ્વર! જુઓ તો ખરા આગળ શું

થાય છે? પ્રેમની ગતિ ગહન છે. કાંઈ સમજ પડતી નથી; હું તો માત્ર મારા પોતાના સંતોષને ખાતર હૃદયના સ્વાભાવિક ઉભરાને લેખિની દ્વારા રસ્તો આપું છું. ખરૂં ખોટું શું છે તે તો જાણનારાંઓ જાણે.

## મને કાંઇક જોઇએ છે.

મને ચળકતી સોનાની લગડીઓ જોઈતી નથી, મને પાણીદાર મોટાં મોટાં મોતીની ગરજ નથી, મને રાજમાન રાજેશ્રી પદની અપેક્ષા નથી, મને ત્રાંબાનું સોનું થાય તેવો કીમીયો જોઇતો નથી. પરીયોને આકર્ષી શકું એવી સિદ્ધિ મને જોઇતી નથી, સટ્ટામાં તડાકો પડી જાય તો ઠીક એવી ગણત્રી હું કરતો નથી, ઈશ્વર મને કામદેવનો અવતાર આપી દેય એવું હું ઇચ્છતો નથી, મને પટેલાઇ જોઇતી નથી, અને મને કચરાપટી બહાદુર, મસ્કારાવ સાહેબ, શીહાઈ, કે આંધળે બેલ થવું નથી. ત્યારે મને શું જોઇએ છે? મને મારી રસિકડી, મને મારી નાજુકડી, મને મારી ગુણીયલ, મને મારી મીઠડી, મને મારી વ્હાલુડી, અરે! જેના શબ્દથી મારા કાન પવિત્ર થાય છે, જેનું નામ લેવાથી મારી વાણીમાંથી અમૃત સ્રવે છે, જેના દર્શનથી મારી આંખને ઠંડક વળે છે, પ્રાણાયામથી જેમ કંપ થાય છે તેમ જેના સ્પર્શથી મને કંપ થાય છે, જેના ચિંત્વનથી મારા હૃદયમાં આનંદની ઊર્મિયો ઉછળે છે, જેના વિચારથી એક પ્રકારનું સમાધિસ્થપણું આવે છે, જેના સાન્નિધ્યથી સ્વર્ગીય ભાવ અનુભવાય છે, અને જેના મનોહર હાસ્યથી વિચિત્ર બ્રહ્માંડ વિચિત્ર મનોવૃત્તિયોને આનંદમય જણાય છે, તે રમ્ય મૂર્તિની પ્રાપ્તિ વિના હું બીજું કાંઇ પણ માગતો નથી. તેના હોઠની પ્રુજવાટીથી હું જગતને પ્રુજતું જોઉં છું, તેની આંખના પલકારાથી મારાં ચ-

ક્ષુમાં રોશની આવતી જોઉં છું, તેના નહિ સમજાએલા શબ્દો મને ગેબી અવાજ જેવા લાગે છે, તેના પગલાંનો સ્વાભાવિક અવાજ મારા લોહીના જંતુઓને તળે ઉપર કરે છે, તેના કામ કરતા કોમળ હાથમાંથી જાણે ભલાઇ ઝર્યા કરે છે, તેની ત્રિવલી જાણે મીઠાશના પર્વત ઉપર ચડવામાં સીડી જેવી છે, તેનો રોમાંચ જાણે કામદેવનાં ઉગામેલાં બાણો જેવો છે, તેનાં અશ્રુનાં ટીપાંમાં જાણે આકાશ પાતાળ દેખાય છે. પ્રાસંગિક હાસ્યથી તેના ગાલપર પડતા ખાડા જાણે સ્વર્ગમાં અમૃત તલાવડી હોય એવા જણાય છે, અને કઠેરાનો ટેકો લઇ ઉભેલી વિચાર વિનાની શાંત મૂર્તિ જાણે કોઇ ભવ્ય યોગેશ્વર ધ્યાનમાં લીન થએલા હોય તેવી જણાય છે.

## આશકનું હૃદય.

અરે! હું તને કેટલો બધો ચાહુ છું એ તને ખબર છે? તારે માટે મારા લોહીનું પાણી કરૂં છું, તારે માટે મારી લાગણી શક્તિને ખાસ જાગૃત રહી વિશેષ દોડાદોડ કરવી પડે છે. તારી તરફની કાંઇક બેમાલુમ ખુબીને ખાતર મારે ઘણા સ્વાર્થનો ભોગ આપવો પડે છે, અને તારે માટે, ઓ ગીઠડી ! તારે માટે હું લગભગ દીવાનો થયો છું, અને તોપણ ઈશ્વર ! ઈશ્વર ! તને મારી કયાં દરકાર છે? હું જે કાંઇ કરૂં છું, અરે ભૂલ્યો, મારી શક્તિથી નહિ પણ કોઇક પ્રેરણાથી–તારા આકર્ષણથી જે કાંઇ કરૂં છું તેમાં હું કાંઈજ નવાઇ કરતો નથી, તેમજ હું જે કરૂં છું તે ગાઇ બતાવવા પણ ચાહતો નથી, મારો હેતુ માત્ર તને મારૂં હૃદય બતાવવાનો છે–મારૂં દુઃખ રડવાનો મારો હેતુ નથી. મારી દૃષ્ટિના ધ્રુવ, મારા યોગની સિદ્ધિ, મારા હૃદયની દેવી, મારી જીંદગીના સ્વર્ગ, અને મને લોઢાને સોનું કરનાર

ઓ નાજુકડી પારસમણિ ! તારે ખાતર તો બહુ બહુ ખુશી ખુશીથી હું બહુ બહુ કરી શકીશ-ખમી શકીશ. ઓ પ્રેમની મૂર્તિ ! નિર્મળ

## પ્રેમનું બળિદાન

થવું એ તો મહા ભાગ્યની વાત છે. પ્રેમને ખાતર મુવેલા ફરહાદની કબરમાં જીવતી શીરીન સૂતી હતી. પ્રેમને ખાતર રાણી તારામતી ગુલામડી તરીકે વેચાણી હતી, સ્વયંવરમાં સ્વપરાક્રમથી જીતેલી દ્રૌપદીને માતૃપ્રેમને ખાતર અર્જુન પાંચ ભાઇઓ વચ્ચે પરણ્યો હતો. હલદી ઘાટને અમર કરનાર ક્ષત્રિય કુલભૂષણ રાણા પ્રતાપસિંહે ક્ષત્રિયવટ ઉપરના પ્રેમને ખાતર મેવાડ ઉજ્જડ કરી પોતાનાં છોકરાંઓને કટકા રોટલા વિના રઝળાવ્યાં હતા. સ્વદેશ-સ્વધર્મ ઉદ્ધારણા ઉપરના પ્રેમને ખાતર પિતાની મરજી ઉપરાંત મહારાજા શિવાજીએ દુશ્મન રાજ્યો સાથે લડાઈ જોડી હતી. સ્વધર્મ ઉપરના પ્રેમને ખાતર-દુષ્ટ અલાઉદ્દીનના જુલમથી સાતસેં રાજપૂતાણીયો એક-તારીખે-એક અગ્નિમાં પદ્મિની સાથે બળી મૂઈ હતી. રાણકદેવીના પ્રેમને ખાતર રાહુખેંગારે પોતાનું રાજ્ય ને મસ્તક આપ્યું હતું. સંયુક્તાના પ્રેમને ખાતર પૃથુરાજે દિલ્લીની બાદશાહી ગુમાવી હતી. પિતૃપ્રેમને ખાતર ધન્યભાગ્ય શ્રવણ જનક, જનેતાને ખભાપર કાવડમાં લઈ આખો આર્યાવર્ત ફર્યો હતો. શીખસરદાર બંદાએ સ્વધર્મપ્રેમને ખાતર પોતાનું માંસ ધગધગતી સાણસીએ ચુંટાવા દીધું હતું. સ્વદેશાભિમાની શિવાજી મહારાજના પુત્ર સંભાજીએ કુળાભિમાન ઉપરના પ્રેમને ખાતર હાથીના પગે બંધાઈ મરવાનું કબુલ કર્યું હતું, અને ધર્મ ઉપરના પ્રેમને ખાતર મહારાજા દશરથે પોતાની આખરી અવસ્થામાં રામ જેવા પુત્રને રાજ્યાભિષેકને દિવસે દેશવટો આપ્યો હતો. ઓ મારી

માશુક ! પ્રેમીના હૃદયકોષમાં અશકય શબ્દનું વજન બહુ થોડું છે. હું તેમાંનું કાંઈ ન કરી શકું-ઇરાદાપૂર્વક ન કરૂં તો પણ ઓ સૌભાગ્ય દેવી ! ઓ મંગળ મૂર્તિ ! તારા પ્રેમને ખાતર મારા હૃદયના ચીરા તો થશે ને થશે. મારી ને તારી ઈચ્છા ઉપરાંત પણ તેમાં પ્રેમોદધિ-મીઠાનું પાણી રેડાશેજ. વખતનો મલમ એ જખમપર જે રૂઝ લાવશે તે હાલમાં રમુજ આપતી દેવી યાદદાસ્તશક્તિ તે વખતે રાક્ષસ બની ઉખેડી નાંખશે.

## પ્રેમ ભંગનાં પાયશ્ચિત્ત

માટે ભર્તૃહરિએ ચક્રવર્તિ રાજ્ય છોડયું હતું પણ હું તો ઘર પણ છોડી શકીશ નહિ, અને તોપણ મારૂં મન તો જગતને છોડી ઓ રસિકા ! તારા ચરણકમળમાંજ રમશે. તારા પગનો અંગુઠો મારી આંખોને લગાડવામાંજ ભમશે. પ્રેમભંગને માટે દમયંતીના ચક્ષુમાં અશ્રુ ખુટી જવાથી લોહીની ધારા વહી હતી, પણ મારી આંખમાંથી કદાચ અશ્રુનું ટીપું પણ ન પડે તોપણ મારૂં હૃદય તો તારે માટે રડશે ને રડશેજ. ગુપ્ત રીતે રડશે, મારી ઈચ્છા ઉપરાંત પણ રડશે. પોતાની માશુકને માટે મજનુન દીવાનો થયો હતો તેમ હું દીવાનો નહિ બનું, તોપણ ભાન ભૂલેલો સ્મૃતિ વિનાનો-ઠેકાણા વિનાનો-વંટોળીયામાં ઉડતા પીછાના જેવો તો થઇશ. પ્રિયાવિયોગથી રામની પેઠે ઝાડે ઝાડે અને પાંદડે પાંદડે તો હું રાગ તાણીને નહિ રોઉં, તોપણ દંડકારણ્યનાં બધાં ઝાડ અને બધાં પાંદડાં કરતાં જે સંખ્યામાં વધારે છે તે, મારા જીગરનાં રજકણો તો રડશેજ-ઉછળશેજ. દુખીયારી દમયંતીની પેઠે શાર્દૂલ, સિંહ, અને વનચરને તો હું તારી ખબર નહિ પૂછું, પણ મારા કાન તો તારા શબ્દના ભણકારા સાંભળવા સ્વપ્નમાં પણ ખુલ્લા રહેશે. મારી આંખો મીંચાએલી છતાં પણ તારૂંજ

પ્રતિબિંબ જોશે. મારૂં મન દરેક જગ્યોએ વ્યવહારિક રીતે ખબર પૂછયા વિના તને ગોતશે. અને મારી કલ્પના દરેક જગ્યોએ ગુપ્ત* રીતે તારી ખબર પૂછશે, તથા દરેક જગ્યોએ મારા અંતરાત્માને તારી રમણીય મૂર્તિ ખુબી સહિત બતાવશે. ઓ નળ, ઓ નળ, એમ દમયંતી ઝાડે ઝાડે, ડાળે ડાળે, અને પાંદડે પાંદડે બોલી હતી, તેમ હું તારો જાપ નહિ કરૂં, તોપણ આ દેહીની બોતેર કરોડ નાડીઓ તો અસ્ફુટતાથી તારૂં ગાન ગાશે ને ગાશેજ—તારૂં નામ સાંભળતાં તન્મનાટ મચાવશેજ. રાણા મેંજેઠવાને માટે જેમ ચારણી હીમાળો ગળવા ગઇ હતી, તેમ હું હીમાળો ગળવા નહિ જાઉં, તોપણ મારી નસોમાં, મારી રીતભાતમાં તો હીમાળો (ઠંડક) આવશેજ. અને પતિને બચાવવા સતી સાવિત્રી યમની પાછળ પાછળ ગઇ હતી તેમ હું યમની પાછળ પાછળ તો નહિ જાઉં, પણ યમને મારી પાછળ પાછળ આવવાની વિનંતિ તો કરીશજ. ઓ મારા હૃદયની અધિષ્ઠાત્રિ ! મારાથી બીજું શું બને ? ન કરે નારાયણને જો કદાચ આપણી વચ્ચે પ્રણયભંગ થયો તો તારે ખાતર હું માત્ર એટલુંજ કરી શકીશ. વ્યવહારની જાળમાં સપડાએલો, રૂઢીના ઘરડમાં બંધાયલો, અનેક આવરણવાળો, પવિત્ર પ્રેમના નામને કલંકિત કરનારા લોકો વચ્ચે રહેનારો, અને અનિવાર્ય પ્રેમની સત્તા—મહત્તા નહિ સમજનાર મારા જેવો વ્યવહારિક મનુષ્ય એથી વધારે બીજું શું કરી શકે ?

## એ નાજુકડીની હું ખુશામત કાં કર્યા કરૂં ?

પ્રેમ ! અરે પ્રેમ ! તેં આ શું કર્યું ? મને તેં ખુશામતીયો બનાવ્યો ? આહા ! બંદો બ્રહ્મદેવની પણ ખુશામત કરતો

* જેને ખબર પૂછે તે જવાબ આપે અને તોપણ તે જવાબ આપનારને ખબર ન પડે કે અમને પૂછયું છે, એવી ગુપ્ત રીતે.

નહોતો પણ આજે તો હું ખરેખરો ખુશામતીઓ બની ગયો છું. અરે! મારી અક્કડતા ક્યાં ગઇ? અરે! મ્હારી મ્હોટાઇ ક્યાં ગઇ? અરે! મ્હારૂં અભિમાન ક્યાં ગયું? હું કોઇને માનતો નહોતો, હું કોઇને નમતો નહોતો, હું કોઈને વખાણતો નહોતો, હું કોઇને ચહાતો નહોતો, હું કોઇ વસ્તુમાં ખુબી જોતો નહોતો, હું કોઈ બાબતમાં વચ્ચે પડતો નહોતો, અને હું પ્રેમ જેવી વસ્તુને કલ્પિત સમજતો હતો–હસી કહાડતો હતો, તેના આજે હાલ તો જુઓ! અરે પ્રેમ! તેં આ શું કર્યું? એ નાજુકડીની હું ખુશામત કાં કર્યા કરૂં? એ બુલબુલનાં ગાયન કાં ગાયા કરૂં? એ મીઠડી મેનાનાં ગીતો કાં સાંભળ્યા કરૂં? એ નિર્દોષ હરણીની આંખ સામું કાં જોયા કરૂં? એ મીઠડીની મીઠાશનું ચિંત્વન કાં કરૂં? એ વ્હાલુડીના વ્હાલમાં કાં બંધાઇ રહું? એ પ્રેમીલીના પ્રેમને કાં ભજું? એ રસીલીના રસ કરતાં વધારે રસ મને આખી દુનિયામાં કાં ન મળે? એ પ્રેમઘેલુડી પાસે હું મારા મન પાસે ડાહ્યો ગણાએલો ઘેલુડો કાં બનું? ઈશ્વર! ઈશ્વર!

## વિધાત્રી શ્રેષ્ઠ કે મારા હૃદયની અધિષ્ટાત્રી શ્રેષ્ઠ?

વિધાત્રીએ મારી વૃત્તિ જડ બનાવી, અધિષ્ટાત્રીએ તેને રસિક ગાતી બજાવતી બનાવી. અરે ઓ માશુક! તેં કયું તપ કર્યું? તેં શું સાધના કરી? તેં કયો મંત્ર સાધ્યો? તને કોણ ગુરૂ મળ્યો? તું વયમાં છોટી, કેળવણીમાં છોટી, બળમાં છોટી, બીજી ઘણી વાતમાં છોટી અને તોપણ મારાથી મોટી–શ્રેષ્ઠ કાં થઇ પડી? તને એ ઇલમ કોણે શીખવ્યો? અહો ધન્ય ભાગ્ય! ઓ રસ તલાવડી! ઓ મારી જીંદગીની મીઠાશ! ઓ જગતની ખુબી! ઓ કુદરતની પ્રત્યક્ષ પ્રતિમા! તને હું હજારો

વાર નમું, અને ફરીથી પણ હજારો હજાર વાર નમું છું. તને ધન્ય છે, તેં બહુ પરોપકાર કર્યો છે. તેં એક જણમાં મનુષ્યત્વ મૂક્યું છે, તેં એક જણને વ્યવહારની પેલી તરફ ધકેલ્યો છે, તેં એક જણને અભેદ મંત્રની દીક્ષા આપી છે, તેં એક જણને સત્ય ધર્મ તરફ વાળ્યો છે. શ્રી કૃષ્ણે અર્જુનને કર્મ કરાવીને જેમ સંન્યાસી બનાવ્યો હતો તેમ તેં એક જણને રસજ્ઞતા આપીને સંન્યાસી બનાવ્યો છે, અને ખુશી થા કે તું એક જણને ઈશ્વરની નજદીક ઘસડી જવા શક્તિવાન થઈ છે. ઓ મારા હૃદયના ધ્રુવ ! ઓ નાજુકડી પારગમણિ ! તને લોખંખંડનું સોનું કરવાની કરામત કોણે શીખવી ?

## આ જાદુ તું ક્યાંથી શીખી ?

ઓ મારા અંતરાત્માના ધન્વન્તરી ? જે ક્રિયા આયુર્વેદમાં નથી. જે ક્રિયા ચરક, સુશ્રુત, વાગ્ભટ, ભાવપ્રકાશ, શાર્ઙ્ગધર, નિઘંટુ, અને હારિત સંહિતાદિમાં કે અંગ્રેજી મેડીકલ સાયન્સમાં નથી, જે ક્રિયા અમેરિકાના ઇન્ડીયનો, જાપાનના સૂર્ય પુત્રો, કે ચીનના પુરાતની દેશમાં નથી, તે અદ્‌ભૂત ક્રિયા તને કોણે શીખવી ? આહા મારા હૃદયનાં રજકણો નચાવવાની, નાડીયોને ખીલવવાની, લાગણીઓને તીવ્ર બનાવવાની, ઇંદ્રિયોને જોસ આપનારી, ભટકતા સ્વભાવવાળા મનને એક કેંદ્રમાં રોકનારી, જ્ઞાન તંતુઓને ઉશ્કેરનારી, હૃદયને શાંતિ આપનારી, બેમાલુમ જાદુખોરી શક્તિ તું ક્યાંથી લાવી ? ઓ મીઠડી ! તું કદાચ નહિ સમજતી હોય પણ જોતો ખરી કે તારા પ્રેમે મારામાં શું શું ફેરફાર કર્યા છે ? તારા પ્રેમે મને કેટલો ઉંચો ચડાવ્યો છે તે તો તું જો. બાપુડી ! હવે મને પછાડીશમાં હો, નહિ તો મારા ભૂકે ભૂકા નીકળી જશે. પતંગ ! પતંગ ! ઓહો !

## માશુકને હાથે પતંગ બનવું

એ પણ એક ખુબી છે, એ પણ એક મજે છે, એ પણ એક સંતોષ છે, એ પણ એક મહા ભાગ્ય છે. આપણે તેને આધારે ઉડવું, આપણી દોરી તે વ્હાલુડીના હાથમાં સોંપી દેવી, તે નાજુકડી જેમ ખેંચે તેમ ખેંચાવું, તે પ્રેમની પુતળી જેમ રમાડે તેમ રમવું, તે કામણગારીની આંખ ફરે તેમ નાચવું, તેની હૃદયવીણાના તાલ પ્રમાણે ડોલવું, તે માધુર્યના મનોભાવ પ્રમાણે ગેલ કરવાં, અને તે મોહિનીના પ્રેમનાં વક્ર કટાક્ષ તથા વાગૂબાણ ખમવાં! આહાઃ એમજે સ્વર્ગમાં પણ ક્યાં છે? બન્ધુઓ! જો તમે પતંગ બની ઉડી શકો એવી સ્થિતિમાં હો, અને તમારી દોરી સંપૂર્ણ વિશ્વાસથી તમારી માશુકના હાથમાં સોંપી શકો એમ હો તોજ પ્રેમ કરજો, નહિ તો પ્રેમને દૂરથીજ રામ રામ કરજો, જો એમ ન હોય તો પ્રેમ મીઠો નથી.

## પ્રેમ ઉપલક મોજની વસ્તુ નથી.

કારણ કે જરા પણ અશ્રદ્ધા, જરા પણ સ્વાર્થ, જરા પણ અસંતોષ, કે જરા પણ ભેદબુદ્ધિ હશે તો યાદ રાખજો કે તે પ્રેમ તમારો દુશ્મન છે, પ્રેમ જાતે પવિત્ર છે, કુદરતી છે, મહાન છે, ગહન છે, મિષ્ટ છે, પ્રૌઢ છે, અને તલવારની ધાર જેવો છે, તેને મલિન ભાવથી જોશો તો આત્મોન્નત્તિએ ચહડશો નહિ, તેની સાથે કૃત્રિમતાથી વર્તશો તો કુદરતની ખરી ખુબી અનુભવશો નહિ, તેને નાનકડો સમજશો તો તમારામાં મોટાપણું આવશે નહિ, તેને સ્હેલો સમજશો તો તમે ખરા રહસ્યને પહોંચશો નહિ, તેને કડવો ધારી બેસશો તો તમે દુઃખ વિના બીજું કાંઇ દેખશો નહિ, તેને ઉછાંછળો માની તે

પ્રમાણે વર્તશો તો તમારી આબરૂના કાંકરા કરાવશો, અને તેને બચ્ચાંને રમવાની લાકડીના કટકા જેવો સમજશો તો તમારા હૃદયના ટુકડા કરાવશો, માટે પ્રેમમાં પડતા પેહેલાં સંભાળજો–ચેતજો–કરજો, નહિ તો દુઃખી થશો એ નક્કી વાત છે.

ભાઇઓ! પ્રેમ ચેડાં કહાડવા યોગ્ય નથી. પ્રેમ ઉપલક મોજની વસ્ત નથી. પ્રેમ સ્ફાટિક જેવો નિર્મળ છે, ગંગા કરતાં પવિત્ર છે, મેરૂ કરતાં ઉંચો છે, ગ્રહોના આકર્ષણ કરતાં વધારે આકર્ષણવાળો છે, તન્મયતા–અભેદ આપનાર છે, માંખણ કરતાં નરમ છે, પૃથ્વી કરતાં મોટો છે, અમૃત કરતાં મીઠો છે, સૂર્ય કરતાં વધારે પ્રકાશ આપનાર છે, સ્વર્ગ કરતાં શ્રેષ્ઠ છે, અને તો પણ જો તેની સાથે અયોગ્ય રીતે વર્તાય તો તે રાક્ષસો કરતાં વધારે ક્રૂર છે, અપવિત્ર વસ્તુ કરતાં વધારે અપવિત્ર છે, નીચામાં નીચી વસ્તુ કરતાં નીચો છે, સજ્જડ વૈર વર્ષાવનાર છે, ખરાં લોખંડ કરતાં કઠિન છે, હળાહળ ઝેર કરતાં વધુ ઝેરી છે, અંધકાર ફેલાવનાર છે, અને અઘોર નરક કરતાં વધારે ત્રાસ આપનાર છે.

## ઓ પેલો દિવસ!

હા, તે નાનકડો યાદગાર દિવસ! જીંદગીની મધુરતાનો દિવસ! કુદરતની ખુબીનો દિવસ! શું એવો દિવસ ફરી નહિ આવે? આહાઃ શું તે દિવસ! શું તે ખુબી! કયાં ગયો? કયાં ગયો? ઓ પેલો દિવસ કયાં ગયો? ગયો, ગયો તે ગયોજ. આપણે તેને પકડી શકતા નથી. ખેર, તે ગયો પણ તેની યાદ તો કાંઈ નથી ગઇ! હજુ પણ જાણે હું એ બારી પાસે એમનો એમ ઉભેલો હઉં, દીવાનખાનામાં આમ તેમ અર્થ વિનાના આંટા મારતો હઉં, વાંચવાની ઇચ્છા વિના અમસ્થાં પુસ્તકનાં પાનાં ફેરવતો હઉં, અને કાંઇ પણ ભાવ વિના બેધ્યાનપણે

ગમે તે વસ્તુ તરફ જોઇ રહ્યો હઉં, અને કોઇ પણ જાતની વિશેષ લાગણી વિના આડે પડખે પડયો હઉં, એટલામાં બન્ધુ! એટલામાં હૃદયની અધિકારિણી! મારા નયનની કીકીમાં નાચનારી, મારા શરીરની સુંદરતા, સંસારસમુદ્ર તારનાર જ્ઞાનનૌકાનું મારૂં હલેસું, મારી રસજ્ઞતાનો મહાસાગર, મને અભેદનો અનુભવ કરાવનાર પૂજ્ય ગુરૂજી, અને મને બેમાલુમપણે કોઇક ભવ્યતા તરફ ખેંચનાર પેલી જાદુખોરી, હા, તે જાદુખોરી, સંકોચાતી સંકોચાતી આવી મારાથી મ્હોડું ફેરવી ઉભી રહી. અરે! તે માનવાળી, સ્વભાવિક નખરાં કરતી પ્રેમઘેલુડીને મેં તુરત મનાવી હતી. મારી નમ્રતાથી તે શરમાઇ ગઈ હતી. તે મનાયા પછી મને મારી ભૂલ માલમ પડી હતી કે, જ્યાં સુધી હું તેનામાં દોષ દેખું છું ત્યાં સુધી હું ખરો પ્રેમી નથી. તે દૂષિત નહોતી, દોષ તો મારોજ હતો.

## માશુકને મનાવવી.

રીસાવું ને મનાવવું! છટ છટ! એતો એક જાતનું જંગલીપણું! એમ હું અગાઉ કહેતો હતો, પણ આજે મને એમ લાગ્યું કે દીન વદનથી, મીઠા મીઠા ખુશામતી શબ્દોથી, અંતરના ખરા ભાવથી, નહિ ખમાતા પસ્તાવાથી, વાંચકો સર્વેને નહિ વીતેલી અધીરતાથી, રસજ્ઞતા અનુભવતે અનુભવતે કાંઇક ઢીલી પડેલી, કાંઇક ચ્હડેલી, બહુ વખત મૌનધારી, પ્રસંગોપાત અસ્ફુટ માર્મિક મર્મ ભેદક વાગ્બાણ મારતી, ડુમો ભરાએલા હૃદયવાળી, અશ્રુ રોકેલ છતાં ઝળઝળીયાં ભરાઇ આવતાં ચક્ષુવાળી, અને અશ્રુનાં એક બે ટીપાં પગ પાસે છો ઉપર પડી ગએલાં હોય તેમાં જાણે પાસે ઉભેલા પ્રીતમની પ્રતિમા નિહાળતી હોય, તેમ નીચું જોઈ ખૂણામાં ઉભેલી મનોવેધક ભાવવાળી માશુકને પ્રે-

મથી મનાવવી ! આહાઃ મધુર મશ્કરી સાથે તેની યોગ્ય સ્તુતિ કરી, ભૂલની માફી માગી, પોતાના હૃદયનો ભાર ઓછો કરવો ! અને તેના હૃદયમાં શાંતિ રેડવી એવા પ્રસંગ વિરલ વિરલ છે. જો કે એવા પ્રસંગ ઇચ્છવા યોગ્ય ન હોય તોપણ વ્યવહારિક છેજ. આહાઃ રીસાવું, મનાવવું, એ જંગલીપણામાં પ્રેમ તેં શી ખુબી મૂકી? જેને હું જંગલીપણું કહેતો હતો તેને માટે આટલું કાં લખાવ્યું? તેમાં મને રહસ્ય કાં લાગ્યું? ઓ પ્રેમ ! તારી આગળ બધું મીઠડુંજ છે. તું પારસમણિ છે, તારી પાસે લોઢું પણ સોનું થઈ જાય છે, તેનો આ પ્રત્યક્ષ દાખલો છે. ઓ પ્રેમ ! મને જો કોઇ પૂછે કે, પિંડમાં કે બ્રહ્માંડમાં મીઠાશ લાવનારૂં કીમીયું કયું ! તો હું કહું કે, જો મનુષ્ય પાસે એવું કોઇ પણ કીમીયું હોય તો તે પ્રેમ–પ્રેમ ને પ્રેમજ છે.

## માશુકની ચોળી.

તારી મીઠાશ ! પ્રેમ તારી મીઠાશ ! ઓ પ્રેમ તું બોલ ! એ મીઠાશ તારામાં છે કે તને ઝીલનારમાં છે ! તું પ્રસંગે પ્રસંગે અરે જ્યાં સંભવ ન હોય ત્યાં પણ એ મધુરતા ક્યાંથી લાવી મૂકે છે? ત્યાં પણ તારૂં સ્વરૂપ ક્યાંથી ખડું કરે છે? તારે રહેવાનાં સ્થળ તે કેટલાં છે? તું તો વિશ્વવ્યાપી દેખાય છે–અભેદ માર્ગી અનુભવાય છે. બેચેન જેવો, જીજ્ઞાસા વિનાનો હું થાકેલો મુસાફર બહાર ગામથી ચાલ્યો આવતો હતો, એટલામાં રસ્તામાં ઓચિંતો આ રસનો સમુદ્ર તેં ક્યાં ઉછાળ્યો ! પ્રેમીઓ ! એક નદીકિનારે ધોબીને કપડાં ધોતાં જોયો, મને તરસ લાગેલી હોવાથી હું ત્યાં પાણી પીવા ગયો, અને મેં ત્યાં કાંઇક જોયું. શું જોયું ? તે તમોને ખબર છે? મારી પ્રેમઘેલુડીની ચોળી જોઇ.

ચોળી—આહાઃ ચોળી ! આ ચોળીમાં આટલી બધી મીઠાશ કાં! મને એમાં એટલી બધી નવાઈ શેની લાગી ! શું મેં ચોળી જોઇ નહોતી? અરે સેંકડો ચોળી જોએલી છે. ત્યારે આ ચોળી જોઈને હું ચકરમ કાં બન્યો? સીતાએ સોનાના મૃગના ચામડાંની ચોળી બનાવવા માગી હતી તેવી આ ચોળી નહોતી, યુરોપિયનો અવયવો મોટા દેખાડવા ચોળીમાં ડુચા ભરે છે તેવી આ ચોળી નહોતી, હાલની સુધરેલીઓ, ચોળી ટાઇટ રાખવા તેમાં મગરના હાડકાં ને ઝાલર ફુમતાં લટકાવે છે તેવી એ ચોળી નહોતી, એ તો માત્ર મલમલની સાદી ચોળી હતી, અને તોપણ આહાઃ શી તેની ખુબી! શું મારી મનોવૃત્તિનું ખેંચાણ ! અરે તે ચોળી માટે મને જે ઉભરો થઇ આવ્યો, તે હું તમને કેવી રીતે દર્શાવું ? સુકાતાં ઘણાં કપડાંમાંથી તે નાજુકડી ચોળી એકદમ મારી દૃષ્ટિએ પડી, અને અજબ જેવું છે કે, તુરત મેં તેને ઓળખી લીધી ભરવાડો જેમ હજારો ઘેટાંમાથી પોતાનાં ઘેટાંને ઓળખી લેય છે, મિત્ર જેમ સેંકડો કાગળોમાંથી પોતાના મિત્રના દસ્કત ઓળખી લેય છે, દરજી, મોચી વિગેરે ધંધાદારીઓ જેમ પોતાના હાથની બનાવટને ઓળખી લેય છે, સેંકડો ગાયોમાંથી વાછડું જેમ પોતાની માને ઓળખી લેય છે, તેમ તે ચોળી મેં તપાસ્યા વિના ઓળખી કહાડી. ઓ ચોળી ! ઓ ચોળી ! ઓ જાદુખોરી ચોળી ! તેં મારી દૃષ્ટિ તારા તરફ કેમ ખેંચી ! તું જડમાં એ ચૈતન્યપણું કયાંથી આવ્યું ! તને પહેરનારીની લાગણીની ગુપ્ત અસર તો તારામાં નહિ રહી હોય ! ઓ ચોળી ! ઓ ચોળી ! તું બોલ, તને પહેરનારીની આંખ મારી તરફ રહે છે તેથી તું ખેંચાણી, કે મારી આંખ તને પેહેરનારી તરફ રહે છે તેથી તું ખેંચાણી ! તારામાં એ આકર્ષણ ક્યાંથી આવ્યું ! તું મને ખ્યાલ વિના—ધ્યાન વિના કેમ સ્પષ્ટ

થઈ ! ઓ મારા હૃદય ભાવની વિશ્વાસુ પ્રેમીલી આંખલડી ! તને મેં ક્યાં કહ્યું હતું કે એ ચોળી તું શોધી કહાડજે ! શું મારા હૃદયની છાપ તારામાં પણ બેઠી ! આહાઃ પ્રેમ પોતાની વસ્તુ આખા બ્રહ્માંડમાંથી પણ શોધી કહાડે છે એ ખરૂં છે. ઓ ચક્ષુ રત્ન ! તને ધન્ય છે, તેં ખરી સેવા બજાવી છે, અને તેનો બદલો પણ તને મળ્યો છે. એ ચોળીનો રસ નથી મળ્યો કાનને, નથી મળ્યો નાકને, નથી મળ્યો જીભને, કે નથી મળ્યો હાથ પગને. એનો ખરો રસ તનેજ મળ્યો છે, અને તે તારા પ્રેમનું–પવિત્ર પ્રેમનુંજ ફળ છે. આહાઃ પણ એ ચોળી ! એ ચોળી જોઇને મને શું અસર થઇ એ તમને ખબર છે? સાવળીંગાના નખ જોઇને સદેવંતને જે અસર થઇ હતી, બકાવલીનું ફૂલ જોઇને તાજલમુખને જે અસર થઈ હતી, સીતાનું ઝાંઝર જોઇને રામને જે અસર થઈ હતી, નળનો–બાહુકનો શ્લોક સાંભળીને દમયંતીને જે અસર થઇ હતી, પારીસના કેદખાનામાં માંખી પકડનાર કેદીની છોકરીના લોકેટમાંથી સુકાયલું ફૂલ પડતું જોઈ કાઉન્ટ ચારણીને જે જે અસર થઇ હતી, અનિરૂદ્ધની છબી સ્વપ્નામાં જોઇને ઓખાને જે અસર થઇ હતી, રૂક્મણીનો પત્ર જોઇ કૃષ્ણને જે અસર થઈ હતી, અને સ્વયંવરમાં દ્વારપાળની જગ્યોએ ગોઠવેલા પૃથુરાજના બાવલાને જોઈ સંયુક્તાને જે અસર થઇ હતી, તેવી ઘણી ઘણી જાતની અસર એ ચોળી જોઇને મને થઈ ગઇ. આહાઃ એ અસર ! એવી અસર તો મને હર પળે થજો. અરે ! પણ મેં ક્યાં એવાં તપ કર્યાં છે કે એમ થાય.

ચોળી ! ઓ ચોળી ! તું ભાગ્યશાળી છે, તું શુભ મુહૂર્તમાં થએલી છે. હું તેને માટે વલખાં મારૂં છું–તરફડીયાં

મારૂં છું, તેને મારા હૃદયમાં ધરી રાખું છું, અને તોપણ વિના પ્રયત્ને તેના હૃદય ઉપર તો તું રહે છે ! અરે ! તેં શું પુન્ય કર્યાં હતાં ! ભલે તું જડ છે તોપણ ભાગ્યશાળી છે. તારા સુખની મને અદેખાઇ લાગે છે. બન્ધુઓ ! પ્રેમને ખાતર આ બાબતનો સ્થૂલ અર્થ છોડી દઇ ઉંડા ભાવમાં ઉતરતાં સુફી મત પ્રમાણે ઈશ્વર તે માશુક છે. એ માશુકની પોતે ચોળી બનવા એટલે કે તેના હૃદયમાં રહેવા આશક ઇચ્છે છે. બીજું એ કે માશુકની પ્રિય વસ્તુને આશક હમેશાં ચાહે છે, પ્રિય વસ્તુ હમેશાં હૃદયમાંજ રહે છે. તેથી જેમ સ્ત્રીના હૃદય ઉપર ચોળી હોય છે તેમ ઈશ્વરરૂપી માશુકની આસપાસ તથા તેના ઉંડાણમાં પણ ઈશ્વરી સ્નેહ ભરેલો હોય છે, તેને આશક ચાહે છે, તેથી સ્થૂલ રૂપમાં એ સ્નેહને ચોળીની ઉપમા આપવામાં આવી છે. ત્રીજું જેમ માશુકનું હૃદય ચોળીથી ઢંકાય છે તેમ ઈશ્વર માયાથી ઢંકાએલો છે, અને હાલમાં આપણે માયાના ગુલામ જેવા છીએ, માટે એ ગુલામગીરી છોડીને ચોળી રૂપ એટલે કે માયા રૂપ થઇ જઇએ તો ઈશ્વરરૂપી માશુકની વધારે નજીક જઇ શકીએ તેમ છીએ. જેઓ રસજ્ઞ હશે તેઓને આવી જાતના ઘણા વિચારો આ પુસ્તકમાંથી મળી શકે તેમ છે, પણ જેઓ માત્ર સ્થૂલ અર્થમાંજ રહી જાય તેઓને માટે કાંઇ ઉપાય નથી. તેઓની અમને દયા લાગે છે. પેલા ચાર ઋષિકુમાર, અકોટી, હાર, ચુડો, ને ઝાંઝર બન્યા હતા, ત્યારે હું પ્રેમને ખાતર માશુકની ચોળી બનવા ઇચ્છું તો મને માફ કરજો, મારી લાગણી સામું જોજો, મારા હૃદયના ભાવ તપાસજો, તમે એવી સ્થિતિમાં હો તો શું વિચાર કરો તેનો ખ્યાલ કરજો, અને પછી મને ઠપકો આપજો.

પ્રેમ !

## ઓ પ્રેમ! તું કોણ છે?

રસ્તો બતાવનાર છે કે દોરનાર? ધકેલનાર છે કે ખેંચનાર? બાંધનાર છે કે છોડનાર? વ્યાધિ છે કે ઔષધ? ફરજ છે કે કરજ? શિક્ષક છે કે શિષ્ય? ઝેર છે કે અમૃત? પ્રવૃત્તિ છે કે નિવૃત્તિ? કુદરતી છે કે સંજોગને આધારે? કજીઆગરો છે કે મનસ્વી? દીર્ઘાયુષી છે કે અલ્પાયુષી? પ્રૌઢ છે કે બાળક? ગાંડો છે કે ડાહ્યો? ઓ પ્રેમ તું કોણ છે? શું તારી ખરી સ્થિતિ અમોને નહિ સમજાવે? તારાં રૂપ અનેક છે. જુદી જુદી જગ્યોએ જુદાં જુદાં પાત્રો પાસે તારાં જુદાં જુદાં રૂપ અમારા જોવામાં આવે છે, ત્યારે ઓ બહુરૂપી! અમે તને કેવો સમજીએ? શું અમારે અંધારામાં રહીને ગોથાં ખાયા કરવાં? શું અમારે પ્યારને નામે જેમ ચાલે છે તેમ ચાલવા દેવું? શું તારે નામે અમારે ચલિત, મલિન મનોવૃત્તિને રસ્તો આપવો? ઓ પ્યાર! ઓ ચકરમ પ્યાર! તું જાતે પ્રકાશિત છે ત્યારે અંધારામાં કાં રહે છે? પવિત્ર છે ત્યારે નીચ વૃત્તિવાળાને આશ્રય કાં આપે છે? સર્વત્ર છે ત્યારે ક્યાંઇકજ કાં દર્શન દેય છે? અખંડાનંદ છે ત્યારે તુટક આનંદમાં કાં દેખાય છે? પારમાર્થિક છે ત્યારે કસોટી રૂપી મૂલ્ય કાં લેય છે? વૈર રહિત છે ત્યારે ત્યારે વૈર કાં ઉદ્‌ભવે છે? હરીફાઇ વગરનો છે ત્યારે તારા સામોવડીયા કાં ઉભા છે? સમદર્શી છે ત્યારે સૌન્દર્યનો આશ્રય કાં લેય છે? ભલે તું સંપૂર્ણ રસનો મહા સાગર ઉછાળનાર હોય, ભલે તું મનુષ્યમાં મનુષ્યત્વ લાવનાર હોય, ભલે તું કુદરતને પ્રત્યક્ષ કરનાર હોય, ભલે તું અભેદ અનુભવાવનાર હોય અને ભલે તું નિર્વાણના દ્વારમાં ઘસડી જનાર હોય, તોપણ જ્યાં સુધી તું અમને પ્રત્યક્ષ થતો નથી, અને જ્યાં સુધી વિકારી મનુષ્યો સાથે

ગેલ કર્યા કરે છે ત્યાં સુધી અમે તને એક જાતનું દીવાનાપણું સમજીશું.

## આશુક માશુકનો એક વિવાદ.

વાંચકો ! આશુક માશુકના આ એક વિવાદનું તમે નિરાકરણ કરો. માશુક કહે છે કે, તમારા વડેજ હું છું ને આશુક કહે છે કે, હું તો યંત્ર છું, ગતિ આપનાર તો તું છે. તેના ઉદ્દગાર તો એવા ને એવાજ છે. તે તો વારે વારે એમજ કહે છે કે, હું તો એન્જીન છું, વરાળ તો તું છે. હું તો ઝાડ છું મને હલાવનાર પવન તો તું છે, હું તો સમુદ્ર છું મારામાં ભરતી ઓટ લાવનાર ચંદ્ર તો તું છે, હું તો કાષ્ટ છું મને સળગાવનાર અગ્નિ તો તું છે, હું તો કમળ છું મને ખીલવનાર સૂર્ય તો તું છે, હું તો નદી છું મારામાં રસનું પૂર લાવનાર મેઘ તો તું છે, હું તો ગાડી છું મને હાંકનાર સારથિ તો તું છે, હું તો દીવાલ છું મને ઢાંકનાર છાપરૂં તો તું છે, હું તો દરદી છું વૈદ્ય તો તું છે, હું તો શિષ્ય છું શિક્ષક તો તું છે, હું તો તારો છું આકાશ તો તું છે, હું તો તરનાર છું પાણી તો તું છે, હું તો ઉડનાર છું હવા તો તું છે, હું તો ચક્ષુ છું દુર્બીન તો તું છે, હું તો નૌકા છું રસ્તો બતાવનાર ધ્રુવ તો તું છે, હું તો પાત્ર છું અમૃત તો તું છે, હું તો વસ્તુ છું કિંમત વધારનાર કારીગર તો તું છે, અને હું તો ભક્તિ કરનાર છું પણ તું તો પામવાની વસ્તુ છે. માશુક કહે છે કે, હું તો ખોરાક છું પણ સ્વાદ તો તું છે, હું તો પક્ષી છું પણ પાંખ તો તું છે, હું તો ગાય છું પણ દૂધ તો તું છે, હું તો ચક્ર છું પણ ધરી તો તું છે, હું તો ઝાડ છું પણ ફળ તો તું છે, હું તો દેહ છું પણ પ્રાણ તો તું છે, ટુંકામાં મારૂં સ્વર્ગ મારો મોક્ષ તુંજ છે, જન્મોજન્મ તું મને મળે એજ મારી પ્રાર્થના છે.

## પ્રેમની મહત્તા.

ઓ અભેદ માર્ગી પ્રેમ ! ઓ તન્મયતા અનુભવાવનારા પ્રેમ ! શી તારી ખુબી ! કુદરતીજ વિચિત્ર મનોવૃત્તિવાળાં મનુષ્યો હમેશના આસુરી ભાવને છોડી અન્યોઅન્યમાં દેવ-ત્વ ભાવ જુએ—તન્મયતા અનુભવે અને યમ તથા કાળના ઝપાટાથી ન છુટે એવા આકર્ષણથી બંધાએલાં રહે, એ તારા વિના બીજું કોણ કરી શકે !

લઘુ ભાવ દેખાડનારા, અદ્રષ્ટ તત્વોને પ્રત્યક્ષ કરનારા, ફૂટ ભાવોને સ્ફુટ કરનારા, અને કુદરતની નજદીકમાં ખેંચી જનારા ઓ પ્રેમ! એક આત્માને બીજા આત્મા સાથે અભેદની સાક-ળથી જોડી તેઓને તેમનાં મૂળ સ્વરૂપ તરફ ધકેલવાં એજ તારૂં રહસ્ય છે, એથીજ દુનિયાં તારી સ્તુતિ કરે છે, એથીજ જગત તને જીગરના ખરા ભાવથી નમે છે, અને એથીજ ત્રિ-કાલમાં તું સર્વોપરિ રહે છે.

## મહાદેવનો પ્રેમ.

મહાદેવ દેવોના દેવ છે, બ્રહ્માંડનો સંહાર કરનારા છે, અજન્મા છે, અને તો પણ પ્રેમને ખાતર "શ્રી ઉમામહેશ્વર" એમ ભક્ત પાસે બોલાવી જગતમાં પ્રિયાની કીર્તિ પ્રકાશ કરે છે. પાર્વતી યજ્ઞમાં બળી મૂઈ, તેની રાખ રાખમાં મળી ગઇ, તેથી યજ્ઞ તથા સ્મશાનની રાખ પવિત્ર માની સર્વાંગે ભસ્મ લેપન કરે છે, એવી ઇચ્છાથી કે, પ્રિયાની ભસ્મનાં રજકણો મારા ચક્ષુ મસ્તક ઉપર અડકે. એટલેથી પણ સંતોષ ન થયો, પોતે અજન્મા, ને પાર્વતીને એકસો આઠ અવતાર થયા, માટે દરેક અવતારે પ્રિયાના મસ્તકનો આકાર બનાવી પોતાની ડો-કમાં માળા તરીકે પેહેરવા લાગ્યા, એટલું કરતાં પણ વિર-

હની શાંતિ ન થવાથી શિવે સમુદ્ર મંથનમાંથી મળેલું હળાહળ વિષ પીધું. ભાઇઓ ! પ્રેમની અસર આવી બળવાન છે.

## રામનો પ્રેમ.

ભગવાન રામચંદ્ર કે જેણે પ્રિયાને ખાતર સમુદ્રમાં પાજ બાંધી છે, ઇશ્વરી અંશ છતાં વાંદરાઓની દોસ્તી કરી છે, અને સીતાને ખાતર વને વને ફર્યા છે ને ઝાડે ઝાડે રોયા છે. "મારા હૃદયની કૌમુદિ, મારા નયનની કીકી, મારા આત્માની શાંતિ" એવા શબ્દોથી જેણે પ્રિયાને સંબોધી છે, ચિત્રપટ જોતી વખત જાનકીની અગ્નિથી પરીક્ષા કર્યાનો દેખાવ જોઈ કહે છે, "જેણે જન્મ લીધાથી જગત પવિત્ર થયું છે તેને વળી બીજાથી પવિત્ર કરવી ?" લોકાપવાદથી સીતાને વનમાં મોકલ્યા પછી પણ પુરજનોને કહે છે, "મારી દેવી ! મારૂં ભૂષણ ! મારાં સૌભાગ્યની લક્ષ્મી તમોને ન ગમી તો રહ્યું, મેં તેને વનમાં કાઢી, પણ તેને સારૂં મારાથી રોવાઈ જવાય છે તે ક્ષમા કરો." આ બધું કોને સારૂ ! પ્રેમને સારૂ, પ્રેમને ખાતર જ.

## શ્રીકૃષ્ણનો પ્રેમ.

યોગેન્દ્ર કૃષ્ણ ભગવાન પણ પ્રેમના ઝપાટામાંથી બચ્યા નથી. તેમના રમાડા તો અદ્ભૂત છે–મોહક છે. પોતે પૂર્ણ પુરૂષોત્તમ હોવા છતાં ગોવાલણો–આહીર રાણીઓના જુથમાં ઘુમ્યા છે. કંસને મારનાર છતાં સાડી ચુડી પહેરી ચંદ્રાવળી સખી બની રાધિકા પાસે ગયા છે, પોતે જગતને મોહરાવ્યા છતાં કુરૂપડી કુબ્જાપર પ્રેમને ખાતર મોહ્યા છે, અને એક ફૂલને માટે સત્યભામાજી રીસાતાં ખોળો પાથરી પગે પડી તેમને મનાવ્યાં છે. પ્રેમનો મહિમાજ એવો છે, પ્રેમની ખા-

સીયતજ એવી છે. પોતાનું પોતાપણું ભૂલી જવું એજ પ્રેમનું રહસ્ય છે.

## હાફીઝનો પ્રેમ.

ઈરાનના શીરાજમાં રૂકનાબાદ નદીને કિનારે મુસલ્લાના માંડવામા શાખેની બાતનું ધ્યાન ધરી બેઠેલા પેલા પ્રેમમસ્ત હાફીઝને જુઓ ! જેણે પોતાની પ્રિયાને મેળવવા સારૂ ઉગ્ર તપ કરેલું છે. જેણે પોતાની માશુકનું નામ શાખેની બાત (શેર·ડીના રસની કાતરી) એવું રાખેલું છે, જેણે પોતાના પ્રેમનું સ્થળ નાહ છોડવા માટે દક્ષિણ હિંદુસ્તાનના બાદશાહે નજરાણો ભરી મોકલેલાં વહાણો પાછાં વાળ્યાં છે, અને જેણે પોતાની માશુક માટે કહ્યું છે કે:—

તુંજ પ્રાગણની રજ રૂપાળી,
મુજ આંખડીનો સુરમો સાર.

ઓ હાફીઝ ! લઘુમાં ગુરૂભાવ તો ઘણાએ જુએ છે પણ ધૂળમાં સુરમો દેખવાની કલ્પના તને કોણે આપી ? એજ ઈશ્કની મજે છે, એજ ઈશ્કની ખુબી છે.

## પ્રેમ જ્યાં જ્યાં પ્રકટે ત્યાં ત્યાં એવોજ.

કુદરત ઉપર ઢાંકેલો ગાઢ પડદો ખોલનાર પ્રોફેસર રેંટજને શોધેલી રોશની કરતાં શ્રેષ્ઠ, કે જેમાં જગતની જંજાળનું નહિ પણ કુદરતનું ચિત્ર પડી રહે તેવો અદ્ભૂત પ્રકાશ ફેંકનાર અને યોગીયોને મહાન તપથી, બહુ લાંબે કાળે, કદાચ મળે તેવાં તુરત દિવ્ય ચક્ષુ આપનાર ઓ પવિત્ર પ્રેમ ! તું જ્યાં જ્યાં પ્રકટ થાય છે ત્યાં ત્યાં એવો ને એવોજ કે ? સિંહલદ્વીપ કે આઈસલાન્ડ, ઈરાન કે ચીન, યુનાઈટેડ સ્ટેટ્સ કે હબસાન, બ્રાઝીલ કે ઇટાલી, આર્યાવર્ત કે આસ્ટ્રેલિયા જ્યાં

જોઇએ ત્યાં, જ્યારે જોઈએ ત્યારે તારી અસર એવી ને એવીજ છે. રોમના સીઝરના વખતમાં, ગ્રીકના સીકંદરના વખતમાં, દિલ્હીના પૃથુરાજના વખતમાં, રૂશિયાના પીટર ધી ગ્રેટના વખતમાં, ગ્રેટબ્રિટનમાં વિજયી વિક્ટોરિયાના વખતમાં, ઇરાનના નોશીરવાનના વખતમાં, મીસરમાં કલીઓપેટ્રાના વખતમાં, તાતારના તૈમુરલીંગના વખતમાં, અયોધ્યાના રામના વખતમાં, અમેરિકાના વોશિંગટનના વખતમાં, અફગાનિસ્તાનના મહમદ ધીઝનીના વખતમાં, મગધના અશોકના વખતમાં, અને ઇંદ્રપ્રસ્થના પાંડવોના વખતમાં જ્યારે જોઇએ ત્યારે તારો પ્રવાહ એક સરખો ને સરખોજ ચાલ્યો આવે છે. ધર્મ, ભાષા, જાત, દેશ, કાળ કાંઈ પણ તને અડચણ કરી શકતાં નથી. વ્યવહારિક બંધનો-બધી અડચણો હમેશાં તને નમતી જ આવે છે. અરે યાર! તું અદ્રષ્ટ કુદરતમાં પ્રત્યક્ષ છે અથવા તો અદ્રષ્ટ કુદરત તારામાં પ્રત્યક્ષ છે, એમ ન હોય તો તારૂં એટલું બધું પ્રાબલ્ય ન હોય. જગતમાં જેટલી તારી સત્તા છે, જેટલું તારૂં શ્રેષ્ઠપણું છે તેટલું સ્થાવર કે જંગમ, શારીરિક કે માનસિક, વ્યવહારિક કે પારમાર્થિક બીજી કોઈ પણ વસ્તુમાં હું દેખતો નથી.

## માશુકને જોવાની આંખ!

આહાઃ એ આંખની શક્તિ ફેશનેબલ કાચના ચસ્મામાં કે કિંમતી ગણાતા સોનાની ફ્રેમવાળા પેબલના પથ્થરના ચસ્મામાં પણ નથી, એ આંખની શક્તિ જર્મનોનાં જુદાં જુદાં યંત્રોમાં કે અમેરિકનોની રાક્ષસી દુર્બીનોમાં પણ નથી, એ આંખની શક્તિ અંધારે દેખનાર બીલાડીની આંખમાં કે બહુ લાંબેથી દેખનાર બાજ પક્ષીની આંખમાં પણ નથી. હિંદુસ્તાનનાં પુરાતની હકીમામાં, રોમનોના પ્રેમના દેવમાં, કે ઇરાનના જાદુગ-

રોની આંખમાં પણ એ આંખની ખુબી નહોતી, બ્રહ્માની આઠ આંખમાં, રાવણની વીશ આંખમાં, ઇંદ્રની હજાર આંખમાં કે શેષનાગની બે હજાર આંખમાં પણ એ માશુકને જોવાની આંખની ખુબી નથી. વ્યાસજીએ જેને દિવ્ય ચક્ષુ આપેલાં છે એવા સંજયની આંખમાં, નિમિષ માત્રથી વ્યાઘ્રાદિને વશ કરનાર યોગેન્દ્રની આંખમાં, દૃષ્ટિપાતથી વિધેયને વશ કરનાર વિધાયકની આંખમાં, જેની આંખમાંથી ઝરતો અગ્નિ જોઇ મહા ગુન્હેગારો પણ પોતાના ગુન્હાનો એકરાર કરે છે એવા અમલદારોની આંખમાં, સામે આવતા તોપોના ગોળા સામે દૃષ્ટિ ખુલ્લી રાખનાર લશ્કરીઓની આંખમાં અને ચક્ષુથી રત્નો પારખનાર, શિક્કા પારખનાર, મનુષ્ય પારખનાર, તથા કુદરતના ભેદી બનાવો પારખનારાઓની આંખમાં પણ એ મહા શક્તિ એ અદ્ભૂત શક્તિ નથી, એ શક્તિની ખુબી કાંઈ અલૌકિકજ છે. પ્રેમની આંખે માશુકને જોવામાં જે મજે છે, તે મજે સરસ ગણાતાં નાટકો જોવામાં પણ નથી. તે મજે જાદુગરોના અદ્ભુત ખેલોમાં પણ નથી, તે મજે કુદરતની બીજી અજાયબીઓમાં પણ નથી, તે મજે કોઈપણ જાતની રમત ગમત જોવામાં પણ નથી, અને તે મજે કોઇ પણ દેવની ભક્તિપૂર્વક મૂર્તિ નિહાળવામાં પણ નથી. માશુકને જોવાની આંખ ! એ આંખમાં જે અધીરત છે, એ આંખમાં જે સ્ફુરણા છે, એ આંખમાં જે ઉત્કંઠા છે, એ આંખમાં જે તીવ્રતા છે, એ આંખમાં જે દૃઢતા છે, એ આંખમાં જે મીઠાશ છે, એ આંખમાં જે જુસ્સો છે, એ આંખમાં જે નરમાશ છે અને એ આંખમાં જે ઉમદાપણું છે, તે તો ધાએલોજ સમજે. એ આંખની ખુબી ! એ આંખ તો અગ્નિમાં ઠંડક દેખાડે છે, એ આંખ તો દરેક વસ્તુમાં ખુબી દેખાડે છે, એ આંખ તો જંજાલીયત ભ-

રેલા અટપટા વ્યવહારમાં સરલતા દેખાડે છે, એ આંખ તો અદૃશ્યની નહિ પણ પ્રત્યક્ષની ભક્તિ કરાવે છે. એ આંખ તો પ્રવૃત્તિમાં નિવૃત્તિ આપે છે, એ આંખ તો વ્યવહારિક દેવની ભક્તિ કર્યા વિના મુક્તિ અપાવે છે, એ આંખ તો ભોગમાં વૈરાગ્ય દેખાડે છે, એ આંખ તો હજારો ભયંકર આફતોને પણ તુચ્છ ગણે છે, એ આંખ તો સદાયના વિયોગમાં પણ તેની મૂર્તિ પોતાનામાંજ ખડી રાખે છે, એ આંખ તો ઘરમાં સ્વર્ગ દેખાડે છે, એજ એ આંખ તો મનુષ્યમાં—સાધારણ મનુષ્યમાં ઈશ્વર દેખાડે છે. એ પ્રેમની આંખ ! ઓ માશુકને જોવાની આખ ! તારી સત્તા તે કેટલી છે !

## પ્રેમની અધીરત.

તારી અધીરતે કૃષ્ણને ચંદ્રાવળી સખી બનાવ્યા હતા, તારી સંયોગ ઇચ્છાએ રામને ઝાડે ઝાડે રોવરાવ્યા હતા, તારામાં રમતી મૂર્તિના વિયોગે શિવને ભસ્મ ચોળાવી છે. અને તારામાં રહેતી મીઠાશે "તુંજ પ્રાગણની રજ રૂપાળી, મુજ આંખડીનો સુરમો સાર" એવી ગઝલો હાફીઝ પાસે ગવરાવી છે. પ્રેમ ! પ્રેમ ! તારી શક્તિને હું નમું છું, તારા ભક્તોને પગલે ચાલવા હું યત્ન કરૂં છું. પેલો પ્રેમઘેલુડો, વ્રજને ઘેલું કરનાર, સ્નાન કરતી ગોપીયોનાં વસ્ત્ર લઇ કદંબપર ચડનાર યશોદાનો રસજ્ઞ કનૈયો ગીતાજીમાં શું કહે છે ?

## મારી માશુક એજ મારો ઈશ્વર છે.

"જે જે વસ્તુ ઐશ્વર્યવાળી, સંપત્તિવાળી અને પ્રભાવ, બળ આદિક ગુણો વડે સંપન્ન હોય, તે તે વસ્તુ માત્રને તારે મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થએલી જાણવી." ઓ કૃષ્ણ ! ઓ શ્રી કૃષ્ણ ! ભક્તિનો તેં ઠીક રસ્તો બતાવ્યો છે, તારી

વિભૂતિને મેં ઓળખી છે, મને તે મળી છે, મારી માશુકમાં તારી સર્વ વિભૂતિ છે. હું તને બીજી રીતે ઓળખી શકતો નથી. મારી માશુક મારફતે મેં તને ઓળખ્યો છે. હવે હું તને ઢુંઢતો ફરીશ નહિ. મારી માશુક એજ મારો ઈશ્વર છે, બીજા ઈશ્વરનું મને કામ નથી.

શિવે પોતાની માશુકને શ્રી ઉમા મહેશ્વર રૂપે ઈશ્વર રૂપ મનાવી છે. રામે પ્રિયાના નામે પહાડોની ગુફા તથા જંગલો ગજાવી મૂકેલ છે, ને વાંદર જેવા અજ્ઞાન મનુષ્ય તથા પોપટ જેવા પક્ષીના મુખમાં પણ "સીતા રામ" નામ રમી રહેલું છે. શ્રીકૃષ્ણે રાધાને જગતમાં પૂજનીય બનાવી તે તો ઠીકજ છે પણ વ્રજની ગોપીઓને અમર કરી, અને રાધાકૃષ્ણ સાથે ગોપીઓની લીલાની ભક્તિ કરનાર બસેં બાવન વૈષ્ણવને શ્રેષ્ઠ ગણાવી તેમનાં ધોળ કીર્તન ગવરાવ્યાં છે! અહો દેવાધિ દેવો! તમે તમારા પાત્રને દુનિયાના દેખતાં નમ્યા છો–હૃદયના ઉમળકાથી નમ્યા છો. તમે નમ્યા છો એટલુંજ નહિ, પણ જગતને તેમના પગ પાસે નમાવેલું છે. તમારી સાથે તમારા પ્રેમપાત્રને પણ ઈશ્વરી અવતાર વિના ઈશ્વર રૂપ મનાવેલ છે, ત્યારે ઓ દેવેન્દ્રો! હું મારી માશુકને ઈશ્વર રૂપે દેખું, ભજુ, તો મને માફ કરજો. એ કરતાં વધારે સારો રસ્તો મને મળતો નથી; કારણ કે મને મારા ગુરૂએ એમ શિખવેલું છે કેઃ–

સજની મન તો એક છે,
એ ન હવાં દશ વિશ,
તે વાલમમાં જઈ વસ્યું,
કોણ ભજે જગદીશ.

માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમની પરિપક્વ હાલત

છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમનું રહસ્ય છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમની સાર્થકતા છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ મહા ભાગ્યની વાત છે, અને માશુકમાં ઈશ્વરભાવ જોવો એ મોક્ષસિદ્ધિને છેલ્લે પગથીએ પહોંચવા બરોબર છે.

## પ્રેમ વિના કયાંય પણ આત્માની શાંતિ નથી.

ગંડકીના શાલીગ્રામમાં, નર્મદાના કંકરમાં વસતા શંકરમાં, સમુદ્રમાંથી મળતા લાકડામાંથી ઘડાતા જગન્નાથજીમાં, વાંકા હાથવાળા ને પગ સુધી ઘરેણાં પહેરનાર લટકાળા શ્રીનાથજીમાં, સિંદુરના લપેડાવાળી પાષાણ મૂર્તિ અંબાજીમાં, પુનામાં કુંભારને ઘેરે ઘડાતા ગણપતિમાં, બ્રાહ્મણો જેને જ્યારે જોઇએ ત્યારે લોટામાં પધરાવી શકે છે તેવા સત્યનારાયણમાં, અને નાટકના પાત્રની પેઠે જરાવાર દર્શન કરાવી પડદા પછવાડે છુપાઇ જતા નાનકડા બાલકૃષ્ણ લાલમાં મેં બહુ બહુ જોયું, પણ ક્યાંઇ માશુકની મજે નથી. ચીનની એંશી ફૂટની બૌદ્ધની મૂર્તિ મારી બુદ્ધિમાં ખુંચતી નથી, ઇમામોના ઓરસમાં મને રસ લાગતો નથી, તાજીયાના બાંબુ ને કાગળમાં મને પૂજનીયપણું લાગતું નથી, આતશ બેહેરામનો આતશ પોતાના પ્રકાશથી મારા મનમાં જે આતશ બળે છે તેને ઝાંખો કરતો નથી, અથવા મારા હૃદયમાં જે આતશની જરૂર છે તેને સળગાવતો નથી, આભૂષણ પહેરે, પણ વસ્ત્ર નહિ પહેરનાર પારસનાથ મને પારસમણિ બતાવતા નથી, સાષ્ટી જીલ્લાના લોકે જેને સમુદ્રમાં ફેંકી દીધી હતી, તે મેરીની, કે ક્રુસ ઉપર બાંધેલા ઇસુની મૂર્તિ મને ઈશ્વર ઓળખાવતી નથી. મેં બહુ બહુ ગોથાં માર્યાં–બહુ બહુ જોયું–જેરૂસલમના ચર્ચમાં, જૈનોના અપાસરામાં, મુસલમાનોની મસ્જીદમાં, યાહુદીઓના સીનેગા-

ગમાં, રામેશ્વરના શિવાલયમાં, બૌદ્ધના સ્તુત્પોમાં, મથુરાંના મંદિરમાં, માતાઓના મઠમાં, હિમાલયના બરફમાં, બધે–બધે ઠેકાણે જોયું, પણ કયાંઇ પણ પ્રેમ વિના આત્માની શાંતિ મને મળતી નથી. જો હૃદયમાં પ્રેમ હોય તોજ તે બધાં મહાન છે, પૂજનીય છે, કલ્યાણ કરનારાં છે, આકર્ષણ શક્તિવાળાં છે, અને શાંતિ આપનારાં છે, પણ જો પ્રેમ ન હોય તો તે કાંઈ કામનાં નથી. માટે એજ સિદ્ધાંત સત્ય છે કે, પ્રેમ છે તેજ શ્રેષ્ઠ દેવ છે. દેવોનો દેવ છે. પ્રેમથીજ અન્ય મહાત્મા, દેવો, કે સ્થળોની મહત્તા છે. પ્રેમ વિના બધું ખોટું છે. ભલે તમે ગમે ત્યાં જાઓ, પણ જો તમારા હૃદયમાં પ્રેમ નહિ હોય તો કોઇ પણ દેવ, કોઈ પણ તીર્થ, કે કોઇ પણ પેગમ્બર તમને કાંઇ પણ ફાયદો કરી શકશે નહિ, એ નક્કી વાત છે. માટે ભાઇઓ ! ઈશ્વરની ખુબી, સંસારનું રહસ્ય, જીંદગીની મીઠાશ, અને આત્માની શાંતિ પ્રેમને ભજો. મોક્ષનો એજ સત્ય રસ્તો છે, જ્યાં સુધી પ્રેમને સમજશું નહિ ત્યાં સુધી આપણે મોક્ષના અધિકારી નથી. ઈશ્વરી કુદરતને જ્યારે માશુક રૂપે જોઇ શકશું, કુદરતની કરામતને જ્યારે અંતરના ઉમળકાથી વિનયપૂર્વક નમી શકશું, અને બ્રહ્માંડ માત્રમાં સર્વત્ર સમદૃષ્ટિ અનુભવી શકશું, ત્યારેજ–બન્ધુઓ ત્યારેજ પ્રેમની સાર્થકતા થશે, ત્યારેજ અનિર્વચનીય જયોતિ સર્વત્ર પ્રત્યક્ષ પ્રગટ થશે, ત્યારેજ અખંડાનંદ આનંદ અનુભવાશે, ને ત્યારેજ–ત્યારેજ કૈવલ્ય મોક્ષ પ્રાપ્ત થશે.

## અહો ભોગીલા ભ્રમર ! તું કમળને કાં કોરતો નથી ?

ઓ પ્રેમીલા ભૃંગ ! તું અમારો ગુરૂ છે, તું પ્રેમીઓનો દોસ્ત છે, તું પ્રેમીલો છે, તારા પ્રેમને ધન્ય છે. તારા પ્રેમ પાત્રને ઇજા ન થાય તે સારૂ તું પોતાનું બળિદાન આપે છે. ઓ

ભ્રમર ! માશુક માટે આત્માર્પણ કરવાની રીતિ તને કોણે શીખવી ? તું મોટાં મોટાં કઠિન લાકડાં તથા ઝાડોને કોરી નાંખે છે, ત્યારે કોમળ કમળને કેમ કાપી શકતો નથી ? શા માટે તારો પ્યારો જાન ગુમાવે છે ? ઓ ભ્રમર ! શું તારા મુખમાં કમળને કાપવાનું સામર્થ્ય નથી ? અરે તારા ડંખથી તો બધાંએ ડરે છે, તારા ડંખે તો ઘણાએ જંતુઓનો નાશ કરેલો છે, તારા મુખે તો ઘણાએ કાષ્ટનાં કિંમતીપણાનું સત્યાનાશ વાળેલું છે, તારા ડંખથી તો બહુ બહુ મનુષ્યોએ અરેરાટી કીધેલી છે, ત્યારે ઓ ભ્રમર ! તું કમળને કાં ડંખતો નથી ? કમળ તને વ્હાલું છે તે સારૂજ કે ? આહાઃ પ્રેમ ! પ્રેમ ! શી તારી બલિહારી ! કોમળતાની સખ્ત સાંકળ તે આનું નામ. અરે તારી પાસે તે અજ્ઞાનીઓને ફસાવવાનાં, જ્ઞાનીઓને મુક્ત કરવાનાં, તારી શ્રેષ્ઠતા બતાવવાનાં, અને કુદરતને પ્રત્યક્ષ કરવાનાં કેટલાંક સાધનો છે ?

## બંધ વગરનું બંધન.

સ્વદેશાભિમાની શિવાજી મહારાજ ઔરંગઝેબ જેવા ઉસ્તાદના કેદખાનામાંથી મીઠાઈના ટોપલામાં બેશી નાશી ગયા હતા. વિલિયમ ટેલ દુશ્મનના વહાણમાં કેદ હતો, ત્યાંથી સમુદ્રમાં પડી નાશી ગયો હતો. સુરપાળ ભુવડના હાથીના દંતુશળ ઉપરથી ઘોડો કુદાવી નાશી ગયો હતો, સિદ્ધરાજ જયસિંહ સિંહના પંજામાંથી પોતાના બાહુબળથી છુટયો હતો. સામે ઉભેલા ત્રીસ હજાર દુશ્મનમાંથી સેંકડોને સ્વર્ગમાં મોકલી ટાઈબિર નદીમાં ભુસ્કો મારી વીર હોરેશીયસ, તેને વધાવી લેતાં રોમનોનાં ટોળાં વચ્ચે પહોંચ્યો હતો. નવરોઝ બજારમાં જતી વખત પૃથુરાજની પત્ની લાલબાની કટારી નીચે પડેલો અકબર બાદશાહ કાલાવાલા કરી વચન આપી બચી ગયો

હતો. ઔરંગઝેબે ઘેરી લીધેલી ખીણમાં ફસી પડેલો દુર્ગાદાસ મહા મેહેનતે પોતાના વીરત્વથી નાશી છુટયો હતો. કાઉંટ ઑાવ મોંટે ક્રીસ્ટોવીલેફોર્ટના કિલ્લામાંથી મુડદાને બદલે પોતે કફનની પેટીમાં બેસી તે પેટી સમુદ્રમાં ઝુકાવતાં ત્યાંથી પસાર થયો હતો. અને જનરલ ગીલેસ્પીને મારનાર ગુરખાવીર બહાદુર બળભદ્રસિંહ થોડાક સિપાઇઓ સાથે ઇંગ્રેજ સરકારના મોટા લશ્કર અને બળવાન તોપો વચ્ચેથી પસાર થયો હતો. મહાન આફતમાંથી છુટેલા બહાદુરોના આવા સેંકડો દાખલા આપી શકાય, પણ દેખીતાં બંધ વગરનાં બંધન–ખરા પ્રેમ પાશમાંથી નાશી છુટયા હોય એવો કોઇ દાખલો આખી દુનિયાના ઇતિહાસમાંથી પણ મળતો નથી.

## પ્રેમના બંધનની દૃઢતા.

લાલન વેરાગણ માત્ર નયનના મિલાપથી જેનું નામઠામ જાણુતી નહોતી તેવા મરાઠા સરદાર માટે બીન વગાડતી–ભીખ માગતી, પાણીપતના મેદાનમાં ગઇ હતી, તેને કોણે ફરજ પાડી હતી? સમર્થ યોગી ગુલાબસિંહને રમાએ કયાં જાદુ કર્યું હતું? ‘પ્રમાદધન મુજ સ્વામી સાચા” એમ હૃદયમાં ગંઠન કરતી નિર્દોષ કુમુદે “જહાંગીરી ફકીરી એ, લલાટે છે લખાવી મેં” એમ બોલતા વિદ્વાન સરસ્વતીચંદ્રને પોતાની પાછળ પાછળ ભટકવા કયાં આજીજી કરી હતી? અફગાનના પહાડોમાં, તુર્કોનાં ટોળાંમાં, દુશ્મનોની ગોળીઓમાં આવવા સિદ્ધરામે ઇરાવતીને કયાં વિનંતિ કરી હતી? ધિક્કાર વરસાવતા ચાંપરાજ હાડાએ, ગુણુકા બની અકબરશાહની દરબારમાં આવવા સોનરાણીને કયાં શિખવ્યું હતું? મારી પાછળ બળી મરજે એવું રાણુકદેવી પાસેથી રાહખેંગારે કયાં વચન લીધું હતું? દુષ્યન્તને પ્રેમપાશમાં બાંધવા શકુન્તલાએ કયાં બળ વાપર્યું હતું?

અકળવિકળ ને મૂર્છિત બનેલી કાદમ્બરી ઉપર ચંદ્રાપીડે ક્યાં રાજ્યસત્તા ચલાવી હતી ? અને દ્વારિકામાં ઉંઘતા અનિરૂદ્ધે ઓખાને ક્યાં ભોળવી હતી ? અરે ! આ તે કોમળતાની સખ્ત સાંકળ છે કે સખ્તતાની કોમળ સાંકળ છે ?

અહાઃ પ્રેમની સાંકળ ! ખરેખર તે આશ્ચર્યકારક છે. અરે ગુલાબસિંહ ! તું બધાંને જીતી શકે તેવો હતો, છતાં તારી યોગસિદ્ધિને બાજુએ મૂકી બાલિકા રમા સાથે કાં રમ્યો ? રમાએ પ્રથમ તને સપડાવવા ક્યાં જાળ બીછાવી હતી ? રમા તને ક્યાં બોલાવા આવી હતી ? જાદુગર તો તું હતો, કાંઈ રમા નહોતી, ત્યારે ઓ અદૃશ્ય સત્વોના અધિપતિ ! તું લુખી પુખી રમાને રાજી રાખનારો કાં થયો ? ઓ ગુલાબસિંહ ! તું પ્રત્યક્ષ આવીને કહી જા કે પ્રેમનું બંધન અનિવાર્ય છે, પ્રેમનું બંધન કુદરતી છે, પ્રેમનુ બંધન પાત્ર જોતું નથી, એ બંધનને શિરોગ્રશ્મ કરવામાં મજે છે–આત્માની શાંતિ છે.

ઇરાવની ! ઇરાવની ! તને ઓછું કેમ ન લાગ્યું ? તને ક્રોધ કેમ ન આવ્યો ? તું શા માટે આફતના મુખમાં ગઈ ? સિદ્ધે તને છુટી કરી હતી, સિદ્ધ ને રીઝીયા વચ્ચેના પ્રેમપત્રો તારી પાસે હાજર હતા, તેમ છતાં તને અદેખાઇ કેમ ન લાગી ? તારા પાત્રની હલકાઈ તારા મનમાં કેમ ન વશી ? ઓ ઇરાવતી ! તું અમારી સામે આવીને કહે કે, પ્રેમનું બંધન બહુ દૃઢ છે, બહુ સખ્ત છે, બહુ જબરદસ્ત છે, તેને નહિ તોડવામાં આનંદ છે, અને દુનિયાંના કોઇ બંધન સાથે તેની કદી પણ સરખામણી થઇ શકતી નથી.

## મારૂં બુલબુલ.

ક્યાં છે ? ક્યાં છે ? મારૂં બુલબુલ ક્યાં છે ? મારી જીવન દોરી ક્યાં છે ? મારી આંખની કીકી ક્યાં છે ? મારા

હૃદયનું ધન ક્યાં છે ? મારી જાદુઇ શક્તિ ક્યાં છે ? મારો પારસમણિ ક્યાં છે ? મારી કામધેનુ ક્યાં છે ? મારૂં સ્વર્ગ ક્યાં છે ? અરે ! મારો પ્રભુ ક્યાં છે ? બંધુઓ ! આ બધું અને એ કરતાં પણ ઘણું વધારે મારી માશુકમાં છે, મીઠડી માશુકમાં છે, ઘેલુડી માશુકમાં છે, નાજુકડી માશુકમાં છે, પ્રેમીલી માશુકમાં છે, પણ અફસોસ કે, તે તમારા વ્યવહારિક ચક્ષુથી દેખાય તેમ નથી. એ જોવા માટે તો પ્રેમનાં ચસ્માં ઇએજો, એ જોવા માટે તો બંદા જેવા ચકરમ બનવું જોઇએ. એ જોવા માટે તો સ્વાર્પણનું બળિદાન આપવું જોઇએ.

મજનુંની માશુક લૈલા દુનિયાની નજરમાં કાંઈ બહુ ખુબસુરત નહોતી, તેથી કોઇ માણસે પ્રેમીલા મજનુંને કહ્યું કે, અરે મજનું ! લૈલીમાં તે તું શું દીવાનો થયો છે ? એ કરતાં વધારે ખુબસુરતી તો દુનિયામાં બીજી ઘણી છે. ઘાએલ મજનુંએ કહ્યું, ભાઈ, લૈલાની ખુબસુરતી જોવા માટે મારી આંખો જોઇએ. તારી આંખે તે દેખાય નહિ.

તેની આંખે ક્યાંથી દેખાય ! કારણ કે તેણે સ્વાર્થનો ત્યાગ કર્યો નહોતો, તે પ્રેમ મહાસાગરમાં ડૂબ્યો નહોતો, તે પ્રેમના મોજાઓ ઉપર ઝુલ્યો નહોતો, તેણે પોતાનો અહંભાવ છોડયો નહોતો, તેણે પ્રેમની વિશાળતા જોઇ નહોતી, તેને લાયક પાત્ર મળ્યું નહોતું, તેણે બેમાં એકપણું—અદ્વૈતપણું અનુભવ્યું નહોતું, તે પોતાનું પોતાપણું ભૂલી ગયો નહોતો, તે સ્વાર્પણ સમજ્યો નહોતો, તેનો આનંદ હજી પોતાના આનંદમાં હતો પણ બીજાઓના આનંદમાં નહોતો, અને તેનો દેવ તેના હૃદયથી જુદો હતો. આવો વ્યવહારિક જુઠ્ઠી લાગણીવાળો માણસ લૈલાની ખુબસુરતી કેમ સમજી શકે ? તે તો પોશાકની સફાઇ જોતો હતો, તેને તો શરીરનો

સરખો ઘાટ જોઈતો હતો, તેને તો જુવાનીનો ઉછાળો જોઈતો હતો, તેને તો તનદુરસ્તીની ભભક જોઈતી હતી, અને તેને તો બહારની ગોરી ગોરી ચામડી જોઈતી હતી, હૃદયની તેને જરૂર નહોતી. એવાં સાધારણ માણસો પ્રેમને કેમ સમજી શકે! એવા ભભકા સપકામાં મોહવાળાં માણસો પ્રેમઘેલુડી લૈલાનું સૌંદર્ય કેમ જોઈ શકે? એ સૌંદર્ય જોવા માટે તો મજનુંનીજ આંખો જોઈએ–એ સૌંદર્ય એ રહસ્ય ચુસવા માટે તો પ્રેમીલા મજનુંનુંજ હૃદય જોઈએ. બીજાં સાધારણ માણસો તે કેમ સમજી શકે?

## ઈશ્વર ક્યાં છે?

એક વખત મજનુંને કોઈ એક ધાર્મિક માણસે કહ્યું કે, અરે મજનું! તું લૈલાના પાછળ જેમ દીવાનો થયો છે તેમ ઈશ્વર ઉપર પ્રેમ રાખે તો તુરતજ તારો ઉદ્ધાર થઈ જાય. ત્યારે મજનુંએ પૂછ્યું કે, ઈશ્વર ક્યાં છે? પેલા માણસે જવાબ આપ્યો કે ઈશ્વર સર્વત્ર છે–સર્વમાં છે. ઈશ્વર ન હોય એવી કોઈ જગ્યા કે કોઈ વસ્તુ નથી. ત્યારે મજનુંએ પૂછ્યું કે, મારી લૈલામાં પણ ઈશ્વર છેના? પેલા માણસે કહ્યું કે, હા. ત્યારે મજનુંએ કહ્યું કે, ઓહો! એ તો બહુ ખુશીની વાત, મારી માશુકની માશુક ને ઈશ્વરનો ઈશ્વર! હવે બીજા ઈશ્વરને શોધવા હું શા માટે જાઉં?

માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમની પરમ ઉત્કૃષ્ટતા છે. માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમનું મહાન સત્ય છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમનું ખરૂં રહસ્ય છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ આશકની પૂરી પરીક્ષા છે, માશુકમાં ઈશ્વરભાવ જોવો એ પ્રેમની બલિહારી છે, માશુકમાં ઈશ્વરભાવ

જોવો એ સંસારમાં સ્વર્ગ છે; અને માશુકમાં ઈશ્વરભાવ અનુભવવો એ જીંદગીની સાર્થકતા છે. પણ માશુકમાં ઈશ્વરભાવ જોવો એ કાંઇ સ્હેલી વાત નથી. વાંચકો ! તમારામાં કોઇ એવો છે કે જે પોતાની સ્ત્રીમાં ઈશ્વરભાવ અનુભવી શકતો હોય ? ઘણાએ ગુજરાતી શ્રીમંતો કહે છે કે, બાયડી તો અમારા પગનું ખાસડું. જેને આપણા કેટલાક ભાઇઓ પોતાના પગનું ખાસડું કહે છે તેવી સ્ત્રીઓમાં ઈશ્વરભાવ જોવો એમાં શું કાંઇ વિશેષતા નથી ? એમાં શું કાંઇ અજાયબી નથી ? અને એમાં શું કાંઇ રહસ્ય નથી ? શું પ્રેમીઓ દીવાનાજ છે કે લોહી માંસમાં ઇશ્વર માની લેય છે ? શું ખરેખરા તેઓ એવા મૂર્ખજ છે કે સ્વાભાવિક ચંચળતાવાળી યુવાન છોકરીઓને તેઓ ઈશ્વર માની લેય ? શું પ્રેમીઓને એટલી પણ અક્કલ નહિ હોય કે પોતાની સાથે રમતી, ભમતી, ખાતી, પીતી, અને ઘણી બાબતોમાં પોતાથી ઉતરતી શક્તિવાળી સ્ત્રીઓને તેઓ ઈશ્વર માની લેય ? અને શું તેઓની રસવૃત્તિઓ તથા લાગણી શક્તિયો એટલી બધી મારી ગઇ હશે કે દુનિયાંના સર્વ વિષયની સંપૂર્ણ તૃપ્તિ સાધારણ બાલિકાઓમાંજ તેઓને મળી શકતી હોય ? આપણા ઘણા ભાઇઓ તો માશુકમાં ઈશ્વરભાવ જોવાની વાત પણ માની શકશે નહિ, ત્યારે જેઓ માશુકમાં ઈશ્વરભાવ અનુભવી શકે છે તે કાંતો મૂર્ખમાં મૂર્ખ—ખચિત દીવાના હોવા જોઇએ, અથવા તો પ્રેમના દેવ હોવા જોઇએ. એવા દીવાનાઓને દેવ માનવા એજ અમોને તો વાસ્તવિક લાગે છે, તેઓની સરલતાને અમે ધન્યવાદ આપીએ છીએ, તેઓના ઐક્યને—તેઓના અસ્નેહને અમો ચાહીએ છીએ, તેઓના મનોનિગ્રહને અમો માન આપીએ છીએ, તેઓના સ્વાર્પણને અમો ઇચ્છીએ છીએ, તેઓના અહં-

ભાવત્યાગને અમે નમીએ છીએ, તેઓના વિશાળ હૃદયને અમે વખાણીએ છીએ, અને તેઓની અખંડ તૃપ્તિને અમે ઇચ્છીએ છીએ.

## આ શકિત તારામાં કયાંથી આવી?

અરે! પણ તું મને કહે તો ખરી. શા માટે ત્હારામાં એટલી બધી મીઠાશ છે? શા માટે તારામાં એટલું બધું આકર્ષણ છે? શા માટે તારામાં એટલું બધું સૌંદર્ય છે? શા માટે તારામાં એટલી બધી અજાયબી છે? શા માટે તારામાં એટલું બધું જાદુ છે? શા માટે તારામાં એટલું બધું સુખ છે? શા માટે તારામાં એટલું બધું રહસ્ય છે? શા માટે હું તારી પાછળ પાછળ ઘેલો ઘેલો થઇને ફરૂં છું? શા માટે તું સ્વર્ગનું બીજું રૂપ છે? અને શા માટે તારામાં એટલી બધી ઈશ્વરી વિભૂતિ સ્પષ્ટ થાય છે? તે કહે તો ખરી?

મને તો લાગે છે કે તું મારા ભાગ્યની દેવી છે, મને તો લાગે છે કે તું મારી જીંદગીની મીઠાશ છે, મને તો લાગે છે કે સંસાર સાગર તરવા માટે તું મારી નૌકા છે, મને તો લાગે છે કે મને પ્રકાશ આપનાર તું મારો સૂર્ય છે, મને તો લાગે છે કે મને ગરમી આપનાર તું મારી વિજળી છે, મને તો લાગે છે કે મને મનુષ્ય બનાવનાર તું કીમીયું છે, મને તો લાગે છે કે માત્ર દૃષ્ટિબળથી મને સહજ સમાધિ આપનાર તું કોઇ યોગિની છે, મને તો લાગે છે કે મારો અહંભાવ છોડાવનાર તું સંન્યાસિની છે, મને તો લાગે છે કે તું સંસારમાં સ્વર્ગ લાવનારી છે, મને તો લાગે છે કે તું મારી તૃપ્તિ છે, અને મને તો લાગે છે કે તું ઈશ્વરની કૃપા છે. હજારો ગુરૂઓ મને જે ન શીખવી શકત, સેંકડો ભયંકર ભયથી પણ મને જે અસર ન થઇ શકત, લાખો પુસ્તકોથી જે હું ન મેળવી

શકત, સેંકડો સભાઓમાં ગયાથી જે હું ન જાણી શકત, રાજ્યના હજારો કાયદાઓથી જે હું ન તજી શકત, હજારો ધાર્મિક ક્રિયાઓથી જે હું ન મેળવી શકત, અને મારા મનને ઠેકાણે લાવવા જગતની બીજી સર્વ વિધિ નિષેધથી હું જેટલું કરી શકત, તે સર્વ કરતાં તારી પ્રેમ ભરી આંખના પલકારાથી–તારા એકજ શબ્દથી–તારા દર્શન માત્રથી–તારી યાદી માત્રથી હું કરી શકું છું. ઘેલુડી ! આ બધું રહસ્ય તું જોઇ શકે છે ? તું જો તો ખરી કે આ શું છે ? તું જો તો ખરી કે આ બધું શા માટે છે ? આખા જગતની કોઈ પણ વસ્તુ કે કોઇ પણ વિચાર મારી ઉપર જેટલી અસર કરી શકે, તે સર્વ કરતાં તું મારી ઉપર વધારે અસર કરી શકે છે, એ શું આશ્ચર્યની બાબત નથી ? વ્હાલુડી ! આ શક્તિ તારામાં ક્યાંથી આવી ?

## પ્રેમનું સ્થાન.

અરે ! જ્યારે તું ઘોડીયામાં સૂતી સૂતી નિદ્રામાં હસતી હતી. ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું મીઠું મીઠું કાલું કાલું બોલતી નાનકડાં લાલ માંગલિક પગલાંથી પૃથ્વીને પવિત્ર કરતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું તારા પિતાના ખોળામાં બેસી હસતે હસતે તેની મૂછના બાલ તાણતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું રમુજ કરતે કરતે સ્તનપાન કરતી વખત તારી માને આનંદ આપતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું કાલું ઘેલું તોતડું બોલતે બોલતે પાઠ લેતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું નાનકડી પુતળી સાથે હેતથી રમતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે ? જ્યારે તું બગીચામાંથી સુંદર

ફૂલો તોડીને તારા ઠાકોરજી સારૂ નાજુક માળા બનાવતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે? જ્યારે તું દાંતના સોયાથી ઉનનું અટપટું ગુંથણકામ ચપળતાથી શીખતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે? જ્યારે તું સ્નાન કર્યા પછી બાલને સુકાવતી વખત નાજુક આંગળીઓથી બાલની લટો સાથે ઉભી ઉભી રમતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે? જ્યારે તું નદીમાં ન્હાતી વખત પાણીમાં હજારો નખરાં કરતી હતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે? જ્યારે તું તારા નાજુકડા હાથે સ્વાદિષ્ટ "ચા" બનાવવા બેસતી ત્યારે તારામાં આ શક્તિ હતી કે? અને ઓ ઘેલુડી! જ્યારે તું લગ્નના આશીર્વાદ લેવા લગ્નમંડપમાં મારી સાથે બેઠી ત્યારે આ શક્તિ, આ વશીકરણ, આ અભેદ મંત્ર, આ પ્રેમ તારામાં હતો કે? હા, હતો, પણ તે આવા રૂપમાં નહોતો. એ વખતે તે બીજ રૂપે હતો—અંકુર રૂપે હતો, આજે વૃક્ષ રૂપે છે, અને ભવિષ્યમાં ઈશ્વરના સાન્નિધ્યમાં તે ફળ રૂપે થઇ જશે. ધન્ય છે! પ્રેમ તને ધન્ય છે. તારી કૃપા વિના અમે દુસ્તર સંસાર સાગર તરી શકત નહિ, તારી કૃપા વિના દુનિયાનો મોહ મૂકી શકાત નહિ. તારી કૃપા વિના અસાર સંસારમાં સ્વર્ગ અનુભવી શકાત નહિ, તારી કૃપા વિના પ્રાપ્તિ–શાંતિ મેળવી શકાત નહિ, અને તારી કૃપા વિના ઈશ્વરને જાણી શકાત નહિ. ધન્ય છે, તને ધન્ય છે. પણ યાદ રાખજે કે, તારી સત્તા મારી માશુકની આંખમાં છે, તારૂં સ્થાન મારી માશુકના હૃદયમાં છે, તું ભુલાઇ જઇશ માં, તારી ચાવી મારી માશુકના હાવભાવમાં છે. હું તને અરજ કરૂં છું, હજારો વાર અરજ કરૂં છું કે, તું ત્યાંનો ત્યાંજ રહેજે. ત્યાં રહીશ તોજ તું શોભીશ, અને ત્યાં રહીશ તોજ તું ઈશ્વર સુધી પહોંચી શકીશ. મારી મા-

શુકમાં જેટલી તારી કિંમત થશે, મારી માશુકમાં જેટલો તારો આદર થશે, મારી માશુકમાં જેટલો તું ખીલી નીકળશે, અને મારી માશુકમાં જેટલું તારૂં સ્વરૂપ સ્પષ્ટ થશે તેટલું યાદ રાખજે કે બીજે કોઇ પણ ઠેકાણે નહિ થાય. માટેજ તપ કરી કરીને થાકી ગએલા ઋષિયો વ્રજની ગોપી રૂપે–શ્રી કૃષ્ણની માશુક રૂપે અવતર્યા હતા, અને ત્યાંજ–એ ગોપીઓ પાસેજ તું સર્વ દેશ, સર્વ કાળ, તથા સર્વ બનાવો કરતાં વધારે શોભ્યો હતો, અને ત્યાંજ તારા સેવકો ઈશ્વરભાવને પામ્યા હતા.

## વિયોગ.

અરે અરે ! વિયોગ ! વિયોગ ! તને તે હું શા માટે યાદ કરૂં છું ! પ્રેમના શબ્દકોષમાં જો સૌથી ભયંકરમાં ભયંકર કોઇ પણ શબ્દ હોય તો તે વિયોગ છે. સ્વાર્થત્યાગ એ તો પ્રેમીઓની મજે છે, સ્વાર્પણ એ તો પ્રેમનું રહસ્ય છે, મૃત્યુ એ તો પ્રેમની રમત છે, અનેક પ્રકારની આફતો એ તો પ્રેમની કસોટી છે, મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકના છે, પોતાના પ્રેમપાત્રને ખાતર કોઇ પણ જાતના ભયંકરમાં ભયંકર ભયની સામે નિડરપણે ચાલ્યા જવું એ તો પ્રેમનો હુકમજ છે, અને જગતને ભૂલી જઇને માશુકના તાલસુર ઉપર નાચ્યા કરવું એ તો પ્રેમનો ધર્મજ છે. એ બધું ને એ કરતાં ઘણું વધારે કે જેમાંનું કાંઇ પણ આપણે કરી શકીએ નહિ તે સર્વ પ્રેમીઓ કરી શકે છે, પણ માત્ર એકજ બાબત એવી છે કે જે પ્રેમીઓના હૃદયને ભેદી નાંખે છે, તે વિયોગ છે. પ્રેમીઓ ભયથી, ભૂખથી, દુઃખથી, રોગથી, મૃત્યુથી કે બીજા કોઇ પણ કારણથી ખરેખરી રીતે મુંઝાતા નથી, પણ માત્ર એક વિયોગથીજ તેઓની દશા બહુ વશમી થઇ પડે છે.

# પ્રેમીઓમાં ને આપણામાં શું ફેર છે?

વાંચકો! પ્રેમીઓમાં ને આપણામાં શું ફરક છે તે તો જુઓ! એ જાણવાથી પ્રેમીઓનો દરજ્જો આપણા કરતાં કેટલો બધો મોટો છે તે સમજી શકાશે. સ્વાર્થત્યાગ એ પ્રેમીઓની મજે છે, પણ આપણે હજારો ઉપાયોથી પણ એક જરા જેટલો પણ સ્વાર્થ છોડી શકતા નથી. એક વેંત જમીન સારૂ કે થોડાક પૈસા સારૂ આપણે કેવા લડી મરીએ છીએ? અને કેટલું બધું મન ખરાબ કરી નાંખીએ છીએ? પણ પ્રેમીઓને મોટાં મોટાં રાજ્યો તજી દેતાં પણ ક્યાં દીલગીરી લાગી છે?

સ્વાર્પણ એ તો પ્રેમનું રહસ્ય છે. પ્રેમીઓને સ્વાર્પણમાં જરાએ વિશેષતા લાગતી નથી પણ આપણાથી એક પાઇ પણ ખરા અર્પણની રીતે અર્પણ થઇ શકે છે? કહો કે નહિજ. પ્રેમીઓનું સ્વાર્પણ–પોતે અર્પણ થઈ જવું તે પણ એવી નિ-ખાલસતાથી, એવી સરલતાથી, એવી શ્રદ્ધાથી, એવી નિષ્કામ વૃત્તિથી હોય છે કે, તેવી ઉત્તમ વૃત્તિથી આપણે એક પાન કે પાણીનો પ્યાલો પણ કોઇને આપી શકતા નથી.

મૃત્યુ એ તો પ્રેમીની રમત છે, પણ આપણે તો તેના નામ માત્રથીજ ભયભીત થઇ જઇએ છીએ. ફરહાદની કબરમાં સૂતાં શીરીનને ક્યાં સંતાપ થયો હતો? પતિનું મૃત્યુ થયું, એમ સાંભળીને તે સાંભળતાંજ પોતાનો પ્રાણ છોડનાર જયદેવ કવિની પ્રિયાને મૃત્યુથી ક્યાં દીલગીરી લાગી હતી? અને હજારો આર્ય સતીઓને "જય અંબે જય અંબે" કરી ચિતામાં શાંતિથી બેસતાં ક્યાં વશમું લાગ્યું હતું? અમો તો મોતનું નામ સાંભળીને પણ ડરી જઇએ છીએ ને રોઇ પડીએ છીએ, અમારી સરખામણી તે પ્રેમીઓ સાથે કેમ થઈ શકે?

અનેક પ્રકારનાં વિઘ્નો એ તો પ્રેમની કસોટી છે. પણ અમે તો રસ્તામાં પડેલા નાનકડા કાંટાથી પણ ડરી જઇએ છીએ. પ્રેમ સાપનાં દોરડાં બનાવી નાખે છે, પ્રેમ નદીઓનાં ખાબોચીયાં બનાવી નાખે છે. પ્રેમ સિંહને હરણ બનાવી મૂકે છે, અને પ્રેમ લાંબામાં લાંબા રસ્તાને ટુંકામાં ટુંકો કરી દેય છે.

આપણે અંધારાથી બ્હીએ છીએ, આપણે હથીઆરથી ડરીએ છીએ, આપણે ખરાબ રસ્તાથી ડરીએ છીએ, આપણે થાકથી ને મેહેનતથી ડરીએ છીએ, પણ પ્રેમીઓ એવી એવી બાબતોથી ડરે છે એમ કયાંઇ સાંભળ્યું છે?

મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા છે. ભાઇઓ! પ્રેમની ઉંચતા તો જુઓ! મનોનિગ્રહ એ તો તેની સ્વાભાવિકતા! હજારો વરસ તપ કર્યાં છતાં જે મળી શકતો નથી તે કઠિન મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા! સેંકડો યોગિયો નાક પકડી પકડીને વરસોનાં વરસો સુધી ગુફામાં બેસી રહે તોપણ જે ચીજ મેળવી શકતા નથી તે મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા! ઘણાએ વિદ્વાન સંન્યાસીઓ સંપત્તિ છોડીને જંગલે જંગલે ફરે છે પણ જે મેળવી શકતા નથી તે મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા! લાખો બાવાઓ રાખ ચોપડી ચોપડીને ભીખ માગતે માગતે પૃથ્વી પ્રદક્ષિણ ફરે છે અને જીંદગી ગુમાવી નાંખે છે પણ જે મેળવી શકતા નથી તે મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા! અને હજારો ગૃહસ્થો યજ્ઞ, દાન, તીર્થ, વ્રત આદિ કરીને પણ જે જરાક જેટલું પણ મેળવી શકતા નથી તે મનોનિગ્રહ એ પ્રેમની સ્વાભાવિકતા! મનોનિગ્રહ એ કેવી કઠિન બાબત છે તે સમજવા માટે સાધુઓ ચેલેંજ કરે છે કે, માત્ર એકજ મિનિટ તમે મનોનિગ્રહ કરી તો જુઓ! એટલે તુરતજ તમોને જણાશે કે,

એ સ્હેલાઇથી બની શકે તેમ નથી. એ એકજ મિનિટમાં તમોને નહિ ધારેલા ઘણાએ વિચારો મનમાં આવશે, અને પૂરી એક મિનિટ પણ તમે મનોનિગ્રહ કરી શકશો નહિ. આવો વિકટ મનોનિગ્રહ એ તો પ્રેમની સ્વાભાવિકતા ! ધન્ય પ્રેમ—તને ધન્ય, પ્રભુને પામવા માટે પ્રેમ એજ ઉત્તમમાં ઉત્તમ રસ્તો છે.

પોતાના પ્રેમ પાત્રને ખાતર કોઇ પણ જાતના ભયંકરમાં ભયંકર ભયની સામે નિડરપણે ચાલ્યા જવું એ પ્રેમનો હુકમજ છે. દેવી પાર્વતીને પોતાના પતિનું અપમાન થતું જોઇને યજ્ઞકુંડમાં કુદી પડતાં કયાં ડર લાગ્યો હતો ? પ્રેમી તુલસીદાસજીને પોતાની સ્ત્રી ઉપરના પ્રેમને લીધે સાપને દોરડું સમજી તેને પકડી અર્ધી રાતે મેડી ઉપર ચ્હડી જતાં કયાં ભય લાગ્યો હતો ? સતી તારામતીને પતિનું વચન પૂરૂં કરવાને ખાતર ગુલામ તરીકે વેચાતાં કયાં દીલગીરી લાગી હતી. બિલ્વમંગળને પોતાની માશુક પાસે જવા માટે મુડદાને લાકડું સમજી અંધારી રાતે પૂરવાળી નદી તરી જતાં કયાં ધાસ્તી લાગી હતી ? પડદેનશીન સુકોમળ સતી સોનરાણીને પોતાના પ્રિતમને ખાતર ગુણકા બની અકબરશાહના દરબારમાં નાચતાં કયાં શરમ લાગી હતી ? અને દેવી સાવિત્રીને પોતાના પતિ માટે જંગલમાં યમરાજાની પાછળ પાછળ નિડરપણે ચાલી જવામાં કયાં મુશ્કેલી લાગી હતી ? પ્રેમની મઝેજ એ છે કે, તે માણસને તેની બધી નબળાઇ મૂકાવી દઇ ખરેખરૂં માણસ અને પછી દેવ બનાવી દેય છે.

## આપણી નબળાઇ.

આપણને કોઇ એમ નથી કહેતું કે તમે પાર્વતીની પેઠે બળતી આગમાં કૂદી પડો, પણ આપણને માત્ર એમ કહેવામાં

આવે કે, તમે હુકો કે બીડી પીવી છોડી દો, અને જુઓ કે તે આપણા કેટલા ભાઇઓ કરી શકે છે ? આપણને કોઇ એમ નથી કહેતું કે તમે બિલ્વમંગળની પેઠે મુડદું પકડીને ઘોર અંધારી રાતે પૂર આવેલી નદી તરી જાઓ. પણ આપણને માત્ર એમ કહેવામાં આવે કે, તમે એક કલાક સવારમાં વેહેલા ઉઠો, તો તે પણ આપણાથી બની શકતું નથી. આપણને કોઇ એમ નથી કહેતું કે તમે સોનરાણીની પેઠે ગુણકા બનીને જાહેરમાં નાચવા જાઓ, પણ આપણને માત્ર એમ કહેવામાં આવે કે, વખતે તમારાં કપડાં ઉપર ડાઘ પડી જાય તે સારૂ કરીને તમારા મન ઉપર ડાઘ પડવા ન દો, તો તે પણ આપણાથી બની શકતું નથી. પ્રેમ ભંગના પ્રાયશ્ચિત્ત માટે હૃદયની કિંમત સમજનારા ભર્તૃહરિએ મહાન રાજ્યનો ત્યાગ કર્યો હતો. તેમ આપણને કોઇ આપણા ઘરનો ત્યાગ કરવાનું કહેતું નથી, પણ આપણને માત્ર એમ કહેવામાં આવે કે તમારી પાસે જે બચેલું છે, અને ઉપયોગમાં આવ્યા વગર વધારાનું જે પડી રહ્યું છે, તેમાંથી માત્ર થોડા પૈસા કે થોડું ખાવાનું અથવા જરાક જાત મેહેનત ગરીબોને માટે ખરચો, તો તે પણ આપણાથી બની શકશે નહિ. જે ચીજો આપણી પોતાની છે–જેનો ઉપયોગ કરવો આપણા હાથમાં છે, અને જેનો લાભ માત્ર થોડીકજ દૃઢતા રાખવાથી–જરાક–સાદી સમજ વાપરવાથી લઈ શકાય તેમ છે તેવી સ્હેલી બાબતોમાં પણ જ્યારે આપણે કાંઇ કરી શકતા નથી ત્યારે એટલું તો કરો કે, પ્રેમીઓને શુદ્ધ અંતઃકરણથી ધન્યવાદ આપો. કારણ કે તેઓની દૃઢતા કેટલી બધી મોટી છે ? તેઓનો ત્યાગ કેટલો બધો મોટો છે ? અને તેઓ કેવા મહાન ભયની સામે થઈ શકે છે ? એ જરા વિચારો તો ખરા !

# ઈશ્વર સાથે ઐક્ય કોણ કરી શકે?

જગતને ભૂલી જવું ને માશુકના હૃદયના તાલસુર ઉપર નાચ્યા કરવું એ તો પ્રેમનો ધર્મજ છે. માશુકના હૃદયના તાલ-સુર ઉપર નાચ્યા કરવું એ કેવી રહસ્યની બાબત છે? એ કેવી મુશ્કેલીની બાબત છે? એ તમને ખબર છે? ભાઇઓ! તમારે માટે દુનિયામાં કોઇ માણસ એવું છે કે જેના હૃદયના તાલસુર ઉપર—જેના નેણુના ચમકારા ઉપર તમે નાચી શકો? એમ કરવા માટે કેટલી બધી એકતાની—કેટલી બધી સરલ-તાની—કેટલી બધી પોતાનાં પોતાપણાને ભૂલી જવાની જરૂર છે? એ તમે સમજી શકો છો? જો એક સેકન્ડ પણ કોઇની સાથે એવો અભેદ તમે અનુભવી શકતા હો તોજ પ્રેમના આનંદની રહેજ ઝાંખી થઇ શકે.

આપણું મન કેટલું બધું ચંચળતાવાળું છે? કેટલી બધી અધીરતાવાળું છે? કેટલી બધી ખોટી ખોટી કલ્પના કરવા-વાળું છે? અને કેટલા બધા ભેદમાં કેટલા કેટલા જન્મો થયાં રચીપચી રહેલું છે, એ જો આપણે વિચારીએ તો આપણને આશ્ચર્ય લાગ્યા વિના રહે નહિ. એજ પ્રમાણે જેવું આપણું મન છે તેવાજ પ્રકારનાં ઘણું કરીને સર્વનાં મન હોય છે. એવાં જુદાં જુદાં બે મનનો અભેદ થઈ જાય અને તે મન એક બીજાના તાલસુર ઉપર નાચે, એ કેવી કઠિન બાબત છે? કેવી આશ્ચર્યની વાત છે? અને કેવી મહત્વની બાબત છે એ જુઓ તો ખરા! પૂર્વ અને પશ્ચિમને એક કરવું, આકાશ અને પૃથ્વીને જોડી દેવાં, રાત અને દિવસને એક કરી નાખવાં તથા સ્વર્ગ અને પાતાળને એક બીજા સાથે જોડી દેવાં, એ જેવું કઠિન કામ છે તે કરતાં પણ બે જુદાં જુદાં મનને

પ્રેમની એકજ કડીમાં જોડી દેવાં, અને એક બીજાના હૃદયના તાલસુર ઉપર નાચવું એ વધારે મુશ્કેલ બાબત છે. પણ મહાન આશ્ચર્યની વાત છે કે, તે પ્રેમીઓ સ્હેલાઇથી કરી શકે છે. કારણુ કે એ પ્રેમનો ધર્મજ છે. એવો અભેદ અનુભવવો એજ પ્રેમનું રહસ્ય છે. અને એ રહસ્ય મળવાથીજ પરમાત્માને પામી શકાય છે. કારણુ કે જે મન એટલું બધું સરલ થએલું છે કે, બીજાં મન સાથે એકતા અનુભવી શકે છે તે મહાન પરમાત્મા સાથે અભેદ કેમ નહિ અનુભવી શકે? જે મન બીજાં મન સાથે મળવાથી પણ સ્વર્ગીય આનંદ લઇ શકે છે તે મન અખંડાનંદમાંથી કેટલો બધો આનંદ લઇ શકશે એ ખ્યાલ તો કરો !

## ઈશ્વરી માર્ગ.

પ્રેમનો રસ્તોજ સ્વાભાવિક ઈશ્વરી માર્ગ છે, કારણુ કે ભક્તિ અને જ્ઞાનનો દરવાજો પ્રેમ છે. પ્રેમ વિના ભક્તિ કે જ્ઞાનમાં દાખલ થઈ શકાતુંજ નથી. અને ધારો કે કોઇ બીજે રસ્તે કદાચ તેમાં દાખલ થયું, તો પણ તે ત્યાં પ્રેમી હૃદય વિના શોભતું નથી, અને ખરો આનંદ લઇ શકતું નથી, કારણુ કે પૃથ્વીની કે સ્વર્ગની બીજી કોઇ પણ વસ્તુ કરતાં વધારેમાં વધારે સૌંદર્ય અને વધારેમાં વધારે આનંદ પ્રેમમાંજ છે. એ સારૂજ—પ્રેમને લીધેજ આપણુને નિર્દોષ બાળકોનું કાલું કાલું બોલવું વ્હાલું લાગે છે, એ સારૂજ આપણુને યૌવનાઓનું મૃદુ મૃદુ સ્વભાવિક હાસ્ય વહાલું લાગે છે, એ સારૂજ આપણુને આપણાં વૃદ્ધ માતપિતાની સેવા કરવી સારી લાગે છે, એ સારૂજ આપણુને શિક્ષા કરતાં ક્ષમા ગમે છે, એ સારૂજ ગરીબો તરફ આપણી દયા ઉશ્કેરાય છે, એ સારૂજ વિદ્યા અભ્યાસ આપણુને

પ્રિય લાગે છે, એ સારૂજ ભલાં રાજ્ય તરફ વફાદાર રહેવાય છે, એ સારૂજ ધર્મ વ્હાલો લાગે છે, અને એ સારૂજ—પ્રેમ સારૂજ આપણે સર્વે પરસ્પર એક સાંકળમાં જોડાએલા રહી શકીએ છીએ. આ બધાંનો હેતુ સૌંદર્ય અને આનંદ છે. અને તે પ્રેમમાં છે, માટેજ પ્રેમ ઈશ્વરી માર્ગ છે.

## માશુકનું જાદુ.

યાદ છે કે? પેલી ટેકરી યાદ છે કે? જ્યાં આપણી પ્રથમ મુલાકાત થઇ હતી, અને અકસ્માત વખતે તેં મને મદદ કરી હતી એ યાદ છે કે? જ્યાં તેં મને આંખના પલકારામાં માણસ બનાવ્યો હતો, જ્યાં તેં તારી આંખ ફેરવવામાં મારી જીંદગી ફેરવી નાંખી હતી, જ્યાં તેં તારી આંખના હલાવવાથી મારે મન પૃથ્વી હલાવી નાંખી હતી, જ્યાં તેં તારી આંખની રમતથી મને જીતી લીધો હતો, જ્યાં તેં તારી દૃષ્ટિની ચંચળતાથી મારામાં નવું જીવન મૂક્યું હતું, જ્યાં તેં તારી નીચી દૃષ્ટિથી મને મર્યાદા શિખવી હતી. જ્યાં તેં તારી સ્થિર દૃષ્ટિથી મને આકર્ષણ કીધું હતું અને જ્યાં તેં મને આંખના પલકારામાં સ્વર્ગ બતાવ્યું હતું એ ખુશનુમા દેખાવ યાદ છે કે? માશુક! તારામાં એ જાદુ કયાંથી આવ્યું? ઉન ગુંથતે ગુંથતે તું માણસોનાં મન ગુંથવાં કયાંથી શીખી? બાલ સાફ કરતે કરતે મારા મનને સાફ કરવાની શક્તિ તેં કયાંથી મેળવી? તારા અભ્યાસની પોથીઓ વાંચતે વાંચતે તેં બીજાનાં હૃદય વાંચવાની ચાવી કયાંથી મેળવી? તારાં સુકોમળ નીખાલસ નાનાં ભાઈ બહેનોને રમાડતે રમાડતે મારા જેવા સખ્ત હૃદયના કઠિન પુરૂષોને રમાડવાનું તું કયાંથી શીખી? બગીચામાંથી સુંદર ફૂલો વીણતે વીણતે પ્રેમીઓને વીણી લેતાં તને કેમ આવડયું?

સવારમાં પ્રભુનાં પ્રભાતીયાં ગોખતે ગોખતે તને પ્રેમની આજ્ઞાઓ કેમ આવડી ગઇ ! અને બહેનપણી સાથે પ્રેમની અધીરતની વાતો કરતે કરતે તેં પ્રેમની દૃઢતા–પ્રેમનો વિશ્વાસ ક્યાંથી મેળવી લીધો ? અરે ઘેલુડી ! મને સમજાવ તો ખરી ! તું કરે છે કાંઇક બીજું ને પરિણામ આવે છે કાંઇક જુદું જ, એમ શા માટે થાય છે ? મને કહે તો ખરી વ્હાલુડી ! કહે તો ખરી ! હું તો ધારૂં છું કે તું જાદુખોરી છે, એમ ન હોય તો ઉન ગુંથતે ગુંથતે તું માણસોના મન ગુંથવા ક્યાંથી શીખી ? તું ક્યાંથી શીખી, એ માટે વિચાર કરવામાં હું વખત રોકીશ નહિ. કારણ કે એવા ફીલસુફીના વિચાર કરવામાં મને જેટલો આનંદ મળે છે તે કરતાં મારા મનમાં રમી રહેલા તારા પ્રેમના પ્રસંગોનું અવલોકન કરવામાં મને વધારે આનંદ મળે છે.

## મેં પ્રદર્શનમાં શું જોયું ?

આપણે મ્યુઝીયમ જોવા ગયાં હતાં ત્યાં મસ્તી કરતા વાઘને જોઇને તું મારી સોડમાં ભરાતી આવતી હતી એ યાદ છે કે ? આપણે પ્રદર્શન જોવા ગયાં હતાં અને તોપણ મારૂં પ્રદર્શન તો તુંજ હતી. એ વખતે મેં હજારો નવી નવી ચીજો જોઇ, પણ તે સર્વ નવી ચીજોની નવાઇ કરતાં મને તારામાં વધારે નવાઇ લાગતી હતી. તે સર્વ ચીજોની બધી જાતની ખુબીઓ કરતાં મને તારામાં વધારે ખુબીઓ દેખાતી હતી. અને તે સર્વ ચીજો જોવા કરતાં તને જોવામાં મને વધારે મીઠાશ આવતી હતી અને એ જોઇ જોઇને તને અંતરમાંથી મારી ઉપર વધારે ને વધારે હેતના ઉભરાઓ આવતા હતા, એ યાદ છે કે ? જરા યાદ તો કર, પેલો અટકચાળો વાંદરો, ચીરડાઉ વરૂ, બોલતો કૌવો, લાંબી ડોકવાળું શહામૃગ, મોટાં શીંગડાંવાળું સાબર, ચટાપટાવાળો ઝીબ્રો,

મથરમચ્છનાં મોટાં હાડકાં, રાક્ષસી અજગર, દરીયાઇ કાચબો, જાડો ગેંડો, વિકરાળ સિંહ, અને લાંબી ડોકવાળાં જીરાફને જોતી વખત તને જે અજાયબી લાગતી હતી, એ તારી અજાયબીના હાવભાવ જોઈ જોઇને હું જે અજાયબીમાં ડોલતો હતો એ તને ખબર છે કે ? મારૂં એ વખતનું મન તું વાંચી શકતી ? જો તું એ વાંચી શકી હોત તો તને સમજાત કે, મેં તને મ્યુઝીયમ બતાવ્યું તેથી તને જે આનંદ થયો તે કરતાં વધારે આનંદ એજ વખતે હું એક બીજાજ મ્યુઝીયમથી ભોગવતો હતો. અને મારૂં બીજું મ્યુઝીયમ તે તુંજ હતી. વ્હાલુડી ! તુંજ હતી. ઘેલુડી ! તુંજ હતી. મીઠડી ! તુંજ હતી. તારી સાથે એ પ્રદર્શન જોવાથી હું શિખ્યો કે, સર્વ રમુજોની રમુજ તુંજ છે, સર્વ ખુબસુરતીની ખુબસુરતી તુંજ છે, સર્વ આનંદોનો આનંદ તુંજ છે, અને સર્વ ખુબીઓની ખુબી તુંજ છે. કારણ કે મેં ઘણી વખત એ મ્યુઝીયમ જોયું હતું, પણ વ્હાલુડી ! તારી સાથે એ જોવામાં મેં જે આનંદ મેળવ્યો—જે તત્વ મેળવ્યું—અને જે આત્મિક તૃપ્તિ મેળવી તે બીજા કોઇ પણ ઉપાયથી હું મેળવી શકયો નથી. તેથી મારી તો ખાત્રી થઇ ગઈ છે કે, તારા પ્રેમમાંજ મારૂં સુકાન છે. તને ચાહવામાંજ મારૂં હિત છે, તને ચાહવાથીજ હું દુનિયાને ચાહી શકીશ, તને નમવાથીજ હું જગતને નમી શકીશ, તને ખુશાલીમાં જોયાથીજ હું પૃથ્વીને ખુશાલ જોઇ શકીશ, તને રીઝવ્યાથી સ્વર્ગ અનુભવી શકીશ. અને તારા પ્રેમથીજ વખત જતાં હું ઈશ્વરને ઓળખી શકીશ. ધન્ય છે ! માશુક ! તને ધન્ય છે ! ઓ માશુક ! ત્હારો બ્હાર કયાંઈ નથી—કયાંઈજ નથી.

## કૉલેજની રમુજ.

ઓ ઘેલી છોકરી ! અહીં આવ. બાપુડી ! અહીં આવ. નહિ આવે કે ? આટલી બધી શરમ તું કયાંથી શીખી ગઈ ? ભૂલી ગઈ કે ? આપણે કૉલેજમાં સાથે શીખતાં હતાં ત્યારે શરમ કયાં ગઇ હતી ? જ્યારે મને ડીકટેશન આવડતું નહિ ત્યારે તું હસતે હસતે કહેતી કે, લાલા પાસેથી દોઢીયાની દાળ લઇને ખાઓ એટલે આવડી જશે. એ ભૂલી ગઇ કે ? તારા હસમુખા સ્વભાવ પ્રમાણે પ્રસંગોપાત તું મને વારે વારે બનાવ્યા કરતી, અને હું તારે માટે મને મળતી દરેક તક કાળજી રાખીને સંભાળતો હતો એ ભૂલી ગઇ કે ? હું તારી બેઠક માટે દર-રોજ કાળજી રાખતો, તારાં પુસ્તકો સાચવતો, તારા આવવાની રાહ જોતો, તું જતી આવતી હોય ત્યારે તને વળાવવા લેવા આવતો, તને પેન ઘડી આપતો, તારો રૂમાલ જમીનપરથી ઉપાડી આપતો, તારે માટે ન્હાની સંભાળ લેતો, અને દર-રોજ તને પ્રીમરોઝ લાવી આપતો હતો એ યાદ છે કે ? અને તોપણ તું તો બહારથી દેખાતી નરમ, પણ મારી સાથેની ચાલમાં પથ્થર જેવી કઠિન હતી એ કાંઇ હું હજી ભૂલી ગયો નથી. તારી એ કઠિનતાથી હું એ વખતે મારા મનમાં બળી મરતો હતો, કારણ કે, હું તારે માટે દરેક તકે મરી પડું, અને તું મારે માટે દરેક તક મશ્કરીની શોધે, હું તને છુપી રીતે વારે વારે જોયા કરૂં અને તું જાણે મારી જરાએ દરકાર ન કરતી હોય તેમ મોઢું ફેરવીને બેસે, અને હું તને જીગ-રથી ચાહું પણ તું મને મચક આપે નહિ, એ કેમ ખમાય ? એ શું ભૂલી જવા જેવું છે ! ઘણો વખત એમ ચાલ્યા પછી સુકાન બદલાયું. એ વખતે મારી ઉપર જુલમ કરવામાં તેં કાંઇ બાકી રાખ્યું નહોતું. પણ એ તારા જુલમમાં પણ મારો

આનંદ હતો. તારો જુલમ બીજો કાંઇજ નહિ પણ મારાથી શરમાવું એજ હતો. કોણ જાણે શું થઇ ગયું ! પણ હવે તું મારી સામું સીધી રીતે જોઇ શક્તી નહિ. મને જોઇને આંખો નીચી નમાવી દેતી. હવે તું ખુલ્લી રીતે મારી મશ્કરી કરી શક્તી નહિ પણ મારી અજાણમાં તારી બીજી બહેનપણીયોને મારી મશ્કરી કરવાની ટુંકી ચાવીઓ બતાવી દેતી હતી. હવે તું મારી સાથે વધારે વાતચીત કરી શક્તી નહિ, મને જોતાંજ તારા ચેહેરા ઉપર રતાશ ચ્હડતી હતી, મને જોઇને શરમાતી તથા છેટી છેટી ભાગતી હતી, અને તોપણ તું મને તારી હાજરીમાં રહેલો જોવા ઇચ્છતી હતી. પ્રથમ જ્યારે હું તારે માટે “ચા”ની તજવીજ કરી આપતો, ત્યારે તું રમુજી ભાષામાં ટકોર કરતી કરતી મારો ઉપકાર માનતી, પણ હવે ઉપકારના શબ્દો તારા મનમાં ગમે એટલા હોય પણ તારા હોઠથી બહાર નિકળી શકતા નહોતા. પ્રથમ તારૂં બોલેલું તને વ્હાલું લાગતું હતું અને તે મને તથા બીજાઓને સંભળાવવા તું ઇચ્છતી હતી, પણ હવે તો મારી હાજરીમાં જાણે તું મુંગી બની હતી, અને મારૂં બોલેલુંજ સાંભળવા ઇચ્છતી હતી. પ્રથમ કોઈ કોઈ વખત જો હું તને પ્રીમરોઝ આપતો નહિ તો તું એક રમુજી મસ્તીખોર છોકરી તરીકે વર્તી મારા ડગલાના બટનમાંથી પ્રીમરોઝ ખેંચી લેતી, અને એમ કરતાં જાણી જોઇને મારા ઘડીયાળની સાંકળી ખેંચી લેતી, અથવા મારા ચશ્માની દોરી ખેંચી તે પાડી નાંખી મને જરા ચીરડાતો જોઈ તું હસતી હતી. પણ હવે તો બહુ લાડથી તને હું પ્રીમરોઝ આપતો, અને તોપણ મારા હાથમાંથી એ લેતાં તને મુશ્કેલી લાગતી હતી, વખતે તારો હાથ જરા ધ્રુજી જતો હતો, અને અજબ જેવું છે કે એ મુશ્કેલીમાં પણ તને તથા મને અતિશય આનંદ થતો હતો. પ્રથમ કોઈ કોઇ વખત આપણે કલાકના કલાકો

સુધી કૉલેજના બગીચામાં ફિલસુફી ચલાવતાં એકલાં બેસતાં, પણ હવે આપણે એકાંતમાં મળતાં શરમાઇએ છીએ. એવી રીતે મળીને પણ પેટ ભરીને વાતો કરી શકતાં નહિ. ઘણું કરીને અર્ધા મુંગાંજ રહેતાં હતાં, અને તોપણ એકાંતમાં મળવાની ઇચ્છા: રાખતાં હતાં ! ઓ વ્હાલુડી ! આ બધું ચેટક શું હતું ? એ ખણુખોતક તું કોની પાસેથી શીખી હતી ? એ પછી આપણું લગ્ન થઈ ગયું તેથી શું આ બધું ભૂલી ગઇ કે? એ યાદ કરવામાં તને મજે નથી પડતી ? જા જા, ગાંડી ! જા. તું એનો રસ શું સમજે ? હું તો ઇચ્છું છું કે:—

ફરી જોબનીયું આપે,
હરિ તું ફરી જોબનીયું આપે.

ફરીથી કૉલેજની જીંદગી મળે, અને ફરીથી તને શરમાતી ને તારા ચહેરાપર રતાશ ચ્હડેલી જોઉં. ઓ ઘેલુડી ! સાંભળ તો ખરી, શું મારી આ ઇચ્છા તને નથી ગમતી ?

## મને ને રસજ્ઞતાને શું લાગે વળગે ?

ઓ રસજ્ઞતા ! દેવી રસજ્ઞતા ! તું કયાંથી ભૂલી પડી ગઇ ? અરે તેં શાં પાપ કર્યાં હતાં કે મારા જેવા દરિદ્રી સાથે તારૂં પાનું પડયું ? તું ચતુર છે, તું રહસ્યને જાણનારી છે, તું મનુષ્યની કિંમત સમજનારી છે, તું ઈશ્વરની વ્હાલી છે, આશક માશુક તારાં વિહારસ્થાન છે, રસિકોમાં તું પૂજનીય છે, વિદ્વાનોનું તું ભૂષણ છે, અને તારે માટે—તને સમજવા માટે તો જગતનાં બધાં હુન્નરકળા તથા પંડિતાઇ છે. ઓ સૌભાગ્ય દેવી ! ઓ મહાભાગ્ય ! ઓ સૌ સારની સાર વસ્તુ ! ઓ જગદ્ વંદનીય રસજ્ઞતા ! તું કેમ ભૂલી પડી ગઇ ? તારા ઐશ્વર્યના તેજમાં તારા ચક્ષુનું તેજ ઢંકાઇ ગયું કે શું ? તારાં

સ્વાભાવિક મદોન્મત્તપણામાં તને ભાન રહ્યું નહિ કે શું ? પૂર્ણ સુખથી તારા ચક્ષુમાં આનંદનાં ઝળઝળીયાં સદાય ભરાએલાં રહે છે તેથી તું ઓછું દેખે છે કે શું ? રસિકોના રસમાં ગળી જવાથી તું તારૂં ત્હારાપણું ભૂલી જાય છે કે શું ? તને મેળવવા માટે વરસો-નાં વરસો સુધી પુસ્તકો વાંચતે વાંચતે તે લાખો લોકો પોતાની આંખોનો તને ભોગ આપે છે, અને તોપણ તું તેઓની ઉપર દયા કરતી નથી એ પાપથી તારી આંખોનું તેજ ગએલું છે કે શું ? તું સર્વત્ર છે તો પણ એકજ છે, અને એક જ છે છતાં પણ નવાં નવાં રૂપ ધરનારી છે, અને તને ચ્હાનારા તો કરોડો છે, એટલે એ સર્વને જોતાં જોતાં તું ધ્યાનચૂક થઈ જાય છે કે શું ? તારા મંદિરના સદાય ખુલ્લા રહેલા અનંત દરવાજાઓમાં મારા જેવા ભૂલા પડેલા દીવાનાઓને પણ ચાલ્યા જવાનો હક છે કે શું ? બાપુડી ! તું ચતુર છે, પણ મને પસંદ કરવામાં તો તું છેતરાણી છે. તેં મારામાં શું યોગ્યતા જોઈ ? મારા જેવા ત્યાગીને, વૈરાગીને, ભિક્ષુકને, દરિદ્રીને, સાધનો વિનાનાને તેં શા માટે પસંદ કર્યો ? મારી પાસેથી તું શું મેળવશે ? નથી મેં શાસ્ત્રોનું પઠન કર્યું, નથી મેં દેવ-તાઓનું પૂજન કર્યું, નથી મેં પરમાર્થનો રસ્તો પકડ્યો, નથી હું ખુબસુરત, કે નથી હું લાગવગવાળો. હું તો મંદ કિસ્મ-તનો છું, હું તો ઉદાસી છું, હું તો શંગી છું, હું તો પતિત છું, મને તેં શા માટે પસંદ કર્યો ? મારી પસંદગીથી તારૂં શું વળવાનું છે ? હું તારી પાસે નહિ શોભું. ઘેલુડી ! નહિ શોભું. જા, બાપુડી, જા. મહામાયા જા. ભગવતી જા. હું તને ખુશીથી રજા આપું છું, તું જા. તારો ને મારો મિલાપ ન શોભે. જ્યાં તારા ઐશ્વર્યનો પ્રકાશ શોભે, ત્યાં ચાલી જા. મને શા માટે દુ:ખ દેય છે ? તારા આવવાથી હું હેરાન છું. ભલે

બીજે સર્વ ઠેકાણે તારાં પગલાં વંદનીય હોય, ને તારી પધરામણીના મહોત્સવ થતા હોય પણ મારી પાસે તો તારી પધરામણી દુઃખ રૂપજ છે.

## રસજ્ઞતાનું દર્શન.

કારણ કે તારા આવવાથી મારા મનમાં હજારો નવી આશાઓ ખડી થઈ છે, હજારો નવાં સ્વરૂપો મેં જોયાં છે, કુબેરનો ભંડાર તો મને તણખલાં જેટલો લાગે છે, અને સ્વર્ગ તો મારા પગ નીચે રગદોળાય છે. દેવતાઓને મારી પૂજા કરતા જોઉં છું, અને દેવીઓ મને પુષ્પથી વધાવતી હોય એમ અનુભવું છું, સિદ્ધિયો તો જાણે મારી દાસીઓ છે, અને સર્વ શાસ્ત્રોનો તો જાણે અર્ક કહાડીને હું પી ગયો છું. શહેનશાહો તો જાણે મારાં રમકડાં છે, અને મહાન પંડિતો તો જાણે એકડે એક ગોખવાવાળા મારા વિદ્યાર્થીઓ છે. આવું આવું અને એ કરતાં ઘણું વધારે ઓ દેવી રસજ્ઞતા! તું મને દેખાડે છે, પણ એ જોતી વખત ને વિચારતી વખત હું મારા શરીર સામું જોઉં છું તો તે ઉઘાડું છે, તેને ઢાંકવા માટે મારી પાસે એક ફાટેલું પેરણ પણ નથી. શું આવી દરિદ્રતાને આવી રસજ્ઞતા શોભે? નથી જોઈતી મને તું નથી જોઈતી. ચાલી જા, કૃપા કરીને ચાલી જા નાહક મને શા માટે દુઃખ દેય છે? તારી વાતો કરવી પણ મારી હાલની હાલતને શોભતી નથી. અરે! તું જો તો ખરી કે તારા ઐશ્વર્યની મારે મુખેથી થએલી વાતો મારી મશ્કરીના રૂપમાં બદલાઈ જાય છે, તારા મદોન્મત્તપણાની વાતો સાંભળીને લોકો મને અભિમાની માને છે, તારી સિદ્ધિની વાતો સાંભળીને મારા સોબતીયો મને વહેમી કહે છે, તારા સ્વર્ગની અને દેવદેવીની વાતો સાંભળીને હાલમાં સુધરેલી કહેવાતી દુનિયાના લોકો મને ચ-

સ્કેલા મગજનો ગણે છે, તારા સુખની વાતો લોકોને મન સ્વપ્નાં છે, તારી સત્તાની વાતો તેઓને મન "કાઠીયાવાડી તોપ" જેવી છે, અને તારા રસની લેહેરો તેઓના ખ્યાલમાં ઉતરી શકતી નથી. કારણ કે તે કહેનારો–તે સંભળાવનારો દરિદ્રી છે. એટલે તારૂં મહિમ્ન ગાવું એ પણ તારૂં અપમાન છે. તું શા માટે મારી પાસે આવી? હું કયાં તને અરજ કરવા આવ્યો હતો? જયાં તારૂં પોઝીશન સચવાય ત્યાં તારે જવું હતું, મારી પાસે રહીને તું શું કરીશ? ઉલટું મારે લીધે તારે પણ અપમાન સહન કરવું પડશે.

## રસજ્ઞતાને રજા આપવાનું કારણ.

નિર્જન અરણ્યમાં સુંદર ફૂલો ખીલીને કોઇના પણ ઉપયોગમાં આવ્યા વગર કરમાઇને ખરી જાય તેવી તારી ને મારી સ્થિતિ છે. તું ફૂલ છે ને હું અરણ્ય છું. મારામાં રહેવાથી તું પણ ઉપયોગમાં આવી શકીશ નહિ. ઓ સુંદર ફૂલ! ઓ સુંદર ફૂલ! શા માટે તું મારા જેવા સાધન વિનાના ઉદાસી પાસે નિર્જન અરણ્યમાં આવ્યું? અહીં તારી કદર કોણ પીછાનશે? અહીં તારી કિંમત કોણ સમજશે? અહીં તારો શું સદુપયોગ થશે? અહીં તને દેવના મસ્તક ઉપર કોણ ચ્હડાવશે? બાપુડી રસજ્ઞતા! જા જા, કોઇ પ્રેમીઓ પાસે જા. કોઇ આશક માશુક પાસે જા, કોઇ ભક્ત કે જ્ઞાની પાસે જા, મારા જેવા નિર્જન અરણ્યમાં તું શું કરશે? ઓ રસજ્ઞતા! કાંઇક સમજ. બાપુડી! કાંઇક સમજ. ઘેલુડી! કાંઇક સમજ. તારો ને મારો યોગ ન શોભે. તું હીરાની ખાણ છે, હું કાળમીંઢ પથ્થરનો ખડક છું. શા માટે તું મારામાં ડટાઇ રહે છે? તું તો રાજમંદિરમાં શોભે, તું વિદ્વાનોમાં શોભે તું પ્રેમીઓમાં શોભે, તું ધનવાનોમાં શોભે. મારા જેવા ખુણે પડેલા,

એકલા અટુલા ઉદાસીમાં તું ન શોભે. અરે ! શા માટે તું મને ઉછાળે છે ? તારા રસપ્રવાહની અસર આ કાળમીંઢ હૃદયમાં શું થશે ? પથ્થર ઉપર પાણી રેડવાથી શું વળશે ? કૃપા કરીને ચાલી જા. ઓ રસજ્ઞતા ! હું તારો રસ લઇને કયાં નાંખું ? તારો રસ ભરવાને પાત્ર જોઇએ, પણ મારી પાસે પાત્ર નથી. તારો રસ ઝીલી શકે તેવું પાત્ર મને મળી શકે તેમ નથી, ત્યારે હું તને રાખીને શું કરૂં ?

વિષ્ણુપાદમાંથી–સ્વર્ગમાંથી આવેલી ગંગાજીની·ધારા ઝીલવાને મહાદેવજી જેવું પાત્ર જોઇએ, તેમજ ઈશ્વરમાંથી–કુદરતમાંથી નિકળેલી રસજ્ઞતાને ઝીલવા–સમજવા–અનુભવવા માટે પણ કોઇ દૈવી પાત્ર જોઇએ. કોઇ પ્રેમની મૂર્તિ જોઇએ. પાત્ર વિના વસ્તુ રાખી–સાચવી શકાય નહિ, અને લાયક પાત્ર મળવું એ મહા મુશ્કેલીની–મહા ભાગ્યની વાત છે. હું પાત્ર શોધીશ નહિ, કારણ કે તેં મને શંકીલો બનાવેલો છે. શંકા એજ કે જે પાત્ર મને મળે, તે પાત્ર હું રસથી ભરી શકીશ કે નહિ ? જો હું તે પાત્રને તારા રસથી ન ભરી શકું, તો તે પાત્રના અંતરનો મને શાપ લાગે. કારણ કે તેનો ભવ બગડે. કદી શાપ ન લાગે તોપણ મારૂં અંતઃકરણ તો મને ડંખેજ. કારણ કે, તેંજ મને શિખવેલું છે કે, જો પાત્ર રસથી ભરી શકાય તોજ ગ્રહણ કરવું જોઇએ. પાત્રને અનુકૂળ રસ ન મળી શકે તો તે તૃપ્ત થાય નહિ, અને આપણી રસજ્ઞતા કરતાં પાત્ર નાનું મોટું હોય તો આપણો આનંદ એટલો ઓછો થઇ જાય, તેથી અભેદ અનુભવી શકાય નહિ. અને જો એમ થાય તો ઓ દેવી રસજ્ઞતા ! તને તોડી પાડવા જેવું થાય. અને દેવી રસજ્ઞતાનો નાશ કરવો એના જેવું બીજું કોઇ મહા પાપ આર્યો માનતા નથી. માટે બાપુડી ! તું ચાલી જા. ચાલી જા.

# રસજ્ઞતા સાર્વજનિક છે.

અરે ઓ ગાંડુડી રસજ્ઞતા! મને કહે તો ખરી! તું શાને મારો પીછો છોડતી નથી? હું જેમ જેમ તને જવાનું કહું છું તેમ તેમ તું વધારે વધારે શા માટે મારામાં આવતી જાય છે? તારે માટે મારી પાસે શું છે? તારે લાયક મારી પાસે એક ઉત્તમ હૃદય વિના બીજું કાંઇ પણ નથી.

ભમરાઓ ગુંજારવ કરી રહ્યા હોય એવાં ખુબીવંતાં ખીલતાં ફૂલોની મારી પાસે વાડી નથી. જેની ઉપર રોશનીનાં કિરણો પડવાથી વિજળીના જેવા ચમકારા થઇ રહ્યા હોય એવા મારી પાસે હીરાના દાગીનાઓ પણ નથી. અને ગરમીમાં શીતળતા આપે, જેની સામે જોવાથી આંખોને ઠંડક મળે, તથા અજાણતાં અજાણતાં પણ જેની સાથે રમવાથી મનને શાંતિ મળે તે સુંદર મોટાં મોટાં મોતીની માળા પણ મારી પાસે નથી. જેઓ પ્રેમના તરંગમાં ઉછળી રહ્યા હોય, જેઓ પ્રેમના નીશામાં મસ્ત બની ગયા હોય, અને જેઓ પ્રેમ મહાસાગરમાં ડૂબી ગયા હોય એવા કોઇ મારા મિત્રો પણ નથી. અર્ધું કહીએ તો આખુ સમજી જતા હોય, ઉંડાં ગુહ્ય તત્વો જાણવાને જેને શોખ હોય, જેની બુદ્ધિ વિશાળ હોય, અને જે ગુરુમહિમા જાણતા હોય એવા કોઈ શિષ્ય પણ મારી પાસે નથી. અને ઓ રસજ્ઞતા! તારો રસ ઝીલે એવી કોઇ અલૌકિક હાવભાવવાળી તને રમાડનારી સૌંદર્યની પ્રતિમા પ્રેમઘેલુડી માશુક પણ નથી, ત્યારે તું મારી પાસે રહીને શું કરશે? હું તો સૂર્યથી તપેલા કાળમીંઢ પથ્થર ઉપર બેસીને આ લખું છું. અને અજબ જેવું છે કે, એ પથ્થરમાં પણ તને પૂર્ણ રૂપે પ્રકાશતી જોઉં છું. ધન્ય રસજ્ઞતા! ધન્ય તને ધન્ય છે. તેં મારી દ્રષ્ટિનાં પડળ ખોલી નાંખ્યાં છે.

તારૂં સ્થાન સર્વત્ર છે. વાંકા ચુંકા હોવાથી બેસતી વખતે ખુંચતા ને તપેલા પથ્થરમાં પણ આ લખતી વખત મેં તને પ્રકાશિતપણે જોઇ છે. અને ઘણી વખત સ્મશાનમાં ભડભડ બળતી ચિતામાં પણ મેં તને જોઇ છે. આજ મારો મોહ તુટી ગયો છે. લોકો જે એમ માને છે કે, તારો સંબંધ સ્ત્રીઓની સાથે, સૌંદર્યની સાથે, અને ઐશ્વર્યની સાથે છે, તે તેઓના વિચારનું સાંકડાપણુંજ છે. તું તો સર્વત્ર છેજ, ત્યારે મારામાં કાં ન હોય ? ભલે તું મારામાં રહે, પણ તારા તરંગોપર મને ઉછાળ માં ! મને તારા ભીતરમાં જવા દે. તેમાંનાં રત્નો લેવા દે, અને તે બીજાંઓને આપવા દે. દેવી રસજ્ઞતા ! હવે હું તને જવાનું કહીશ નહિ, કારણ કે મારી ખાત્રી થઇ છે કે, તું રાજામાં ને ફકીરમાં, શ્રીમંતમાં ને દરિદ્રિમાં, સૌંદર્યમાં ને કુરૂપતામાં, તથા વિદ્વાનોમાં ને મૂર્ખોમાં પણ રહી શકે છે. તું કોઈની અંગત મિલ્કત નથી. તું સાર્વજનિક છે, અને તો પણ પ્રેમીઓ તરફ તારો કાંઇક પક્ષપાત તો ખરોજ. માટેજ અમે પ્રેમને ચાહીએ છીએ, અને તે સારૂજ જગતમાં પ્રેમ ધર્મ ફેલાવવાનું કહીએ છીએ. *

## પ્રેમ અને વિજળી.

ઇસ્વી સનની પચીસમી સદીમાં ઇંગ્લાંડના લોખંડના કારખાનાવાળા મી૦ ફટન કે જેની પછવાડે હિંદુસ્તાનના લોકોએ દીવાળીઓ શબ્દ લગાડી દીધો હતો તેણે પેસીફીક મહાસાગરનો એક બેટ ઇંગ્લાંડ પાસે ખેંચી લાવવા માટે એક લોખંડની સાંકળ ત્રેતાલીસ લાખ ટનના વજનની બનાવી હતી, અને તે

*આ લેખ ઈ. સ. ૧૯૦૧ માં ઝાડ ખંડી વૈજનાથમાં તપોવનની ટેકરી ઉપર યોગીરાજ બ્રહ્મચારી મહારાજ બાલાનંદજીના આશ્રમમાં લખ્યો હતો.

સ્ટીમર મહામાયા મારફતે ન્યુયોર્કના પ્રદર્શનમાં જોવા મોકલી હતી. તે સાંકળ વિજળીના થોડા આંચકાથી અઢી સેંકડમાં તોડી પાડવા પ્રોફેસર વોન ઓબરન ડોર્ફે બીડું ઝડપ્યું હતું, અને તમો સાંભળીને અજબ થશો કે પોણા બે સેંકડમાં તેણે તે સાંકળ બીલકુલ તોડી નાંખી હતી. પણ ખાત્રી રાખજો કે મી. ફ્ટન દીવાળીયાની ત્રેતાલીસ લાખ ટનના વજનની લોખંડની સાંકળ, કે પ્રોફેસર વોન ઓબરન ડોર્ફની વિજળી પ્રેમનાં બંધનને તોડી શક્તી નથી.*

## પ્રેમ બંધનની વિચિત્રતા.

ઓ લાલન! યુદ્ધના ઉત્સાહી મરાઠા વીરે તને ક્યાં ચાહી હતી? તે તને ક્યાં ઓળખતો હતો? તું તેની સાથે ક્યાં બંધાઈ હતી? તારે ને તેને શું હતું? શા માટે તું તેને વાસ્તે હેરાન થઈ? તેનું નામ ઠામ તું ક્યાં જાણુતી હતી? તે ક્યાં જાય છે એ પણ તને ક્યાં ખબર હતી? માત્ર તેં તેને સ્હેજવાર નજરે જોયો, એટલામાં તું કેમ ફટકી? લાલન! તારે વિચાર કરવો હતો, તું હજુ બાળક હતી, તારૂં કોઈ મદદગાર નહોતું, તું રસ્તો જાણુતી નહોતી, અરે તને શું ભૂત ભરાયું કે બસ ચાલીજ નીકળી. પ્રેમીલી છોકરી! તારા જેવું સાહસ કોઈ ન કરે હો. તેં તો ખુબ કરી. પ્રેમનું બંધન કેવું મજબૂત છે, તે તેં જગતને દેખાડયું. ભયંકર પાણીપતના મેદાનથી તું બાલિકા છતાં ન ડરી, અહમદ દુરાનીના દુર્ગુણી રાની તુર્કોથી પણ તું ન ચળી, તારા મનમાં ઉઠતા સંકલ્પ વિકલ્પ ને ધડકતા હૃદયથી પણ તું પાછી ન વળી. સુખેથી પોતાનાં ઝુપડાંમાં બેઠેલી ઓ લાલન! તને પાણીપતના મેદાનમાં કોણુ ઢસડી ગયું?

---

* પચીસમી સદીના ભવિષ્યમાંથી. એ પુસ્તક હજી અધુરૂં છે.

તુંને ભીખ માગવી પડી, તું ભૂલી પડી, તુંને સેંકડો ગાઉ પગે ચાલવું પડયું, તને તુર્કોના ટોળામાં ફસાવું પડયું, એ બધી આફત ઓ નાજુકડી લાલન ! તેં શા માટે માથે વ્હોરી? બંધુઓ ! આનું નામ પ્રેમનું બંધન છે. એ બંધનને જેમ જેમ તપાસીએ–અનુભવીએ તેમ તેમ તેમાં રહસ્ય ને રહસ્યજ છે.

ઓ ચારણી ! તને હિમાળો ગળવા જવાની શી જરૂર હતી ? ઘુમલીના મે જેઠવાએ પોતાનો કોલ તોડયો તેમાં તેની પ્રતિષ્ટાની હાનિ થઇ, તારે શું ? તું તો નિર્દોષ હતી. પ્રેમ ભંગનું પ્રાયશ્ચિત્ત તેણે કરવાનું હતું, તારે નહિ. અરે પણ તારો શો દોષ ? તારી જીંદગી તેણે રદ કરી હતી. પ્રેમનું બંધનજ વિચિત્ર છે, તે જ્યાં ત્યાં એમજ રમાડા કર્યા કરે છે. કોઇને આસમાનમાં ચ્હડાવે છે, કોઇને પાતાળમાં ધકેલે છે, કોઇને સમુદ્રમાં ઝુકાવે છે, કોઇને રાજ આપે છે, કોઇને ચિતામાં બાળે છે, કોઇને ચિંતામાં ગાળે છે, કોઇને અધર લટકતાં રાખે છે, કોઈને શાંતિ આપે છે, કોઇને પુનર્જન્મ આપે છે, કોઇને હડધુતપણું આપે છે, કોઇને પૂજનીયપણું આપે છે, અને કોઇને મોક્ષ આપે છે.

પ્રેમનું વિચિત્ર બંધન ! આહાઃ તે કયાંક ઢીલું છે, કયાંક દ્દઢ છે, કયાંક લાંબું છે, કયાંક ટુંકું છે, કયાંક કોમળ છે, કયાંક સખ્ત છે, કયાંક જેમ તાણીએ તેમ લંબાય તેવું છે, કયાંક ઇસારા માત્રામાં તૂટી જાય તેવું છે, કયાંક સીધું છે, કયાંક બહુજ વાંકું છે, કયાંક પ્રત્યક્ષ છે, કયાંક અદ્દશ્ય છે, કયાંક ઉંડાણના ઉંડાણમાં છે, કયાંક બીલકુલ ઉપર છરૂં છે, કયાંક બંને છેડા સરખા છે, કયાંક બંને છેડા લાંબા ટુંક છે, કયાંક હર્ષમાં ડુબેલું છે, કયાંક અશ્રુમાં ધોવાએલું છે, કયાંક ચકચકિત નિર્મળ છે, કયાંક ગાંઠા ગડફાવાળું છે, કયાંક ધર્મના

આશ્રયમાં છે, ક્યાંક સ્વદેશાભિમાનની સત્તામાં છે, ક્યાંક સંબંધની લાગણીમાં છે, ક્યાંક કુદરતમાં છે, ક્યાંક ભોગ-વિલાસમાં છે, ક્યાંક વૈરાગ્યમાં છે, ક્યાંક કર્મકાંડમાં છે, ક્યાંક અભ્યાસમાં છે, ક્યાંક જડભાવમાં છે, ક્યાંક જ્ઞાનમાં છે, ક્યાંક વ્યવહારમાં છે, ક્યાંક પરમાર્થમાં છે, ક્યાંક વ્યષ્ટિમાં છે, અને ક્યાંક સમષ્ટિમાં છે. ઓ અનિર્વચનીય પ્રેમ ! તારાં આવાં વિચિત્ર બંધનને અમે કેમ જીતીએ ? તને નહિ માનનારાં—તારૂં નામ સાંભળી મોં ફેરવનારાં પણ કોઇને કોઇ રીતે તારી જાળમાં સપડાએલાંજ છે. ઓ ઈશ્વરના મહા નિયમ ! ઓ પ્રકૃતિના પરમ તત્વ ! ઓ જગતની સ્થિતિ જાળવનારી અદ્‌ભૂત શક્તિ ! તારાથી અમે નભીએ છીએ, તને અમે નમીએ છીએ, જગતના કલ્યાણ માટે તારૂં રહસ્ય અમારા હૃદયમાં રમતું રહે એજ તને નહિ ઓળખનારની પ્રાર્થના છે.

## પ્રેમનું તીર.

તીર લગો ગોલા લગો, લગો અસિકા ઘાવ;
નયન કીસીકો મત લગો, જા કો નાંહી ઉપાવ.

બચપણની સલામતી, જુવાનીના સુખના ગુરૂ, વૃદ્ધાવસ્થાના દીલાસા, મૃત્યુને સુધારનાર, મૃત્યુ પછી આત્માને શાંતિ આપનાર, અને તે પછી આવતા વખતનું ભવિષ્ય શ્રેષ્ઠ બનાવનાર ઓ પ્રેમ ! તારી શક્તિની અસર તે ક્યાં સુધી લંબાશે ? બાણાવળી અર્જુન ! તમે જળમાં પડતા પ્રતિબિંબ ઉપરથી મચ્છ વિંધ્યું હતું, શહેનશાહ અકબર ! તમે છુપી રીતે મસાલના અજવાળામાં વીર જયમલને ગોળીથી વિંધ્યો હતો, વિલિયમ ટેલ ! તમે તમારા પુત્રના માથા ઉપરનું શેબ ફળ ચીર્યું હતું, સીક્કીમના લામાના મઠની ચોવનાઓ ! તમે ઈંગ્રેજ લશ્કરને

તીરથી તોબા પોકરાવી હતી, અને ઓ યશસ્વી પણ કમનશિબ પૃથુરાજ ચોહાણ! તમે આંધળા છતાં ચંદ બારોટના દુહા પ્રમાણે શાહબુદ્દીન ઘોરીને તીર માર્યું હતું. એ પ્રમાણે બીજા પણ ઘણા તીરંદાજ થએલા છે, પણ તેઓ સર્વે સર્વોપરિ તીરંદાજ પ્રેમની આગળ કાંઈજ બીસાતમાં નથી. પ્રેમનું તીરંદાજપણું અવર્ણનીય છે, વિચિત્ર છે, રસિક છે, અને બહુ અટાપટાપણાવાળું છે. ઓ તીરંદાજો તમારાં તીર સીધાંજ જાય છે પણ પ્રેમનું તીર તો ગમે તેમ જાય છે, તમારાં તીર ગમે તે જગ્યોએ વાગે છે પણ પ્રેમનું તીર તો બધાંને એકજ જગ્યોએ વાગે છે, તમારાં તીર વખતે નિશાન ચૂકે છે પણ પ્રેમનું તીર પોતાનું નિશાન ચૂકતું નથી, તમોને તીર મારતાં શીખવું પડે છે પણ પ્રેમનું તીર મારતાં તો શીખ્યા વિના આવડે છે, તમારાં તીર તો કોઇ બીજી વસ્તુનાં બનાવવાં પડે છે પણ પ્રેમનું તીર તો કશાનું બનાવવું પડતું નથી, તમારાં તીર ઘણીક વસ્તુને વિંધી શકતાં નથી પણ પ્રેમનાં તીરને તો કાંઇ અડચણજ નડતી નથી. તમારાં તીર મારતાં પરિશ્રમ પડે છે, પણ પ્રેમનું તીર તો વિના યત્ને મારી શકાય છે, તમારા તીરના જખમવાળાં અશક્ત થાય છે પણ પ્રેમના તીરના જખમવાળાં તો સશક્ત થાય છે, તમારા તીરથી થએલા જખમની બીજી દવાઓ છે પણ પ્રેમના તીરથી થએલા જખમની તો પ્રેમ વિના બીજી દવાજ નથી, તમારા તીરથી થએલા જખમીઓ પોતાના ઘા જોઈ દુઃખી થાય છે પણ પ્રેમના તીરથી જખમી થએલા તો પોતાના ઘા જોઇ હર્ષિત થાય છે; અને તમારા તીર સામે ઉભેલા તો ઘણીક રીતે પોતાનો બચાવ શોધે છે, પણ પ્રેમના તીરને ઝીલનાર તો જેમ બને તેમ પોતાને ઉંડા ઘા વાગે તેવીજ તજવીજ કરે છે. ઓ પ્રેમ !

પ્રેમ! તારી બધી બાબતો આવીને આવીજ છે? તારા તીરમાં પણ ખુબી છે, તારા જખમમાં પણ મજે છે, તને યાદ કરવામાં પણ સુખ છે, તને નમવામાં પણ કીર્તિ છે, તારી વાત કરવામાં પણ મીઠાશ છે, અને તારા નામમાં પણ હ્રદય ઉછાળવાની તાકાત છે.

## ઓ જીગર! હવે તું રો.

સજ્જન કે દરશન બીના, સુકત સકલ શરીર,
પાપી નયન ન સુકત હુ, ભરભર આવત નીર.

ઓ જખમી જીગર! ઓ તુટેલા દીલ! ઓ ધડકતા હ્રદય! તમારી શાંતિ ગઇ, હંમેશને માટે ગઇ. ઓ જીગર! હવે તું રડ, હવે તું રડ. સ્નેહીના સ્નેહને રડ, તારા મનની નબળાઇને રડ, અમૂલ્ય પ્યાર દ્રવ્યનો ભંડાર વ્યષ્ટિમાં અપાયો માટે રડ, આત્મોન્નતિ ચૂકયો માટે રડ, રહડતે રહડતે પડયો માટે રડ, જીંદગીના નિષ્ફળ ફેરા માટે રડ, તેની હસતી છબી તારી આંખોમાં તરેછે તે સૂકાઈ ન જાય માટે રડ, તારા બળતા હ્રદયને શાંત કરવા માટે રડ. બાપુ! હવે રોવું એજ તારૂં કામ છે. તારે ખાતર અરે તેને ખાતર તું રડયા કર. બન્ધુ! તને ખબર છે? રડવામાં એક જાતનો પરોપકાર છે, રડવામાં એક જાતની આત્મોન્નતિ છે, રડવામાં એક પ્રકારની ખુબી છે, રડવાથી અશ્રુ સાથે કોઇ એક ગુપ્ત શક્તિ અણદીઠ બહાર પડે છે, અને તેની કાંઇકિ ને કાંઇકિ અસર તું જેને માટે ખરા જીગરથી આંસુ પાડે છે તેને પહોંચે છે, માટે તું રડ તને હસવાનો અધિકાર નથી. પ્રેમીને હસવાનો અવકાશ નથી તેની આંખમાં તો અશ્રુજ જોઇએ, પછી તે પ્રેમનાં, હર્ષનાં કે જખમનાં, ગમે તે પણ અશ્રુજ શોભે.

ઓ જીગર ! તું રો. મન રોકયું રોકી શકાતું નથી માટે રો. થએલું મિથ્યા થતું નથી માટે રો, વીતેલું ભૂલાતું નથી માટે રો, તેનામાં મજે હતી માટે રો, આજે દુઃખ છે માટે રો, ફરી આશા નથી માટે રો, દીલ આપ્યું એ ગુન્હેગારી માટે રો. આપીને પાછું લેવા ઇચ્છે છે એ દોષ માટે રો, તારા અંતરાત્મામાં ભરેલી તેની છબી અશ્રુધારામાં બહાર ચાલી જાય છે તે જોવા માટે રો, અશ્રુમાં બીજાંને પીગળાવવા—નરમ કરવાનો ગુણુ છે માટે તેને પીગળાવવા—તારૂં હૃદય નરમ કરવા તું રો, અશ્રુથી તાલ પ્રાસ વિનાનાં તેના ભાવનાં સ્વાભાવિક યદૃચ્છા કાવ્ય રચાય છે માટે તું રો, જળમાં શીતળતા છે, અશ્રુ એ જળ છે, અને સ્નેહની આગથી તું તપેલો છે માટે શાંત થાવા અશ્રુજળમાં સ્નાન કરવા તું રો, એ તારી આંખો-માંથી ખસતી નથી માટે તેને કહાડી મૂકવા તું રો, તારા પ્રે-મની સાક્ષી આપવા તું રો, તારા હૃદયમાં તેને માટે ભરાએ-લી ખારાશ—મીઠાશ કાઢી નાંખવા તું રો, અશ્રુ બીજાને નશિ-યત આપે છે માટે તું રો, બાપુ ! રો, ભલી વાસનાથી રો, પ્રેમભંગના પ્રાયશ્ચિત્ત માટે રો, રોવાથી તારા મનનો મેલ ઓછો થશે, રોવાથી કુદરતને જોવામાં આડે આવતો પારદ-ર્શક પડદો ધોવાતો જશે, રોવાથી કેટલાક કુસંસ્કારનાં જામી ગએલાં મૂળીયાં ઢીલાં થશે, કેટલીક સદ્વૃત્તિની સૂકાતી જતી જડોને જળ મળશે. રોવું ! આહાઃ પ્રેમનાં અશ્રુ ! પવિત્ર પ્રેમનું રોવું ! એ રોવામાં તો કાંઇક મહા તત્વ છે. જે તત્વ મહાભાગ્યોનેજ મળે છે.

મહાત્મા કપિલના કોપથી ભસ્મ થએલા મહારાજા સગ-રના પુત્રના ઉદ્ધારાર્થે મહાભાગ્ય ભગીરથના તપથી સ્વર્ગ-માંથી શિવશિર પર આવેલી પવિત્ર ગંગાજીના સ્નાનથી જે

ફળ છે, દેવકીજીના પુત્રને પૂર વખતે રસ્તો આપનાર યમુનાના સ્નાનમાં જે પુણ્ય છે, બ્રહ્મહત્યાના પાપથી રામની હથેલીમાં ઉગેલા બાલ ખેરવી નાખનાર પાપનાશક તીર્થમાં, વિશ્વામિત્રના શાપથી જર્જરી ભૂત બનેલી મેનકાને નવ યોવન આપનાર હાટકેશ્વર ક્ષેત્રમાં આવેલી પાતાળ ગંગામાં, અપ્સરાઓને સ્નાન કરવાના માન સરોવરમાં, મુવેલાંનાં હાડકાંને ગાળનાર ગીરનાર ઉપરના દામોદર કુંડમાં, મહારાજા ત્રિશંકુનું ચાંડાળપણું છોડવનાર બાણુ ગંગામાં અને ત્રિવેણી સંગમ, ગોમતીજી, નર્મદા વિગેરેના સ્નાનમાં જે ફળ છે તે કરતાં પણ દ્રવતા હૃદયથી, રોકયા છતાં નહિ રોકાતાં પવિત્ર પ્રેમનાં સ્વાભાવિક અશ્રુસ્નાનમાં વધારે મહત્તા છે. વધારે શક્તિ છે.

અશ્રુ ! ઓ પ્રેમનાં અશ્રુ ! તું મારા મનની મલિનતા ધોઈ નાંખજે, મારા હૃદયના જખમ પૂરી નાંખજે અથવા તાજા રાખજે, સંસારની નિઃસારતા સમજાવવા મારા હૃદયના વૈરાગ્ય વૃક્ષને પ્રફુલ્લિત કરજે, સંસારની કટુતા ખમવા મારાં ગાભરાં પડેલાં મનને શિખવજે, અને શ્રી કૃષ્ણ ગીતામાં અર્જુનને શિખવે છે તેમ અમુકજ વસ્તુ કે પ્રતિમામાં સર્વસ્વ નહિ માનતાં સર્વત્ર પ્રેમ દૃષ્ટિથી જોતાં શિખવજે.

## જો ડાહ્યા હો તો વ્યષ્ટિમાં નહિ પણ સમષ્ટિમાં પ્રેમ કરજો.

અમુકજ પાત્ર ઉપર પ્રેમ કર્યાથી વખતે આપણને નિરાશ થવું પડે છે, દુઃખાગ્નિમાં બળવું પડે છે—અંતરાત્માનો માર ખમવો પડે છે, માટે બન્ધુઓ ! જો ડાહ્યા હો, શાંતિમાં રહેવા ઇચ્છતા હો, જગતનું ભલું ચાહતા હો, આત્મોન્નતિ જોઈતી હોય તો વ્યષ્ટિમાં નહિ પણ સમષ્ટિમાં પ્યાર

કરજો. એ પ્યારમાં નિરાશા નથી, દુઃખ નથી, ખર્ચ નથી, ભોગ આપવાનો નથી, હૃદય બાળવાનું નથી, ઉપકારનો બદલો લેવા દેવાનો નથી, વૃત્તિયોની ચંચળતા નથી, કૃત્રિમતા ધારણ કરવાનું નથી અને જગતની બત્રીસીએ ચડવાનું કે ખાડામાં પડવાનું નથી.

એવા સ્ફટિક જેવા નિર્મળ, સોના કરતાં શુદ્ધ, ગંગા કરતાં પવિત્ર, બ્રહ્માંડ કરતાં મોટા, સૂર્ય કરતાં ઉંચા, અને સ્વર્ગ કરતાં શ્રેષ્ઠ સમષ્ટિપ્યારને—અભેદને છોડી વ્યષ્ટિના પ્યારમાં, ઓ બાંધવો ! તમે કેમ તૃપ્તિ માનો છો ? વ્યષ્ટિના પ્યારમાં તમોને કદી પણ તૃપ્તિ મળવાની નથી, કદી પણ શાંતિ વળવાની નથી, કદી પણ અંતરાત્માનો ખરો આનંદ અનુભવાવાનો નથી, અને કદી પણ તમારી આગળ—કુદરત પોતાના પૂર બહારમાં પ્રત્યક્ષ થવાની નથી, એ નક્કી સમજજો.

બંધુઓ ! આપણો આત્મા અમર છે, અખંડ છે, વિશ્વવ્યાપી છે. નિર્વિકાર છે, અનંત જાતની શક્તિવાળો છે, અને અખંડાનંદ છે. એવા અનિર્વચનીય આત્માને તમે વિચાર કરો કે, અમુકજ વસ્તુમાં કેમ તૃપ્તિ મળશે ? ભલે તમારી માશુક ગમે તેવી ખુબસુરત હોય, ગમે તેવી ગુણવાન હોય, ગમે તેવી ચિત્તાકર્ષક હોય, ગમે તેવી અદ્ભુત શક્તિવાળી હોય, અને ગમે તેવી મોહિનીરૂપ હોય, તો પણ જરૂર સમજજો કે, તે સ્થૂલ વસ્તુ તમારા આત્માતુલ્ય કદાપી પણ થઇ શકનાર નથી. જો ક્ષણભંગુર સ્થૂલ દેહને માટેજ તમે પ્યાર કરતા હો તો તો આર્યશાસ્ત્રો કહે છે કે તે એક જાતનું નીચપણુંજ છે. એવો પ્યાર બંધનકર્તા છે, વાસના વધારનાર છે, ભવાટવીના ફેરામાં નાંખનાર છે, એવા સ્થૂલ દેહને સંતોષવા માટે કરેલા પ્યારથી આત્મોન્નતિ નથી. અમુકજ

વસ્તુ ઉપરનો પ્યાર એ ઇંદ્રિયોની વાસના વધારવા જેવું છે, એને પ્યારનું નામ છાજતું નથી. પ્યારને નામે ઇંદ્રિયોની વાસના વધવા દેવાથી કદી પણ તેની તૃપ્તિ થતી નથી, કદી પણ તેમાં કલ્યાણ નથી. જેમ અગ્નિમાં ઘી હોમવાથી અગ્નિ વધતોજ જાય છે તેમ ઇંદ્રિયોમાં વિષયો હોમ્યાથી વાસના વધતીજ જાય છે. વાસના નિર્મૂળ કરવા માટે, અભેદાનંદ અનુભવવા માટે, કુદરતનું રહસ્ય જોવા માટે, અને જન્મ મૃત્યુના ફેરા ટાળવા માટે પ્રેમ છે. એથીજ પ્રેમ વિશ્વવંદ્ય છે, એથીજ પ્રેમ સર્વવ્યાપી છે, અને તેથીજ અવતાર વખતે શ્રી ભગવાને પણ તેનો આશ્રય લીધેલો છે. એવા સ્વર્ગીય પ્રેમને ઇંદ્રિયોની મસ્તીમાં માની લેવો, એવા વિશ્વવ્યાપી પ્રેમને અમુક વસ્તુમાંજ ધારી બેસવો, એવા અનિર્વચનીય પ્રેમને લઘુત્વ આપવું, એવા મોક્ષમાર્ગી પ્રમને વાસના વધારનાર બનાવવો, એવા અખંડાનંદ પ્રેમને આંશુ લુંછતે લુંછતે કહાડી નાંખવો, અને એવા અદ્વૈત પ્રેમને દ્વૈત બનાવવો એ તો એક જાતની અજ્ઞાનતાજ છે, એ તો અલ્પ રસજ્ઞતાનુંજ પરિણામ છે, અને એ તો ઇંદ્રિયોને રાજી રાખવા પ્રેમના નામનું એક બહાનું માત્ર છે, એવા પ્રેમથી કોઇએ પણ તૃપ્તિ કે શાંતિ મેળવી નથી. એ પ્રેમ તો પ્રેમના સત્ય સ્વરૂપથી અજાણ્યા રાખનાર છે, એ પ્રેમ તો એક જાતનું દુઃખ છે, અને એ પ્રેમ તો પોતે પોતાનેજ ઠગનાર છે. એવા પ્રેમપાશમાં બંધાવું એ અધોગતિએ પહોંચવાની નિશાની છે.

## ભાઇઓ ! તમે કોની ઉપર પ્રેમ કરો છો ?

ભગવાન ઋષભ દેવના પુત્ર મહાત્મા ભરતજીને હરણીના બચ્ચા ઉપરના પ્રેમને લીધે અવતાર લેવો પડયો હતો,

શ્રી વલ્લભાચાર્યના પિતા લક્ષ્મણ ભટ્ટને કુટુંબપ્રેમને લીધે સંન્યાસ છોડીને ભોગ ભોગવવા પડયા હતા, ગરબા ગાતી ઋષિપત્ની ઉપરના પ્રેમને ખાતર શિવનો લિંગપાત થયો હતો, અને પિતૃપ્રેમને ખાતર ભગવાન પરશુરામને પૃથ્વી નક્ષત્રી કરવી પડી હતી. વ્યક્તિના પ્રેમનાં પરિણામ હંમેશાં એવાંજ હોય છે. બાલ્યાવસ્થામાં વ્રજબાલિકાઓના પ્રેમનો લ્હાવો લીધા પછી શ્રીકૃષ્ણને લાગ્યું કે, વ્યક્તિના પ્રેમમાં હંમેશાં દુઃખજ છે. તેથી ઉત્તર અવસ્થામાં એજ રસિકડો કનૈયો અર્જુનને અભેદ પ્રેમનો–જ્ઞાન માર્ગનો–યોગ વૈરાગ્યનો ઉપદેશ કરે છે.

## મનુષ્યની વિચિત્રતા.

પ્રેમીલા બન્ધુઓ! કુદરત ઉપર પ્રેમ કરો. મનુષ્ય ઉપરના પ્રેમથી તમે કદી પણ કૃતાર્થ થશો નહિ. મનુષ્ય એ બહુ વિચિત્ર ખાસીયતવાળું પ્રાણી છે. જો ઈશ્વરે દુનિયામાં કોઇ પણ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પ્રાણી બનાવ્યું હોય તો તે મનુષ્યજ છે. તેમજ જો કોઇ પણ નીચમાં નીચ પ્રાણી બનાવ્યું હોય તો તે મનુષ્યજ છે. નાગણી પોતાનાં બચ્ચાંને ખાઇ જાય છે, વીંછણનાં બચ્ચાં પોતાની માને ખાઈ જાય છે, કુતરાં અપવિત્ર વસ્તુ ખાય છે, ઝરક હાડકાં કરડે છે, વાઘ ખાઇ નહિ શકે તોપણ જાનવરોને મારી નાંખે છે, કાગડાઓ વિષ્ટાના કીડા ખાય છે, તથા બીજાં ઘણાં પ્રાણીઓ બહુ મલિનતાથી વર્તે છે, અને તોપણ તે બધા કરતાં માનવ વૃત્તિ વધારે નીચ છે, એ સિદ્ધાંત છે. બીજાં પ્રાણીઓ પોતાની પ્રેરણા શક્તિથી અમુકજ હદમાં ચાલનારાં છે, મનુષ્ય તેવી કોઇ શક્તિથી બંધાએલો નહિ હોવાથીજ મોક્ષનો ને નરકનો અધિકારી છે. એવાં

પરસ્પર વિરૂદ્ધ વૃત્તિવાળાં મનુષ્યમાં તમે આત્માની શાંતિ ખોળો છો, તે મહા ભાગ્ય વિના ક્યાંથી મળશે ? મનુષ્યમાં જેટલી જાતના અવગુણ છે તેટલા અવગુણ બીજાં કોઇ પણ પ્રાણી કે વનસ્પતિમાં નથી. મનુષ્યમાં જેટલી જાતની શક્તિ છે તેટલી શક્તિ બ્રહ્માંડમાં બીજા કોઇ પણ પ્રાણી કે પદાર્થમાં નથી. મનુષ્ય પોતાની શક્તિને કાબુમાં રાખવા શક્તિવાન છે, છતાં પણ તે તેનો જેવો દુરૂપયોગ કરે છે તેવો ને તેટલી હદ સુધી બીજું કોઇ પણ પોતાની શક્તિનો દુરૂપયોગ કરી શકતું નથી. દુનિયામાં જેટલાં આફતનાં સાધનો છે ને દુઃખનાં કારણો છે, તેમાંનો મોટો ભાગ મનુષ્યે પોતે પોતાની શક્તિથી ઉપજાવેલ છે, અને બાકીનાં તેની બેદરકારીથી સ્વતઃ ઉત્પન્ન થએલાં છે.

મનુષ્યનું મન એવું વિચિત્ર પ્રકારનું છે કે તેનું યથા-સ્થિત વર્ણન થઇ શકતું નથી. હમણાં તેને અમુક વસ્તુ ગમે છે, ઘડીક પછી તેજ વસ્તુ ઉપર ધિક્કાર છુટે છે, આજે તે એક રંગ પસંદ કરે છે, કાલે તેનો શોખ બદલાઈ જાય છે. હમણાં એક વિચાર બુલંદ લાગે છે, પળ પછી તેજ વિચાર નીચ લાગે છે. હમણાં અમુક બાબત ઉપર ઇચ્છા થાય છે એટલામાં મન બીજી જગ્યોએ દોડયું જાય છે, દોડતે દોડતે બીજાજ તર્કો કરતું જાય છે, બીજા તર્કો કરતે કરતે કાંઇક જોતું જાય છે, જોતે જોતે કાંઇક સ્પર્શ અ-નુભવતું જાય છે, સ્પર્શ અનુભવતે અનુભવતે કાંઇક ખુશાલી કે દીલગીરી લેતું જાય છે. અને તે બધાંને પડયું મૂકી નિમિષ માત્રમાં કાંઇક બીજાજ વિષયમાં દોડયું જાય છે. દોડતે દોડતે આગળ પાછળનાં સ્વરૂપ ખડાં કરે છે, એ સ્વરૂપમાં વૃત્તિયોનાં અધુરાં અધુરાં કાર્યો ને પરિણામો નચાવે છે, એ સ્વપ્નવત્

કાર્યો ને પરિણામોમાંથી કલ્પિત સુખ દુઃખ ખરા ભાવથી અનુભવે છે અને તેની વાસનાનો વિસ્તાર વધારે છે. એવાં મનુષ્યોનાં અનિશ્ચિત મન સાથે આપણે પ્રેમ કરીએ છીએ, એ પ્રેમ કદી પણ કેમ સુખદાયી હોઇ શકે? પ્રેમનો મન સાથે નહિ પણ અંતઃકરણ સાથે—અને ખરૂં કહીએ તો અંતરાત્મા સાથે સંબંધ છે. આપણે અંતરાત્માને પીછાનતા નથી, આપણે તો મનના પ્રેમનેજ પ્રેમ માનીએ છીએ, અને તેમાંજ સુખ શોધીએ છીએ. મનની વાસના વધારીને કોઈ પણ ખરા પ્રેમને કે આત્મોન્નતિને પહોંચ્યા હોય એવો કલ્પિત દાખલો પણ મળતો નથી. દરેક શાસ્ત્રનો પહેલો સિદ્ધાંત એજ છે કે, મનોનિગ્રહ કરવો. મનોનિગ્રહ એજ સિદ્ધિનું પગથીયું છે, મનોનિગ્રહ એજ પ્રેમનું રહસ્ય છે, મનોનિગ્રહ એજ આત્માની શાંતિ છે, મનોનિગ્રહ એજ કુદરત ઉપરનો બેમાલુમ ભેદી પડદો ઉચકનાર છે, અને એવા મનોનિગ્રહથીજ અંતરાત્માનો પ્રેમ પ્રકટ થાય છે. એવા મનોનિગ્રહને છોડી જેમાં મનોવૃત્તિ પશુવૃત્તિથી ઘુમે છે એવી બાબતોને આપણે પ્રેમ કહીએ છીએ એ ખચીત બહુ મૂર્ખાઈભર્યું છે. મનોવૃત્તિને રાજી રાખનારા પ્રેમમાં કદી પણ શાંતિ નથી એ નક્કી સમજજો.

## દેહનું ક્ષણભંગુરપણું ને વૃત્તિનું ચલિતપણું.

જે લાલી આજે લાલિત્યમય લાગે છે તે કાલે ફીકી ફચ થઇ જશે. જે બાલ આજે કાળા ભમર જેવા ચકચકતા લાગે છે તે થોડા વખતમાં શ્વેત થઇ જશે. જે વિકારી નેણ આજે નાચી રહ્યાં છે તેનાં નખરાંમાં જેવી મજે છે તે કરતાં તેના અશ્રુમાં વધારે દુઃખ છે. જે હૃદય હાલ ધડકી રહ્યું છે—તન્મનાટ મચાવે છે તે ક્યારે શાંત થઇ જશે તેની કાંઇ ખબર

નથી. જે લાગણીઓ અમુક અમુક બાબત પસંદ કરી મસ્તપણે ઉછળે છે તેઓની વૃત્તિયો કયારે કઇ તરફ ફરી જશે તેનો કાંઈ નિયમ નથી, જેને તમે તમારૂં માનો છો તેના મનમાં શું ભરેલું છે તે તમો જાણુતા નથી. ધારો કે તેનું મન આ ઘડી તમારામાં લાગેલું છે પણ માત્ર એકજ પળ પછી તે નહિ ફરી જાય તેની શું ખાત્રી છે? જે ભરેલા સ્નિગ્ધ માંસલ અવયવો એક પ્રકારની કુદરતી જ્યોતિથી મનોવેધક બની આજે લચબચી રહ્યા છે તેમાં જોતાં જોતાંમાં તમારા મનની તૃપ્તિ થયા પેહેલાં કરચલી પડી જશે, જે મૃદુ મુખડું મરકલડાં કરી રહ્યું છે તે ઉપર સ્હેજવારમાં તો અનેક જાતના રંગ ફરી જશે. જે વાણી ગદગદ થઇ રહેલી છે તે હળાહળ કરતાં વધુ ઝેરી થઇ પડશે. જે અંતર લદબદ થએલું છે તેના ચીરા ધશે, તે ચીરા ઉપર ડામ દેવાશે, તે ડામ ઉપર મીઠાનું પાણી છંટાશે, અને તે ઉપર અણધાર્યા બેમાલુમ માર પડયાજ કરશે.

બંધુઓ! માનવ દેહ ક્ષણભંગુર છે, માનવ વૃત્તિ વાસનાઓથી ભરેલી છે, માનવ મન કાંઇ પણ નિયમ વગરનું અનિશ્ચિત છે, માનવ કલ્પના સીમા વગરની છે, માનવ ઇચ્છા વિચિત્ર છે, માનવ ખાસીયત તરેહવાર છે, માનવ શક્તિયો અનેક પ્રકારની છે, માનવ સંકલ્પ વગર મૂળીયાંના છે, અને ટુંકામાં ઘણું કરી મનુષ્ય પોતે સંજોગને અનુસરતા થવાના સ્વભાવવાળું છે. એવા અમુકજ એક મનુષ્ય ઉપર પ્રેમ કરી તમો કેમ તૃપ્તિ મેળવી શકશો? એવો પ્રેમ એ પ્રેમ કેમ કહેવાય? પ્રેમ બીનસ્વાર્થી હોવો જોઇએ, તમો તો પ્રેમમાં સ્વાર્થ બુદ્ધિ રાખો છો. પ્રેમ મહાસાગર છે, તમો તો તેમાંથી માત્ર એક ટીપાનું ટીપું લઇનેજ ધરાઈ જાઓ છો, પ્રેમ અખંડ છે, તમે તો તેને

ત્રુટક રૂપમાં જુઓ છો. પ્રેમ સર્વત્ર છે, તમે તો તેને અમુકજ સ્થળ કે વસ્તુમાં જુઓ છો, પ્રેમ હૃદયની શાંતિ માટે છે, તમે તો પ્રેમમાં પરિતાપ સમજો છો. પ્રેમીલા બન્ધુઓ ! હવે તમે જુઓ કે પ્રેમને–સત્ય પ્રેમને અને આપણને કેટલું બધું છેટું છે ? પ્રેમ મહિમા જાણવાથી આપણે તે અંતર સમજી શકશું.

## પ્રેમ માર્ગની શ્રેષ્ઠતા.

મસ્ત ફકીરોનો પ્રેમ, શ્રી કૃષ્ણનો ફલત્યાગી કર્મયોગ, પાતંજલનો સમાધિયોગ, અને વેદાંતિયોનું अहं ब्रह्मास्मिપણું, એ બધા મોક્ષના ભિન્ન ભિન્ન રસ્તા છે. પણ તે બધાનું તાત્પર્ય એકજ છે. મનોનિગ્રહ કરવો, અને વાસનાનો ક્ષય કરવો એજ બધાંનું રહસ્ય છે. પ્રેમનો હેતુ મનોનિગ્રહ અને વાસનાક્ષય છે. અને તેમાં ખુબી એવી છે કે, હઠયોગના અખતરા કર્યા વિના, કર્મનું ફળ ત્યાગ્યા વિના, અને પંચીકરણાદિ જાણ્યા વિના, કાંઈ પણ પરિશ્રમ વગર, માત્ર અભેદ્ય પવિત્ર પ્રેમથીજ તે બધું સ્વાભાવિક રીતેજ તુરતમાં બની શકે છે. એવો પ્રેમ માર્ગ શ્રેષ્ઠ છે. જેટલો શ્રેષ્ઠ છે તેટલોજ ઉદ્‌ભવવો કઠિન છે, અને જેટલો ઉદ્‌ભવવો કઠિન છે, તેટલોજ પાત્રને તે પાળવો સહેલો છે. મનને એક કેંદ્રમાં લાવનારા એવા સર્વોત્તમ પ્રેમને તમો વ્યથા આપનારો સમજો છો અને જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં ઈશ્વરની ગુપ્ત લીલા બતાવનાર પ્રેમને તમે જ્યાં સુધી મલિન ચક્ષુથી જુઓ છો ત્યાં સુધી પ્રેમનું યથાર્થ રહસ્ય તમે કદી પણ સમજી શકશો નહિ.

પ્રેમ કોઇ પણ સ્થળે, કોઈ પણ વખતે, કોઇ પણ વસ્તુમાં, કોઈ પણ સ્થિતિમાં, હમેશાં પવિત્ર પ્રેમ શ્રેયસ્કરજ છે. પણ વ્યક્તિના પ્રેમથી પ્રેમના ખરા સ્વરૂપને પહોંચાતું નથી–તેનું

ગુહ્ય રહસ્ય સ્પષ્ટ થતું નથી, તેનો સ્વર્ગીય આનંદ અનુભવાતો નથી, અને તેમાં ઝબકારા મારતી કુદરત પોતાનું ખરૂં તત્વ બતાવતી નથી.

## કુદરતને માશુક બનાવો.

જે સદાય નવી ને નવીજ છે, જે સદાય ખુબીદાર છે, જે સદાય પવિત્ર છે, જે સદાય ફળદાયક છે, જે પ્રેમ વિના બીજી કોઇ બાબત કે વસ્તુની ઇચ્છા તમારી તરફથી રાખતી નથી, જે આનંદનીજ મૂર્તિ છે, જે જ્ઞાનની પરિપકવ અવસ્થા છે, જે સુખનુંજ સત્વ છે, જે અભેદનોજ માર્ગ છે, જે સૌન્દર્યનુંજ સ્વરૂપ છે, જે પરમાર્થતાનોજ અવતાર છે, જે રસજ્ઞતા છે, જે સર્વ ધર્મનું તાત્પર્ય છે, જે સર્વ જાતના યોગની સિદ્ધિ છે, મનુષ્યનો અહંભાવ છોડાવવો એજ જેનું ગૂઢ તત્વ છે, આત્માને તેનાં મૂળ સ્વરૂપ તરફ ધકેલવાની જેનામાં શક્તિ છે, કુદરત ઉપર ઢાંકેલો બેમાલુમ માયાનો પડદો ઉચકવાનો જેનો સ્વભાવ છે, વિકારો માત્રને પોતાના રસમાં ડુબાડી દેવા એજ જેનું રહસ્ય છે, છે છે ને છે ને નથી નથી ને નથી એવા ઈશ્વરને જે પ્રત્યક્ષ કરે છે, અને મોક્ષના દ્વારની ચાવી જેની પાસે છે એવી કુદરત—નિર્મળ કુદરત-ઈશ્વરનું પ્રતિબિંબ-બ્રહ્માંડ લીલા તમારી માશુક હોવી જોઇએ. એ માશુકથીજ આપણે સંસાર સિંધુ તરી શકશું. બીજી માશુકો કાંઇ કામની નથી. કુદરત માશુકને બતાવવા-પામવા માટેજ બીજી માશુકો છે. તમારી માશુકથી મળતો રસ કુદરત માશુકના રસ આગળ માત્ર નામનોજ છે. જેઓ કુદરત માશુકને ઓળખી પહોંચી શકતા નથી તેઓજ બીજી કનિષ્ઠ માશુકપર આસકત થાય છે. જે ઉત્તમોત્તમ ભાવનાવાળા છે, જે ઉંડી રસજ્ઞતા વાળા છે, જે મહા ભાગ્યવાળા છે, જે આત્મોન્નતિએ પહોંચેલા છે

અને જે બ્રહ્માંડ લીલાનું રહસ્ય અનુભવવા લાગ્યા છે તેઓ કુદરત માશુક વિના બીજી માશુક સમજતા નથી—ઈચ્છતાજ નથી.

## ઓ સૃષ્ટિ સૌન્દર્ય ! ઓ બ્રહ્માંડ લીલા !

ઓ કુદરતી અજાયબીઓ ! તમે અમારી સામે—અમારી પાસે ઉભેલાં છો, તમે અમારામાં રહેલાં છો, છતાં તમારૂં ગુહ્ય રહસ્ય અમોને કાં બતાવતાં નથી. તમારામાં રહેલી કોઈ અનિર્વચનીય અદ્દશ્ય શકિત અમોને કાં પ્રત્યક્ષ થતી નથી ? સર્વ શક્તિમાન મહાન ઈશ્વરે પોતાનું સત્ સ્વરૂપ એવી તો અલૌકિક રીતે છુપાવેલું છે કે, કોઇ તેનો પાર પામી શકતું નથી. અને તોપણ વિશ્વપ્રેમી કુદરત માશુકવાળાની દૃષ્ટિમાં દર પળે તે સત્ સ્વરૂપની બેમાલુમ જ્યોતિ ચમકતી જાય છે. તેનું મન સૃષ્ટિસૌન્દર્ય અને કુદરતી અદ્‌ભૂત ચમત્કારોના રસરૂપી કેન્દ્રમાં સ્તંભિત થયેલું હોય છે. તેની જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં મીઠાશ ફેલાઇ રહે છે. તેની વાણીમાંથી સ્વાભાવિક રીતે સર્વ શાસ્ત્રોમાંના સત્ સિદ્ધાંતો નિકળ્યા કરે છે. તેના શ્વાસોચ્છ્વાસથી દુનિયામાં શાંતિ પ્રસરે છે. તેના મુખારવિંદની કાંતિ બીજાઓને કુદરતની કાંતિ જોવા ઉશ્કેરે છે. તેના ચહેરાની શાંતિ જોનારાઓની રસજ્ઞતાને જાગૃત કરે છે. તેનાં અહંતા મમતા રહિત ઇશ્વરાર્પણ કરેલાં કર્મોની ભલી અસર જગતની બહાર સુધી ફેલાએલી રહે છે અને તેનું હૃદય સચ્ચિદાનંદના આનંદથી દ્રવ્યા કરે છે.

## કુદરત માશુકવાળા આશકની દૃષ્ટિ.

તેની જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં માશુકનેજ જુવે છે, જ્યાં જ્યાં મન જાય ત્યાં ત્યાં માશુકજ ઉભેલી છે, જ્યાં જ્યાં સાંભળવામાં આવે ત્યાં ત્યાં માશુકના ગેબી—ભેદી અવા-

જજ સંભળાય છે, જયાં જયાં કલ્પના જાય છે ત્યાં ત્યાં માશુકજ ખડી થઈ જાય છે, ફરતા લોહીના દરેક રજકણોમાં માશુકનું પ્રતિબિંબ જામતું જાય છે, નહિ ભુંસાય તેમ કોતરાતું જાય છે, અને સ્થૂલ દૃષ્ટિવાળાને પણ સ્પષ્ટ દેખાય તેવું બનતું જાય છે. તેના ઉદ્દગારમાં માશુક માટેના હૃદયમાં ભરેલા ભાવ પ્રત્યક્ષ પ્રતિમાતુલ્ય થાય છે. આપણા શ્વાસોચ્છ્વાસમાં પ્રાણવાયુ ચાલે છે તેમ તેના શ્વાસોચ્છ્વાસમાં પ્રેમ તત્વ વહ્યા કરે છે, અને તેની જીંદગીમાં કોઈક બેમાલુમ એવી મીઠાશ પ્રસરી રહે છે કે તેનું યથાસ્થિત વર્ણન થવું અશકય છે.

ઉંઘતે ઉંઘતે પણ તેનું હૃદય હસતું જાય છે. કામ કરતે કરતે પણ તે અલૌકિક આનંદ અનુભવતો જાય છે. સ્વપ્નમાં પણ તે પ્રેમ તત્વને નમતો જાય છે. ભોગ ભોગવતે ભોગવતે પણ તે વૈરાગ્ય અનુભવતો જાય છે. વ્યવહારને વળગ્યા છતાં પણ તે વ્યવહારથી લેપાતો નથી. દેખીતી પ્રવૃત્તિ ભોગવતે છતે પણ તેનો આત્મા નિવૃત્તિમાં રહે છે. તેના મનમાં કિરણ બહાર ફેંકાતે ફેંકાતે પણ પાછાં પ્રેમ કેંદ્ર તરફ ખેંચાતાં જાય છે. અને તેની આંખ વિશ્વને જોતાં છતાં પણ તેમાં રહેલા પ્રેમના રહસ્યને—બ્રહ્મનેજ જોયા કરે છે.

તેના કામમાં કાંઈ ઓરજ ખુબી હોય છે, તેના વિચારમાં શ્રેષ્ઠતા હોય છે, તેના આચારમાં પ્રત્યક્ષ ઉંચતા હોય છે, તેની દૃષ્ટિમાં કોઇ દિવ્ય તત્વો નાચ્યા કરે છે. તેની વાણી શ્રવણ કરનારાઓના હૃદયમાં જ્યોતિ ચમકાવે છે, તેના પ્રભાવમાં લોકો અંજાઇ જાય છે, તેના શારીરિક કુદરતી નિર્મળ તેજનાં મોજાં જગતમાં બેમાલુમપણે શાંતિ ફેંકયા કરે છે અને તેની પવિત્ર અધ્યાત્મિક વિજળીની અસર તેની ઇચ્છા અનિચ્છા

વિના પણ બહુ લાંબે સુધી ફેલાએલી રહે છે. કુદરત માશુકવાળા ખરા પ્રેમીઓની હાલત એવી શ્રેષ્ઠ વૃત્તિની હોય છે, દેવતાઓ તેના સુખની અદેખાઇ કરે છે.

## કુદરત માશુકની સખી બ્રહ્માંડ લીલા.

કુદરત તેની માશુક હોવાથી બ્રહ્માંડ લીલા તેને રીઝવનારી સખી દાસી બને છે. એ ચતુર દાસી પરમાણુંએ પરમાણુંએ પ્રેમની ભરેલી છે. અને પરમાણુંની પોલમાં રહેલા આકાશમાં રાખેલી પોતાની સખી કુદરતની છબી તેના આશકને દર પળે બતાવ્યા કરે છે.

ઓ બ્રહ્માંડ લીલા ! ઓ મનોરંજક બ્રહ્માંડ લીલા ! તને ધન્ય છે. તું ભાગ્યશાળી છે. જેને મેળવવા ભકતો ભક્તિ કરે છે, જેને પામવા યોગીયો તપશ્ચર્યા કરે છે, જેને અનુભવવા પ્રેમીઓ વળખાં મારે છે, તે કુદરતને તો તું તારાં દરેક પરમાણુંમાં ભરી રાખે છે. તને દૂતીનું કામ કરતાં બરોબર આવડે છે. કુદરત નાયકાની તું પ્રિય સખી છે. તારી મારફતે કુદરત નાયકા મળી શકે છે. અને તું પ્રેમથી મળી શકે છે. પ્રેમની શરૂઆતમાં તું તેની શેઠાણી જેવી લાગે છે; પણ પ્રેમ પરિપકવ થયા પછી તું તેની દાસી બને છે. તારૂં સૌંદર્ય પણ અલૌકિક છે. કુદરત માશુકના આશકોજ તારા ભીતરમાં ગુપ્ત રહેલી અદૃશ્ય કુદરતનાં પ્રત્યક્ષ દર્શન કરી શકે છે. બાકી બીજા ઘણાઓ તો તનેજ કુદરત સમજી તારી ઉપલક પૂજા કરે છે. તું તારી સખી કુદરત સાથે એટલી બધી લટરપટર થઇ ગયેલી છે કે મનુષ્યોને કુદરત તારાથી જુદી સમજતાં અથવા તારામાં રહેલી અનુભવતાં બહુ તાણુ ખેંચ કરવી પડે છે. એટલા ઉંડાણુમાં નહિ પહોંચી શકવાથી તેઓ તનેજ

કુદરત માન્યા કરે છે, ને તારીજ ભક્તિ કર્યો કરે છે. એમ કરતે કરતે બહુ લાંબે વખતે તારૂં યથાર્થ સ્વરૂપ તેઓને સમજાય છે, અને તે સમજતાં વાર તેઓના હૃદયમાં બેમાલુમ કુદરતની જ્યોતિ ચમકતી જાય છે. કુદરતને નહિ પીછાનનારા આશકો જો પ્રેમથી તારી ભક્તિ કરે તો પણ વેહેલે મોડે તું તેઓને કુદરત નાયકા સાથે મેળવી દેય છે. કુદરત માશુકને ઓળખતાં પહેલાં–મળતાં પહેલાં તેની પ્રિય સખી ઓ બ્રહ્માંડ લીલા! તને પ્રેમથી નમવું પડે છે. તારૂં રહસ્ય અનુભવવું પડે છે.

## પ્રેમને સૌન્દર્યનો સંબંધ.

ઓ સૃષ્ટિ સૌન્દર્ય! તમે જગતનું પોષણ છો, પ્રાણીઓનો આધાર છો, સંસારની મિષ્ટતા છો, સ્નેહમાં બાંધનારૂં આકર્ષણ છો, હૃદયની કોમળ લાગણીઓને મસ્તકની દૈવી શક્તિઓ તમારા સૌંદર્યથી ઉત્તેજીત થાય છે. સંસારના દાવાનળથી તપેલાઓનું તમે પરમ શાંતિ–સ્થાન છો, પ્રાણીઓની દૃષ્ટિ ઠરવાનું તમે કેન્દ્ર છો, સંસાર સમુદ્રની પાર જવા ઈચ્છનારાઓને તમે નોકા રૂપ છો, અભેદ મંત્ર સિદ્ધ કરાવનાર તમે જગદ્ ગુરૂ છો, સત્ય પ્રેમને ઠરવાનું–જામવાનું તમે અમૂલ્ય પવિત્ર પાત્ર છો, તમે જગતનું સ્વર્ગ છો, અને તમે કુદરતને ઓળખાવનાર પરમ તત્વ છો. ઓ બ્રહ્માંડ લીલા! હું તમોને અંતરના ઉમળકાથી આશ્ચર્ય પૂર્વક નમું છું અને તમારૂં રહસ્ય અમારા હૃદયમાં સ્તંભિત ભાવથી વિસ્તાર પામે એમ શુદ્ધ અંતઃકરણથી ઇચ્છીએ છીએ.

## સૃષ્ટિ સૌન્દર્યની ખુબી કયાં છે?

ઓ બ્રહ્માંડ લીલા! ઓ સૃષ્ટિ સૌન્દર્ય! જો કોઇ મને પૂછે કે બ્રહ્માંડ લીલાની ખુબી કયાં છે? તો હું તેને પૂછું કે

તેની ખુબી ક્યાં ક્યાં નથી? હિંદુસ્તાનના હિમાલયમાં, બ્રહ્મદેશના જંગલોમાં, કાશ્મીરના દ્રાક્ષના ઝુમખાઓમાં, ગુજરાતનાં પ્રભાતમાં, દક્ષિણમાં વર્ષા ઋતુના સંધ્યા સમયના આકાશમાં, અમેરિકાના નાયગરાના ધોધમાં, બ્રાઝીલની હીરાની ખાણોમાં, તાતારના મેદાનમાં, જાવાના જ્વાળામુખીમાં, ટીબેટના ઉંચ પ્રદેશપરથી દેખાતા મનોરંજક દેખાવમાં, સિંહલદ્વીપનાં કિંમતી મોતીમાં, મિસરના સહરાના રણમાં, નાઇલ નદીના પરમાં, ઇટાલીના દટાઈ ગએલા શેહેર પોમ્પીઆઇમાં, ઇંગ્લાંડની લોખંડ કોલસાની ખાણોમાં, લાપલાન્ડના બરફમાં ઉગતા ફુલમાં, આલ્પસના શિખર પરના બરફમાં, કાશ્મીરની સુંદરીઓની આંખમાં, ચીનના સફેદ ઉંદરમાં, હિંદુસ્થાનના હાથીમાં, આસ્ટ્રેલિયાના કરોળિયામાં, આફ્રિકાની કીડીઓમાં, જાપાનની સોનેરી માછલીઓમાં, અરબસ્તાનની ખજુરીમાં, બંગાળનાં ભાતનાં ખેતરોમાં, સીલોનના ચ્હાના બગીચામાં, માનચેસ્ટરના કારખાનામાં ચાલતાં વરાળયંત્રમાં, ગ્રીનલાન્ડનાં વ્હેલમાં, તુલસી શ્યામના ગરમ પાણીના કુંડમાં, હીંગળાજના જ્વાળામુખીમાં, યમુના તીરના કદંબમાં અને અમેરિકનોએ વશ કરેલી વિજળીમાં, જ્યાં જુઓ ત્યાં બ્રહ્માંડ લીલા—કુદરત પોતાના પૂર બ્હારમાં ખીલેલી હાજર ને હાજરજ છે. માત્ર તેને જોનારા—સમજનારા— અનુભવનારા જોઇએ છે, પણ અફસોસ કે તે મળતા નથી, અને અમો હતભાગિયોએ તો પ્રેમના નામપર મીડું મૂકેલું છે. પઢાવેલો પોપટ રામ નામ બોલે તેમ અમોને માત્ર પ્રેમ શબ્દ બોલતાં આવડે છે, તેનું રહસ્ય અમો સમજતા નથી. પ્રેમ શબ્દ બોલીનેજ જો અમે અટકતા હોત તો તો મહા ભાગ્ય, પણ અમો તો પ્રેમને નામે—પ્રેમનાં ઓઠાં નીચે, નીચે, નીચે, નીચેજ ઉતરતા જઇએ છીએ. ઈશ્વર! ઈશ્વર! જ્યાં આવી

હાલત છે ત્યાં બ્રહ્માંડ લીલાની ખુબી અમોને કેમ સમજાય ? ઓ બ્રહ્માંડ લીલા ! જ્યાં સુધી પશ્ચિમના સુધારાના પવનને આધારે અમો ડોલીએ છીએ ત્યાં સુધી તો તને રામ રામ, બાપુ રામ રામ.

## ઓ બુલબુલ ! તમારાં ગાનમાં કોણે મીઠાશ મૂકી ?

ઓ રસિકડાં કબૂતર ! તમારી ચાલમાં અવર્ણનીય ખુબી ક્યાંથી આવી ? ઓ મૃગનયન ! તમારી ખુબી દુનિયામાં કોણે ફેલાવી ? ઓ રોહિણીપતિ ! તને વંદનીય કોણે કર્યો ? ઓ પક્કા કાગડા ! તારા શુકન જોવાનો ચાલ કોણે ચલાવ્યો ? જગતને કુકુ કહેનારી ઓ કોકીલા ! તારો મહિમા કોણે વધાર્યો ? ઓ ઋતુપતિ વસંતરાજ ! તારો ઓચ્છવ કોણે કરાવ્યો ? ઓ મીઠડી મેના ! તારાં પીંજરાં ઠામ ઠામ કોણે બંધાવ્યાં ? કામની કામિની ! ઓ રતિ ! તારૂં સૌન્દર્ય કોણે વધાર્યું ? હૃદય કંપાવતી ઓ ચમકતી વિજળી ! તારાં રસીલાં વર્ણન કોણે કરાવ્યાં ? જગતને જીવાડનાર ઓ મેહુલા ! તને કાવ્ય રસમાં કોણે રમાડ્યો ? ઓ અંતરીક્ષની અદૃશ્ય દેવીઓ ! તમને જગતમાં પ્રત્યક્ષ કોણે કરી ? ઓ લીલુડી વેલડી ! તમારા ગુણ કોણે ગવરાવ્યા ? એ સૂર્યમુખી કમળ ! તમારાં મહિમ્ન કોણે વિસ્તાર્યાં ? ઓ પ્રાણી સમૂહની માતા પૃથ્વી ! તમારામાં મહત્તા કોણ લાવ્યું ? ઓ નિર્મળ ગંગાજી ! યમુનાજી ! તમારામાં પવિત્રતા કોણ લાવ્યું ? આફતના મુખ જેવા ઓ સાગરના તરંગો ! તમારી સાથે રસજ્ઞોને રમતાં કોણે શીખવ્યું ? તુરત કરમાઇ જનારાં ઓ નાજુકડાં પુષ્પો ! તમને મસ્તકપર ચડાવવાનું માન કોણે આપ્યું ? વિચિત્ર પ્રસંગોથી અટપટી બનેલી નકામી ચાલી જતી ઓ અમૂલ્ય જીંદગી ! તારામાં

મીઠાશ કોણ લાવ્યું ? ઓ ઝવેરાતના ઝળકાટ ! તમારી કિંમત કોણે વધારી ? ઓ દેખીતા નાનકડા હૃદય ! તારામાં એટલા બધા ભાવ શાથી ખીલ્યા ? ઓ પ્રાણીઓની છેલ્લી ગતિ મૃત્યુ ! તારામાં શાંતિ કયાંથી આવી ? અને ઓ અદૃશ્ય કુદરત ! તને અમારા હૃદયમાં પ્રત્યક્ષ કોણે કરી ? બંધુઓ ! કહો કે માશુકે, મીઠડી માશુકે, વ્હાલુડી માશુકે. હું તો કહું છું કે બ્રહ્માંડની સર્વ સુંદરતાનો સાર, સંસારનું સત્વ, જીંદગીનું તત્ત્વ, અને કુદરતનું મહત્વ પ્રેમ—સત્ય પ્રેમ—પવિત્ર પ્રેમમાંજ છે. પ્રેમ વિના કદાપિ પણ શાંતિ નથી, નથીજ.

## બાપુડી હસી લે.

ઓ હર્ષ ઘેલુડી ! હસી લે, નિર્દોષતાની છાયામાં બેઠેલી છે ત્યાં સુધી હસી લે, ખીલતા યૌવનની બેમાલુમ ખુબીનો ઉછાળો છે ત્યાં સુધી હસી લે. સમજ વિનાનું, કારણ વિનાનું, રસિકતાનું, નિર્દોષતાનું, કિશોરાવસ્થાનું મૃદુ મૃદુ હાસ્ય ઓ ભાગ્યવંતી તું ભોગવી લે. જ્યાં સુધી પ્રેમના જખમથી હૃદય ચિરાયું નથી ત્યાં સુધી ત્હારા અદ્‌ભૂત પ્રભાવવાળા મુખડાના મૃદુ મૃદુ મશ્કલહાં મારફત જગતમાં ખુશનુમા સૌન્દર્યનું તત્વ ફેંકી લે. પ્રેમનું દર્દ બરાબર જોસમાં આવ્યું નથી ત્યાં સુધી હસી લે. પ્રેમનો આનંદ નહિ સમાય એવડું નાનકડું હૃદય છે ત્યાં સુધી હસી લે. વિયોગના ઘા અનુભવ્યા નથી, બેવફાઇના ઝેરના ઝપાટામાં આવેલ નથી, અશ્રદ્ધાનો અંકુર ઉત્પન્ન થયો નથી, મનુષ્યના મનોવિકારનો અનુભવ થયો નથી, વ્યવહારની ઉંડી ઘરેડમાં સપડાએલ નથી, અને સંસારની નિઃસારતા જણાઇ નથી ત્યાં સુધી બાપુડી ! ત્યાં સુધી હસી લે, હસી લે.

હાસ્યમાં આનંદ છે, હાસ્યમાં આરોગ્ય છે, હાસ્યમાં

નિર્દોષતા છે, હાસ્યમાં એક પ્રકારની બેમાલુમ ખુબી છે, હાસ્યમાં મીઠાશ ને શાંતિ છે, હાસ્ય એ કુદરતી બક્ષીસ છે, અને નિર્મળ–સ્વાભાવિક હાસ્ય કરનાર તથા તે જોનાર પણ ભાગ્યશાળી છે. જોનાર તો ભાગ્યશાળી છેજ, પણ નહિ જોનારને પણ તેની અનુપમ ગુપ્ત અસર પહોંચે છે. દુનિયાના છેડા સુધી એવાં પવિત્ર હાસ્યનાં તેજસ્વિ શાંત મોજાંઓ ઘુમ્યા કરે છે અને તેની જાદુઇ અસર દર પળે, દરેક રજકણોને કાંઇક રસિકતામાં ઘુમાવ્યા કરે છે. પવિત્ર સ્વાભાવિક હાસ્ય એવી ઉતમ વસ્તુ છે.

અર્ધ ખીલેલી કળીનો–ઉંઘતી કિશોરીનો પ્રૌઢ રસિકડો પ્રિયતમ સ્વપ્નાવસ્થાથી મૃદુ મૃદુ હાસ્ય કરતી મુગ્ધાનું સુંદર મુખડું જોઇ એવા સંકલ્પ વિકલ્પના તરંગમાં તણાતો હોય એવા મધુર પ્રેમ ભાવનું, ઓ પ્રેમીલા વાંચકો ! શું તમે અવલોકન કરેલું છે ? પ્રેમ શી વસ્તુ છે એ સમજવા માટે આપણે આવા પ્રસંગોનું રહસ્ય સમજવું જોઇએ.

## માશુકમાં કુદરત.

મનુષ્ય રૂપે ઓ દેવી ! ઓ કુદરતની અનુપમ ખુબી ! એ મારા આત્માના આકર્ષણ ! તારામાં આટલી બધી ખુબી કયાંથી આવી ? ચંદ્રકિરણમાં જે શીતળતા છે, ઔષધિમાં જે પોષણ શક્તિ છે, ઈશ્વરભક્તિમાં જે શાંતિ છે, મેઘમાં જે ગંભીરતા છે, સાગરમાં જે ઉછાળો છે, વિજળીમાં જે તેજસ્વિતા છે, સૂર્યમાં જે પ્રકાશ છે, અગ્નિમાં જે ઉષ્ણતા છે, પૃથ્વીમાં જે વિશાળતા છે, આકાશનું જે અગાધપણું છે, પાતાળનું જે ઉંડાણુ છે, યોગમાં જે સિદ્ધિ છે, ખીલતાં પુષ્પોમાં જે બહાર છે, ફુટતી ટીશીગોના કુમળા પાનમાં જે સૌન્દર્ય

છે, ભલા સ્વભાવની કન્યકાઓમાં જે નિર્દોષપણું છે, કોયલડીના મીઠડા ટહુકડામાં જે હૃદયવેધકતા છે, બીજમાંથી નિકળતા અંકુરમાં જે નાજુકતા છે, ધ્રુવના તારામાં જે સ્થિરતા છે, હોકા-યંત્રમાં જે ઉત્તર તરફજ રહેવાપણું છે, નાની ઉમરનાં ખુબ-સુરત પ્રાણીઓની ઓરામાં જે આકર્ષણ શક્તિ છે, અને મત-મતાંતર નહિ પણ સત્ય ધર્મમાં જે આત્મોન્નત્તિ છે તે બધું ઓ માશુક ! તારામાં ક્યાંથી આવ્યું ? હું નહોતો જાણતો કે પ્રેમમાં એટલી બધી ખુબી હશે, હું નહોતો જાણતો કે પ્રેમમાં એવી ઉંચતા હશે, હું નહોતો જાણતો કે પ્રેમના રહસ્યથી સર્વ બાબતો ઉતરતી છે, હું નહોતો જાણતો કે પ્રેમમાં સ્વર્ગ છે, અને બન્ધુઓ ! હું વગર વિંધાએલો ઉપલક મોજમાં ઘુ-મનારો, નહોતો જાણતો કે માશુકના મુખમાં મોક્ષ છે, એ તો મેં આજેજ જાણ્યું. ઈશ્વરની ખુબી તો જુઓ કે જેમ જેમ ઉંડો ઉતરતો જાઉં છું તેમ તેમ માશુકના સૌન્દર્યમાં કુદરતને ને કુદરતનેજ જોતો જાઉં છું.

## આ તે કુદરત કે માશુક !

ભલે કવિઓ પોતાની બુલંદ કલ્પનાના ચમકારા કર્યા કરે, ભલે પંડિતો પોતાનું જ્ઞાન બતાવવા વ્યાખ્યાનોના પડકારા કર્યા કરે, ભલે ધાર્મિકો પોતાનાં શાસ્ત્રોની સ્તુતિના લલકારા કર્યા કરે, ભલે ઝરમર ઝરમર વરસતો શાંતિદાયક મેહુલો પોતાની અજાયબીઓ દેખાડ્યા કરે, ભલે ઉદય થતા પ્રકાશિત તારલા પોતાનો ચમકાટ ચળકાવ્યા કરે, ભલે સુંદર નિર્મળ ખળ ખળ વેહેતા ઝરા પોતાના ખુશનુમા પ્રવાહની બુલંદતા સંભળાવ્યા કરે, ભલે વર્ષાઋતુમાં મેદાનમાં ખીલી રહેલાં લીલાં ઘાસનો કુદરતી ગાલીચો પોતાની મનોરંજકતાથી આંખોને ઠંડક

આપ્યા કરે, ભલે ઉછળતો સાગર અદ્ભૂત ગેલ કર્યા કરે, ભલે છીપમાં જામેલાં કિંમતી મોતી જેવાં, લીલાં ઘાસપર પડેલાં, દવનાં ટીપાંઓ પોતાની મહત્તા પ્રકાશ્યા કરે, ભલે સ્વચ્છ પારણામાં ઊંઘતું ખુબસુરત નિર્દોષ તનદુરસ્ત ભુલકુ કુદરતી મૃદુ મૃદુ મીઠડાં હાસ્યથી આનંદ પ્રસરાવ્યા કરે, ભલે ગ્રીષ્મના તાપમાં પશ્ચિમના શાંત પવનથી લ્હેરૂ લેતી ઝાડની નવપલ્લવ કળીયો પોતાની અલૌકિક ખુબીથી જગતને આકર્ષ્યા કરે, ભલે ખરા દીલથી કોઇ પણ શુભ કાર્ય કરતાં ઉદ્યોગી મનુષ્યોમાંથી નીકળતી શુભ અસરો જગતમાં બેમાલુમ આબાદી ફેંક્યા કરે, ભલે વર્ષાઋતુમાં સંધ્યા સમયે ખીલી રહેતાં મનોરંજક ઇંદ્રધનુષ્ય પોતાના વિચિત્ર રંગોથી જગતને આશ્ચર્ય કર્યા કરે, ભલે જુદી જુદી ઋતુમાં જુદી જુદી જાતનાં ફળો પોતાના ખુશનુમા રંગો તથા મીઠાશથી સરકી જતા મનને લલચાવ્યા કરે, અને ભલે નિર્દોષ પ્રાણીઓની પ્રસન્નતા બ્રહ્માંડમાં બેમાલુમ શાન્તિ ફેલાવ્યા કરે, પણ તે બધુંએ, બન્ધુઓ ! મારી માશુકની પાસે કુચ્છ બીસાતમાં નથી. આહાઃ તે બધુંએ મારી માશુકમાં રહેલું છે અને તે બધાંમાં મારી માશુક રહેલી છે. ઘાએલો ! મને સમજાવો, હું ચકરમ બનેલો છું, મારી માશુક ક્યાં છે ? મારી માશુક કુદરતમાં છે કે કુદરત મારી માશુકમાં છે ? ઓ દોઢ ડાહી નિંદાખોરી દુનિયા ! ઓ પ્રેમના દુશ્મન મનુષ્યો ! મને સમજાવો, મને બતાવો, મારી નજર આગળ બે ચિત્રો તરે છે તેમાં માશુક કયી ? અરે પંડિતો ! મને ભાન ભૂલેલાને કહો કે, આ તે કુદરત છે કે માશુક ? કારણ કે મારી માશુક કહે છે કે,

સજની મન તો એક છે, એ ન હવા દશ વીશ;
તે વાલમમાં જઇ વસ્યું, કોણ ભજે જગદીશ.

પ્રેમીલા વાંચકો ! આવી ભ્રાંતિ તમોને કદી થઇ છે? માશુકના તાનમાં, માશુકના વાનમાં, માશુકની મસ્તીમાં, માશુકના નીશામાં હું કુદરતને ભૂલી ગયો છું, અર્થાત્ મને જુદી કુદરત દેખાતીજ નથી. જે સારભૂત છે તે માશુકમાં દેખાય છે, જ્યાં જોઉં છું ત્યાં નવા ને નવા બહારમાં માશુકનાંજ દર્શન થાય છે. ભલે તમોને દુનિયા વિષ જેવી લાગતી હોય પણ અમોને તો તે અમૃત જેવી લાગે છે, ભલે તમે તેમાં કંટક વૃક્ષ જુઓ, પણ અમોને તો તે કલ્પવૃક્ષ જણાય છે, લોકોને તેમાં દીસતી દુર્ગંધ તમારા હૃદયમાં પેસી જતી હોય તો ભલે, તે તમનેજ મુબારક, પણ અમોને તો તમારા ખ્યાલમાં પણ ન આવી શકે એવી સુગંધનોજ અનુભવ થાય છે. અંતર ડુબાય તેવી બદસુરતી પોતાનું માઠું સ્વરૂપ અભાગ્યાંઓને ભલે બતાવ્યા કરે, પણ અમારૂં હૃદય તો સૌન્દર્ય વિના બીજું કાંઇ જોઇજ શકતું નથી. દરિદ્રતાના ચક્રના સપાટામાં સપડાએલાઓ બૂમ બરાડા પાડતા હોય તો ભલે, પણ અમારાં તો હૃદય કે આકાશ પાતાળમાં પણ માશુક તરફથી મળેલી દોલત સમાતી નથી. આધિ, વ્યાધિ, ઉપાધિમાં ફસી પડેલાઓ બાપડા પોતાનાં રોદણાં રોયા કરે તો ભલે, પણ અમે તો એવાં દુઃખોની દરકારજ કરતા નથી, અને અમોને તો તેમાંથી પણ રસ ને રહસ્યજ મળે છે.

## માશુકની લૂંટ.

ઓ માશુક ! તેં મને ઘણુંએ આપ્યું છે, બેનના કરતાં વધારે સ્નેહ આપ્યો છે, ગુરૂના કરતાં વધારે જ્ઞાન આપ્યું છે, મિત્રના કરતાં વધારે મદદ કરી છે, માતાના કરતાં વધારે મંગળ ઇચ્છ્યું છે, પિતાના કરતાં વધારે બોજો ઉપાડયો છે,

ઔષધિ કરતાં વધારે પોષણ આપ્યું છે, રક્ષકો કરતાં વધારે રક્ષણ કર્યું છે, માંગલિક કાર્યોથી મળતી કીર્તિ કરતાં અધિક કીર્તિ અપાવી છે, ધર્મ ક્રિયાઓથી મળતી શાંતિ કરતાં વધારે શાંતિ આપી છે, ટુંકામાં જગતમાં કોઇ પણ કાંઇ પણ આપી શકે તે કરતાં તેં મને વધારે આપ્યું છે. અને તો પણ ઓ માશુક! તું લૂંટારી કાં બની? જે કોઇ લૂંટી શકે નહિ, જે લૂંટયાથી કાયદાના સપાટામાં આવે નહિ, જે લૂંટયાથી ઈશ્વરના ગુન્હેગાર થવાય નહિ, જે લૂંટને દુનિયા લૂંટ માને નહિ, એવી લૂંટ લખલૂંટપણે લૂંટવાનું ઓ જાદુખોરી! તને કોણે શીખવ્યું? ઇરાનના પેલા નામીચા લૂંટારૂ ગોન ઝાલેઝ અનદુઝારમાં એવી હીકમત નહોતી, ડયુક આવ કાલા ત્રાવાના કિલ્લાની વાર્તાનાં આવતા સ્પેનિશ લૂંટારા કારાઅલીનાં કર્તુક પણ એવાં નહોતાં, સોમનાથના યાત્રાળુઓને લૂંટનાર ગીરના જંગલમાં રહેનાર આહેર ગૃહરિપુમાં પણ તારા જેવી યુક્તિ નહોતી. સેંકડો મનુષ્યનાં ખૂન કરનાર ફાંસીયા લૂંટારૂ અમીરઅલીમાં પણ એવી કળા નહોતી. ચીનાઇ ચાંચીયાઓ બહુ કાબેલ લૂંટારૂ ગણાય છે તેમનામાં પણ તારી ચાલાકી નથી. ઉત્તર હિંદુસ્તાનમાં તાતીયા ભીલે લૂંટ કરી, પણ તેને તારી સીફત આવડી નથી. દક્ષિણ હિંદુસ્તાનમાં મરાઠા લૂંટારાઓએ ઠામ ઠામ લુંટ કરી લોકોને તોબા પોકરાવી હતી પણ તેઓમાં તારી ખુબી નહોતી. અને કાઉન્ટ આવ મોન્ટેક્રિસ્ટોની વાર્તામાં આવતા ઈટાલીયન લૂંટારૂ લ્યુજી વામ્પાએ બહુ ચાલાકી બતાવી હતી પણ તેમાં તારા જેવો આનંદ નહોતો. ઓ લૂંટારી! મારો ગુન્હો શું? તને હૃદય આપ્યું એજ મારો ગુન્હો કે બીજુ કાંઇ? હું તને શું કહું? તને શું ઉપમા આપું? ઓ માશુક! તું તે કોણ છે? ઉદારતાનો અવતાર કે

લૂંટારૂની મૂર્તિ ? ઓ બહુ રૂપી ! તને ઉપમા આપવામાં હું ભૂલ્યો છું, તને નખરાં ખોરી વર્ણવું છું તો મુક્તિ રૂપ થઇ જાય છે, તને મ્હારી રૂપમાં જણાવું છું તો યોગિની બની જાય છે, તને બાલિકા સમજું છું એટલામાં તો અનાદિ બની જાય છે, તારે સારૂ અશ્રુ પાડું છું એટલામાં તો હૃદય આનંદ સાગરમાં ઉછળતું જાય છે, તને તારા ઘરમાં રહેલી જાણું છું એટલામાં તો સર્વ બ્રહ્માંડમાં તારૂં દર્શન થઈ જાય છે, અરસિક લોકોના મલિન મતમાંથી નીકળતી તારી કુરૂપતાના તરંગના પડઘા મારા અંતરમાં પહોંચતાં પેહેલાં તો તું સૌન્દર્યની દેવી બની જાય છે.

જેની ઉપર નિરંતર શાપના વરસાદ વરસ્યાજ કરશે એવા મનુષ્યની નીચ વૃત્તિયોના ગુલામ કેટલાક મુસલમાન બાદશાહોએ નિર્દોષ રૈયતને બહુ કમકમાટી ભરેલી રીતે લૂંટેલી છે, ધર્માંધ મહમદ ગીઝનીએ કોટેશ્વર અને સોમનાથનું સત્યાનાશ વાળેલું છે, અલાઉદ્દીન ખૂનીની લૂંટે દક્ષિણમાં ત્રાસ વર્તાવેલો છે, અને નાદીર કુલી તથા તૈમુરલીંગે દિલ્હીને પાયમાલ કરી છે, પણ તેમાંના કોઇને તારી સખ્તાઇ વાપરતાં આવડી નથી. પશ્ચિમની કુંકતી ને કરડતી રાજનીતિવાળા યુરોપિયનોની અમેરિકા, એશિયા, તથા આફ્રિકામાં ચાલતી તળીયા ઝાટક કરનારી, ભારે નહિ પડે, ખબર નહિ પડે તેવી, સુધરેલી ગણાતી, ગરીબાઈ રૂપી કાળના ડાચામાં લઇ જનારી, હકદાર રીત વાપરનારા “પરમાર્થી જીવડાઓ” ને પણ તારી ચાવી મળી નથી. આહાઃ ઓ લૂંટારી માશુક ! તારી સરખામણી તે હું કોની સાથે કરૂં ? તારી લૂંટવાની ખુબી ઓરજ છે. મને માફ કરજે મીઠડી મને માફ કરજે ! અધમ વૃત્તિવાળાઓ સાથે તારી સરખામણી કરવી પડી છે એ અપરાધ મને માફ

કરજે. મારે મન તું જગતની ઉજ્વળતા છે, જીંદગીની મીઠાશની મીઠાશ છે, ભવસાગર તરવાની ખુશનુમા નૌકા છે, અને તોપણ તું લૂંટારી તો છે ને છેજ. લૂંટ રાખવા માટે તારી પાસે જૉન બુલની પેઠે દોઢેક ડઝન ખીસ્સાં કે ખાતાં નથી. મુસલમાનોની લૂંટનો લાભ તેનાં માણસોને અને મલિન વૃત્તિવાળાઓને મળતો હતો, હિંદુ લૂંટારાની લૂંટનો લાભ પૃથ્વી માતાને મળતો હતો, જૉન બુલની લૂંટનો લાભ તેના સ્વદેશિયોને મળે છે. પણ ઓ માશુક! તારી લૂંટનો લાભ તો કોઈને પ્રત્યક્ષ મળતો દેખાતો નથી. તું લૂંટારી તો છેજ, પણ સાથે એકલપેટી પણ છે. એકલપેટી છે અને તોપણ તું ભલી છે. હિંદુ લૂંટારા લાચારીથી જે દુશ્મન તરફનો તવંગર ઝપાટામાં આવે તેનેજ લૂંટતા હતા, જુલમી મુસલમાન લૂંટારા બીજાને હેરાન કરવાના ઈરાદાથીજ વિના કારણ આબરૂદારોને રીબાવતા હતા ને દેવમંદિરોને લૂંટતા હતા, પણ તું તો ઓ માશુક! મને એકનેજ લૂંટે છે. અરે હું તે તને કેવી સમજું? દયાળુ કે નિર્દય? મ્હેં તારો શો ગુન્હો કર્યો છે? મને એકલાનેજ શા માટે લૂંટે છે? ઓ દૈવી લૂંટારી! તારા પ્રેમબાણથી વિંધાએલાને લૂંટ, અંતરના ઉમળકાથી લૂંટ, બીન ધાસ્તીથી લૂંટ, મારી પાસે જેટલું હોય તેટલું લૂંટ, તારામાં શક્તિ હોય તેટલું લૂંટ. એ લૂંટમાં મઝે છે, એ લૂંટમાં આનંદ છે, એ લૂંટમાં શાંતિ છે. જેટલું ઓછું લૂંટીશ તેટલો તને પસ્તાવો થશે, જેટલું ઓછું લૂંટીશ તેટલો મને ઓછો આનંદ થશે, અને જેટલું ઓછું લૂંટીશ તેટલી કુદરત આપણાથી દૂર રહેશે. માટે ઓ નાજુકડી! તું લૂંટ, વખત છે તો લૂંટ. ફરી ફરી આવો વખત નહિ મળે માટે લૂંટ, તારા હૃદયની તૃપ્તિ માટે લૂંટ, મારા આત્માની શાંતિ માટે લૂંટ, સ્રી જાતિના કુદરતી

મોહિની રૂપ લૂંટારાપણાથી લૂંટ. તારા હૃદયમાં સ્વાભાવિક જપાતા પ્રેમ મંત્રથી લૂંટ. પોતાના બહારમાં તને ઢાંકી દેતી કુદરતપર તે નહિ દેખાય એટલો બધો પ્રકાશ ફેંકવા મને લૂંટ. તારા પ્રેમ મંત્રથી ખેંચાઈ આવતી કુદરત મને અનુભવાવવા તું લૂંટ. અને ઉંધા ઉંધા લેખો લખી મગ્ન થનારી ઘેલુડી વિધાત્રીના લેખમાં મેખ મારવા—છેડા વગરના ગણાતા કર્મના અંતપર પગ મૂકવા, અને નહિ ખ્યાલમાં આવતું રહસ્ય અનુભવવા એ પ્રેમ ઘેલુડી! મને લૂંટી શકાય તેમ લૂંટ, લૂંટ, ને લૂંટ. લૂંટવું એજ તારૂં કર્તવ્ય છે, એમાં જેટલી કચાશ રાખીશ તેટલી તું કાચી ગણાશે, એમાં જેટલી કચાશ રાખીશ તેટલો ઓછો આનંદ અનુભવાશે, અને એ લૂંટમાં જેટલી કચાશ રાખીશ તેટલી તું જવાબદાર છે, એ યાદ રાખજે હો વ્હાલુડી!

હિંદુ લૂંટારા જરૂર પડયે—વખત આવ્યે લૂંટતા હતા. મુસલમાન લૂંટારા પોતાના બળવડે લૂંટતા હતા, અને જૉન બુલ જ્યારે ત્યારે નવા નવા કર નાંખે છે, પણ તું તો અહર્નિશ લૂંટયાજ કરે છે, સૂતાં સૂતાં પણ લૂટે છે, સ્વપ્નામાં પણ લૂંટે છે, શ્વાસ લેતાં મૂકતાં પણ લૂંટે છે. તારી લૂંટ વિનાની પળ જાય તે મૃત્યુ સમાન છે.

આહાઃ અજબ જેવું છે કે તારા જેવી અલૌકિક લૂંટારી મળ્યા છતાં મારામાંથી લૂંટાઇ જનારૂં તત્વ ઓછું થતું નથી. એ તત્વ કમી થતું નથી તે તારોજ પ્રતાપ છે, તારા પ્રેમભાવથી દ્રવતા હૃદયમાંથી ઝરતાં ટીપાં મારા અંતરાત્મામાં ફેલાઇ જાય છે, તેમાંથી એ તત્વ તું લૂંટે છે તે કરતાં વધારે ઉત્પન્ન થયા કરે છે, માટે બેફિકરપણે લૂંટ. અહિં તો હતુંએ કોનું? ને ગયુંએ કોનું? એમ છે. જે છે તે તારીજ વિભૂતિ છે—તારૂં—તારૂંજ રહસ્ય છે.

# આશકની યાચના.

માશુક ! મીઠડી માશુક ! મને માફ કરજે. હું અવિશ્વાસી છું. મારામાં હજુ મારૂં ને તારૂં એવી ભેદ બુદ્ધિ છે. એ ભેદ બુદ્ધિ મને શંકીલો બનાવે છે, એ ભેદ બુદ્ધિ મને તારી પાસે યાચના કરાવે છે. વાંચકો ! યાચના શબ્દથી તમે મ્હોડું ફેરવશો નહિ. હા, યાચના ખરાબ છે. યાચના કરનાર તૃણ કરતાં પણ હલકો છે, બળિ રાજા પાસે યાચના કરવા માટે ભગવાનને પણ વામન રૂપ લેવું પડયું હતું, પોતાના પુત્ર કર્ણ પાસે બાણ માગવા જતાં કુંતાજીને પણ વસવસો ઉત્પન્ન થયો હતો, સીતાજી પાસે ભિક્ષા માગવા રાવણને પણ જુદું રૂપ લેવું પડયું હતું, મહાત્મા વિશ્વામિત્ર પાસે વિષયની યાચના કરતાં મેનકા જેવી અપ્સરાને પણ જર્જરીભૂત બનવું પડયું હતું, લડાઇ બંધ પાડવાનું અકબર પાસે કેહેણ મોકલાવવાનો વિચાર થતાં પણ બહાદૂર પ્રતાપસિંહને પોતાના મન પાસે શરમાવું પડ્યું હતું, અને ઘડી ભર એવા વિચારો ઉત્પન્ન થવાથી તેનું અંતઃકરણ જીંદગી સુધી ડંખતુ રહ્યું હતું. એ બધું ખરૂં છે. યાચના એવી ભુંડી વસ્તુ છે પણ તે કોની પાસે ? માશુક પાસે નહિ હો !

પ્રેમભાવથી હાથ જોડી, વિનયથી શકુન્તલાને પગે પડી ક્ષમા યાચતાં દુષ્યન્તને ક્યાં શરમ લાગી હતી ? પારિજાતક ફૂલ માટે નારદજીની યુક્તિથી રીસાએલાં સત્યભામાજીની માફ માગતાં શ્રીકૃષ્ણને કયાં મુંઝાવું પડયું હતું ? અને માશુક મેળવવા પક્ષી પાસે—હંસ પાસે યાચના કરતાં ધર્માત્મા નળ રાજાનું અંતઃકરણ કયાં ડંખ્યું હતું ? યાચના, મનુષ્યને માન ભંગ કરે છે, યાચના મનુષ્ય તત્વને ઉતરતા રૂપમાં લઇ જાય

છે અને યાચના આત્મિક શક્તિને ઢીલી કરે છે. એ બધું ખરૂં છે, તેમ છતાં પણ સ્વાભાવિક પ્રસંગથી, અંતઃકરણના ઉમળકાથી, હૃદયની શાંતિથી, મલકાતા મુખે, મીઠડા વાક્ કટાક્ષથી, અધીરા થઇ, તેની રમુજમાં ગળી જઇ, તેના હૃદયમાં મળી જઈ, તેના હાવભાવમાં તલ્લીન થઈ, જે કહેવા જેનું હૃદય ઉછળી રહ્યું છે, જે સાંભળવા જેનું દિલ તલપી રહ્યું છે, જે આપવા જેનું મન અધીરૂં થઇ રહ્યુ છે, એવી મનોહર માશુક પાસે, નિર્મળ અંતઃકરણથી, માનવ જાત જેટલો વિનય બતાવી શકતી હોય તેટલા વિનયથી, દ્રવતા હૃદય સાથે, ગદ્ગદિત શબ્દોથી, પ્રેમના તત્વની યાચના કરવી, એને અમે યાચના નહિ પણ એક પ્રકારનું સ્વર્ગજ સમજીએ છીએ. અરે ! એવાં પાત્રો પાસે એવી યાચના તો વારે વારે થજો. બંદાની શી યાચના છે તે તમોને ખબર છે? બીજું કાંઇજ નહિ, માત્ર એટલુંજ કે મારૂં બધુંએ, જે કંઈ હોય તે સર્વસ્વ લૂંટજે—અંતરના ઉમળકાથી ખુલ્લા દીલે લૂંટજે પણ, તારો સંયોગ લૂંટીશ નહિ. જો તને મારી જરા પણ દયા હોય તો ઓ જાદુખોરી લૂંટારી ! આપણો સંયોગ લૂંટીશ નહિ, એજ મારી યાચના છે, તારા રસભરિત હૃદયમાં લદબદ થએલો હું બીજું શું માગું ?

## તારો વિયોગ નહિ ખમાય હો.

તારા જેવી અભેદ ઢાલ મારી પાસે હોવાથી નિંદાખોરોની જીભડીમાંથી છુટતાં તીર બેદરકારપણે ખમાશે. તારા જેવી લક્ષ્મી હૃદયમાં રમતી હોવાથી પેલી સામાન્ય લક્ષ્મીની દરકાર નહિ રહે. તારે રૂંવે રૂંવે પ્રસરી રહેલી સત્ય પ્રેમની મહત્ કીર્તિ પાસે વ્યવહારની કીર્તિ ન ટકી શકે તો તેની મને અપેક્ષા નથી. જેમાં અભેદ અનુભવાય છે—સાક્ષાત્કાર થાય છે એવા પ્રેમ તત્વને પામતાં જો ધર્મના બ્હાના નીચે ઢંકાએલા મતમતાંતરોના

વિધિ નિષેધનું ઉલ્લંઘન થાય તો તેની મને દરકાર નથી. અને જગતનાં ગૂઢ તત્વ—માનવ જન્મની સફળતાને પામવા તારા સૌન્દર્ય રસમાં ડુબતાં-તારૂંજ ધ્યાન ધરતાં જો આ દેહનો નાશ થાય તો ઓ મંગળમૂર્તિ! હું મને ભાગ્યશાળીજ સમજીશ. બીજાઓ નહિ જોઇ શકે એવાં અદૃશ્ય મહત્ તત્વોવાળી ઓ માશુક! ઉપર જણાવ્યું તે બધું જાય—અરે સર્વસ્વ જાય તે ખમાશે, પણ તારો વિયોગ નહિ ખમાય હો. માટે ઓ કુદરતી લૂંટારી! તું બધુંએ બેધડકપણે લૂંટજે, પણ, વ્હાલુડી સંયોગ લૂંટીશ નહિ. ઓ નાજુકડી! પ્રેમીઓને સંયોગ શું વસ્તુ છે એ તને ખબર છે? એ બહુ સ્વર્ગીય બાબત છે, એ મહા ભાગ્યની વાત છે, એ સત્ય સુખનું રહસ્ય છે—અને એ શાંતિનું—પરમ શાંતિનું સ્થાન છે. સર્વને એનું રહસ્ય સમજાતું નથી. એ તો જે ઘાએલો હોય—જેણે પોતાનું હૃદય ચીરાવી સામાંના અશ્રુમાંથી ઝરતું મીઠું ભરાવા દીધું હોય, જેણે પોતાનો આત્મા સામાને આપી દીધો હોય અને જેણે બીજાનું કાળજું કોરી લીધું હોય તેનેજ સંયોગના ગઢ રહસ્યનું તત્વ સમજાય. બીજાઓને તે સહેલાઇથી સમજાતું નથી. અને વ્યવહારની આંખે તો તેનું ખરૂં સ્વરૂપ દેખાતુંજ નથી, એવા અમૂલ્ય સંયોગ રત્નને ઓ મીઠડી! હું વારે વારે યાચના કરૂં છું કે તું લૂંટીશ નહિ—લૂંટીશ નહિ.

જુવાનીની કિંમત વૃદ્ધાવસ્થામાં જણાય છે, તનદુરસ્તીની ખુબી બીમારી વખતે સમજાય છે, પૈસાની કિંમત તે અયોગ્ય રસ્તે ફના કર્યા પછી તંગી વખતે સમજાય છે, અને ગએલી તકની કિંમત પાછળથી પસ્તાવા સાથેજ જણાય છે, તેમજ સંયોગની કિંમત પણ મિત્રો! વિયોગ વખતેજ થાય છે. અરે વિયોગ! તું શા માટે આવે છે? સંયોગની કિંમત સમજાવવા?

## માશુક અને ચંદ્ર.

ઓ રસીકડા ચાંદા ! તું આજે ધીમે ધીમે કેમ ચાલે છે ? આ પ્રેમ ઘેલુડીયો પાસેથી ખસવું ગમતું નથી કે શું ? બાપુ ! લઇ લે, તું પણ લ્હાવો લઇ લે. આવી મધુરતા રોજ રોજ નહિ મળે, માટે ઓ રસીલા ! ચૂસાય એટલો રસ ચૂસી લે. તું ધીમે ધીમે ચાલે અરે સ્તંભી જાય તેમાં નવાઈ નથી. તારા જેવો રસજ્ઞ સૌંદર્યના કુદરતી આકર્ષણમાં ફસાઇ જાય એ સ્વાભાવિક છે. અરે ! પણ આજનું આકર્ષણ ! આહાઃ તેનું બળ તો કાંઈ ઓરજ છે. અરે પણ એ શેનું આકર્ષણ છે ? શરદની ચાંદનીનું કે સુદરીઓની મધુરતાનું ? ઓ રસીલીઓ ! તમને જોઇને ચાંદલીઓ તો લ્હેરીડો બનેલો છે, પણ તમે આજે રસની પુતળીઓ કેમ બની ગઈ છો ? નખરાંખોર ચાંદલીયાની મસ્તી તમારામાં પણ આવી કે શું ? રસિકાઓ ! તમને ખબર છે ? તે વશીકરણ કિરણવાળાએ તમારામાં લૂંટ પાડી છે—અરે આજે તો લખલૂટપણે લૂંટી ગયો છે. તમારી સફેત સાડીની સફાઇ, તમારા હારનાં મોતીનું પાણી, તમારા નાકની ચુંકના હીરાનો ઝળકાટ, તમારી બાંગડીના સોનાની શુદ્ધતા, તમારા ગાલની લાલીની તેજસ્વિતા, તમારા ખુશનુમા બાલની જલેહ, પ્રેમની મસ્તીના પરિશ્રમથી તમારા કપાળપર ખીલી રહેતા શ્વેત સ્વેદબિંદુનો ચળકાટ, મધુરી વાણીમાંથી ઝરતું અમૃત, તમારી નાચી રહેલી ત્રિવલીની રૂવાંટીનો તન્મનાટ, તમારી જુવાનીનો કુદરતી જોસ, તમારા નિર્મળ પ્રેમનો ઉછાળો, તમારા સૌન્દર્યનું માધુર્ય અને એવુંજ બીજું ઘણુંએ, ઘણુંએ બે માલુમપણે તે લૂંટી ગયો છે. એ પક્કો ચોર તમારી પાસેથી લૂંટેલી ખુબીઓથી સમૃદ્ધિવાન થએલો છે. અને આજે ઉદાર

બની–અરે તમારા પ્રેમથી ગાંડો બની તમારી પાસેથી ચોરેલું સૌન્દર્ય પાછું તમનેજ આપી દેય છે. આપવામાં જરાએ સંકોચ કરતો નથી. તમારી પાસેથી લૂંટેલું હોય તે કરતાં પણ આજે અધિક આપે છે, અને તોપણ અજબ જેવું છે કે, જેમ જેમ વધારે આપે છે તેમ તેમ તે વધારે ખુબીદાર બનતો જાય છે. હા, હા, ચાંદલીયો પક્કો છે, તે મૂડી વિના વ્યાપાર કરે છે. તમારી પાસેથી લૂંટેલું સૌન્દર્ય પ્રેમીઓને, કવિયોને, રસજ્ઞોને તે વ્યાજે આપે છે. એ બિચારા સૌન્દર્યના સેવકો, રહસ્યના ઉપાસકો, તરંગનાં માછલાંઓ, ચંદ્રને તેની કીર્તિ–સ્તુતિરૂપી વ્યાજ આપી તમારી પાસેથી ચોરેલું સૌન્દર્ય ખરીદે છે. એ મોટા વ્યાજથી ચાંદલીયો મહાન થઇ પડે છે. એટલે પછી ફુલે જીવે, પોલે હાથે, મોકળે મને, તમારી પાસેથી ચોરેલું સૌન્દર્ય તમનેજ પાછું આપે છે–લીધું હોય તે કરતાં વિશેષ આપે છે, અને તોપણ પેલું કીર્તિરૂપી વ્યાજ તો પચાવીજ પાડે છે, હા, ચાંદો પક્કો છે, પક્કો છે તોપણ રસીલો છે–ઉદાર છે અને ઉદાર છે તોપણ કૃપણ છે. દેતે દેતે પણ પાછું લેતો જાય છે. તમારી તરફ માધુર્ય ફેંકે છે તે, અને તમારૂં સૌન્દર્ય મળતાં તેમાંથી એક નવીન જ્યોતિ ઉભી થઇ તે પરાવર્તન પામે છે, અને એ પક્કો સોદાગર એ પરાવર્તન પામેલી જ્યોતિને ગ્રહણ કરી અધિક સૌભાગ્યવાળો બનતો જાય છે. અરે પણ એ બધું શરદની ચાંદનીમાંજ કેમ થયું ? મને આજેજ કેમ દેખાયું ? એ બધું રહસ્ય આ અલબેલીઓની મનોહરી ગરબીમાંથી તો નહિ નીકળી આવ્યું હોય ? એમ હોય તો પણ નવાઇ નથી. શરદની ચાંદનીની ગરબી એ પણ તત્વમંથનનો સમય છે. એ ગરબીમાં પૃથ્વીની અપ્સરાઓ પોતાના અંગનું મંથન કરે છે. દૈવી અંશવાળીઓ પોતાની ઉત્તમ ભાવ-

નાનું અવલોકન કરે છે, રસીલીઓ પ્રેમ મહિમ્નનું વલોણું કરે છે, અને એમ કરતે કરતે મીઠડીઓ મીઠાશ ચૂસતી જાય છે, બ્રહ્માંડમાં ફેંકતી જાય છે. બ્રહ્માંડમાં ફેંકાતી મીઠાશ રસજ્ઞોનાં હૃદય સાથે અથડાય છે; એ અથડામણથી એક જાતની ગરમી ઉત્પન્ન થાય છે, અને ગરમીથી અંતરાત્મામાં હમેશનો જામી રહેલો મધુર રસ ઉભરાવા માંડે છે. એ અમૃત રસનું પાન કરવું, એ દિવ્ય રસમાં તરબોળ થવું, એ અલૌકિક રસ પ્રવાહમાં તેના મૂળ સુધી તણાયા જવું, એ રમણીઓની ગરબીનો હેતુ છે, અને એજ ગરબી જોનારાઓની ઉત્તમતા—સાર્થકતા છે.

## જુગદંબાઓને નમો.

દીલ પ્રસન્ન દેવાંગનાઓ વિના આવી ઉત્તમતાએ અમોને કોણ પહોંચાડે ! ભાઇઓ ! જો ડાહ્યા હો તો નમો, જુગદંબાઓને નમો. તમારા સુખની ચાવી જેની પાસે છે,—તમોને શ્રેષ્ઠતાએ ચડવાની સીડી જેની પાસે છે, તમારૂં ભવિષ્ય લખવાનો કિત્તો જેના હૃદયમાં છે, અને તમને મનુષ્ય બનાવવાનું કીમીયું જેની શક્તિમાં છે તેને નમો—માનપૂર્વક નમો.

પ્રાચીન તત્ત્વજ્ઞાન પરથી જુના કવિયોએ જોડેલી ગરબીમાં આજે પણ ગુજરાતીઓ ગાય છે કેઃ—

> માને જોવા તે દેવ મુનિ આવીયારે લોલ,
> સાથે બ્રહ્મા સાવિત્રીને લાવીયા રે લોલ.

આ વચનો શું રહસ્ય બતાવે છે? શરદની ચાંદનીની ગરબીની ખુબી તો જુઓ. ઓ પૂજનીય કવિવર ! આ જ્ઞાન તમને ક્યાંથી મળ્યું ? "માને જોવા તે દેવ મુનિ આવીયારે લોલ" એ તમને કોણે શીખવ્યું ? હું જ્યારે, લોકો જેને "સુધરેલા" કહે છે તેવા વિચારનો હતો ત્યારે ગરબીની ઉપલી

કડી સાંભળી હસ્તો, મશ્કરી કરતો, અને કહેતો કે દેવને, મુનિને, ને બ્રહ્મા સાવિત્રીને બીજું કાંઇ કામ હશે કે નહિ? આહાઃ આજે કેવો ફેરફાર? મેં શરદનો ચંદ્ર જોયો, મેં ચંદ્રવદનીના મુખચંદ્ર જોયા, મેં પ્રેમની જ્યોતિ–પ્રેમનો ચંદ્ર જોયો, અને હું ફરી ગયો. અરે હું કેમ ફરી ગયો? બહુ ચંદ્ર જોવાથી ભ્રમિત તો નહિ થયો હોઉં? ભલે ભ્રમિત થયો હોઉં તો પણ આવું ભ્રમિતપણું તો મને સદાય રહેજો. ઓ દેવતાઓ! ઓ મુનિયો! જો તમે માતાઓની આવી ગરબી જોતા હો તો તમોને ધન્ય છે. તમારા દેવપણાની–તમારા તપની સાર્થકતા છે. એવું જુઓ છો–અનુભવો છો એજ તમારૂં દેવપણું છે. અમારી ને તમારી આંખો વચ્ચે–સમજ વચ્ચે એજ ફેર છે. તમે દરેક બાબતમાં હરકોઇ સ્થળે કે કાળે આસક્તિ વિના પ્રેમ ને કુદરતને તેના યથાર્થ રહસ્ય સહિત જુઓ છો એજ તમારૂં દેવપણું છે, ને અમે એ તત્ત્વ જોઈ શકતા નથી–અનુભવી શકતા નથી એજ મનુષ્યપણું છે. આહાઃ ચાંદલીયા! તેં મને ક્યાં પહોંચાડયો? પોતે જેવા હોય તેવા બીજાને કરવા ધારે, એ શું સાચું હશે? હા, એમજ. ઓહોઃ ત્યારે તો ઓ ચાંદલીયા! તું દેવ છે માટે અમોને પણ દેવ બનાવશે કે શું? અરે પણ દેવ બનવું ક્યાં સહેલું છે. મનુષ્યોથી દેવ થવાય પણ રાક્ષસોથી ન થવાય. ઈશ્વર! ઈશ્વર! અમારી વૃત્તિમાં તો હજુ રાક્ષસો ભરેલા છે. બિચારો ચાંદો શું કરે? રાક્ષસો તો ચાંદાનું પણ ગ્રહણ કરે છે ત્યારે આપણો શો આશરો?

## શરદની ચાંદની.

આહાઃ આજે શરદની ચાંદની! હા, શરદની ચાંદની! ભાઇઓ! શરદની ચાંદનીની શી બલિહારી! અરે શરદની ચાંદની છે કે પ્રેમની ચાંદની છે, કે પ્રેમ ઘેલુડીયોની ચાંદની છે? આહા! આહા!

આવી ચાંદની તો દર વરસે આવે છે અને તોપણ તેની ખુબી તો મેં આજેજ જોઇ. ઓ પ્રેમ તને તે બધાય સાથે લેણા દેણીજ છે કે શું? દુનિયામાં જેટલું સારૂં હોય તે બધું તારૂંજ કે? તારે ને શરદની ચાંદનીને શો સંબંધ? શરદની ચાંદનીનો બહાર, તને ઓળખ્યો—તને હૃદયમાં ધર્યો ત્યારેજ મને કેમ સમજાયો! ચાંદા, ઓ રસિકડા ચાંદા! ઓ ઘેલુડા ચાંદા! તું બોલ તો ખરો કે આજે લ્હેરમાં કેમ આવેલો છે? અરે તું કેની સાથે ગેલ કરે છે? ઓ ચાંદલડા! તું કોને ખુબી બતાવવા ખુબસુરત બનેલો છે? અરે પણ આટલી બધી ખુબસુરતી તેં ક્યાંથી લૂંટી લીધી? એટલું બધું અમૃત તને કોણે આપી દીધું? ઓ રમતીયાળ ચાંદલીયા! આટલો બધો પ્રેમ તને કોણે શીખવી દીધો? અરે હા, તારો ભેદ મેં જાણ્યો. તારી ખુબીનું મૂળ તો અમારી અધિષ્ઠાત્રીઓ છે. ઓ રસિકડા ચાંદા! તારી કળામાંથી ઝરતા પ્રેમથી અંતરમાં લદ્દ બદ્દ થએલી ભૂતળની સૌભાગ્ય દેવીઓ પ્રેમ માહાત્મ્ય પ્રકાશ કરવા—તને અભિનંદન આપવા—પોતાના પ્રિયતમને રીઝવવા અને દુનિયામાં એક જાતની બેમાલુમ ઉમદા મીઠાશ ફેંકવા ઠેકાણે ઠેકાણે ટોળે મળેલી છે, તેઓને રીઝવવા તું ખુશનુમા બન્યો હશે! ઓ ચાંદલીયા! પૌરાણિક લેખકોએ તને વ્યભિચારી ગણેલ છે, એ વાત સાચી હશે હો? અરે! પણ તને સુંદરીઓ સાથે શો સંબંધ? તારી સત્તાવીસ રાણીઓને છોડી ભૂતળની દેવીઓને રીઝવવા શા માટે યત્ન કરે છે? જો એમ ન હોય તો મદોન્મત્ત પ્રફુલ્લિત સુંદરીઓને જોઇને તું ઉન્મત્ત શા માટે બને? ઓ ચાંદલીયા! આજે તારૂં ઉન્મત્તપણું છુપું રહેવાનું નથી. અરે મસ્ત ઘેલુડા! જગતને આશ્ચર્ય ઉપજાવનારી તારી સત્તાવીસ રાણીઓને છોડી ભૂતળની ભાગ્ય દેવીઓને રીઝવવા શા માટે યત્ન કરે છે? એમાં

તારૂં શું વળવાનું છે? આહાઃ તું તો પરમાર્થી જીવડો દેખાય છે. તારૂં કાંઇ વળવાનું નથી તો પણ જગતને સુખ આપવા, સુંદરીઓનાં હૃદય પ્રફુલ્લિત કરવા, નિઃસાર સંસારમાં કાંઇક સારવાળું ગુપ્ત તત્ત્વ ફેંકવા, અને તને પ્રકાશ આપનારને પ્રકાશિત કરવા પ્રકાશિત બનેલો છે, કાં? ધન્ય ભાગ્ય છે, તું ધન્ય ભાગ્ય છે. બીજાનાં સુખ માટે તારૂં તેજ તું આપી દેય છે એ તારી બલિહારી છે. ઓ ચાંદલીયા! નગુણી દુનિયામાં પશુ વૃત્તિવાળાં–રાક્ષસી વૃત્તિવાળાં મનુષ્યોમાં તારૂં અમૃત ફેંકી દઈને શા માટે રાજી થાય છે? અહીં તારી કિંમત સમજે, કદર બુજે એવું કોણ છે? અરે હા, પણ તારે કિંમત સમજાવવાની, કદર બુજાવવાની દરકાર કયાં છે? તું તો તારૂં કર્ત્તવ્ય બજાવીને મસ્ત રહે છે, જગત તારી કિંમત સમજે કે નહિ, પણ તારા અંતરાત્માને તો કર્ત્તવ્ય બજાવ્યાની શાંતિ છેજ, અને પરોપકાર વૃત્તિથી ઉત્પન્ન થતો અદૃશ્ય દૈવી પ્રકાશ તથા એક જાતનો અપૂર્વ મહાન સંતોષ તો તારા હૃદયમાં છેજ, એવી દિવ્ય વસ્તુ નિઃસ્વાર્થે રાખેલ પરમાર્થ વૃત્તિથી તને મળે છે, ત્યારે પછી સ્વાર્થમાં આંધળું જગત તારી કિંમત ન સમજે તો શું થયું? કોઈક અનિર્વચનીય મહાન શક્તિ તો કર્ત્તવ્યની કદર બુજે છે, આહાઃ ઈશ્વરની ખુબી તો જુઓ કે ભલું કીધેલું વ્યર્થ જતું નથી. પરમાર્થ અર્થે ખર્ચેલું ઓછું થતું નથી. ભગવદ્ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાન એ બાબત ખાત્રી આપે છે, તેનો આ પુરાવો છે.

श्री भगवानुवाच

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते !
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति.

અ. ૬ શ્લો. ૪૦

પ્રભુ કહે છેઃ–હે તાત ! કોઇ પણ ભલું કરનારની માઠી ગતિ થતી નથી. હે અર્જુન ! તેનો આ લોકમાં કે પરલોકમાં નાશ છેજ નહિ.

## પ્રેમમાં સંકોચ કરીશ નહિ.

ચાંદલીયા ! તું જેવો છે તેવોજ ફુલો રહેજે, પ્રેમમાં સંકોચ કરીશ નહિ. જ્યારે પ્રેમમાં સંકોચ કરીશ ત્યારે જગત તારૂં નથી એ યાદ રાખજે. અમે તને નથી ભજતા, પણ તારા જગત ઉપરના નિઃસ્વાર્થ પ્રેમને ભજીએ છીએ. જયારે તું સાતમ આઠમમાં ઓછો પ્રકાશ આપે છે ત્યારે પણ ચાલે છે, ને અમાવાસ્યાને દિવસે બીલકુલ દર્શન દેતો નથી ત્યારે પણ જગત તો ચલાવી લેય છે, પણ ચાંદલીયા ! એમાં તારી રસજ્ઞતાનું ઓછાપણું દેખાય છે, એમાં તારૂંજ તેજ કમી થાય છે, એમાં તનેજ કલંક લાગે છે. જગતને શું ? જગત તો સંજોગને આધારે છે, તે તો જેમ હશે તેમ ચલાવી લેશે, પણ તારા નિઃસ્વાર્થ પ્રેમમાં તે એક ડાઘ છે. એ તારીખે તું અમૃત નથી આપતો તો લોકો તરફનો પૂજનીય ભાવ પણ નથી મેળવતો. ચાંદા ! દુનિયા નગુણી છે. માનવ જાત ભ્રષ્ટ થએલી છે, અને તોપણ તેમના જીગરમાં કાંઇ નહિ કાંઈ નહિ તોપણ, ઇરાદાપૂર્વક નહિ તોપણ, સ્વાભાવિક રીતે કે આગળના સંસ્કારથી, જાહેર નહિ તો ગુપ્ત રીતે, પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ રીતે, સમજથી નહિ તો કોઇક અમાનુષી શક્તિનાં આકર્ષણથી, પણ તારા તરફથી પરમાર્થ અર્થે રેડાતા અમૃતના બદલામાં પોતાના અંતરાત્માનું કાંઇક કિંમતી તત્ત્વ અજાણતાં પણ તને આપે છે, તનેજ આપે છે, તનેજ આપે છે એમ નહિ પણ કોઇ પણ ભલું કરનારને–પ્રેમ કરનારને એ તત્ત્વ મળે છેજ. જડ કે ચૈતન્ય હરેક હરેકમાંથી એ શાંતિદાયક તત્ત્વ અચૂક રીતે

નિઃસ્વાર્થ પ્રેમ તરફ વહ્યાજ કરે છે. ચાંદલીયા ! અમૃત તત્ત્વવાળો હુંજ છું, એવું અભિમાન રાખીશ નહિ. તું જેને માટે આજે ગાંડો ઘેલો થએલો છે, તે રસિકડી સુંદરીઓમાં યાદ રાખજે કે તારા કરતાં કાંઈ ઓછું તત્ત્વ નથી. ભલે એ તત્ત્વ આપવાની તેઓને ખબર કે તાકાત ન હોય, અને તને પણ ખબર ન હોય તો પણ તારા પ્રેમને એ તત્ત્વ ખેંચી લેતાં આવડે છે, અને એ તત્ત્વને પ્રેમ–સ્વાર્થત્યાગ તરફ ખેંચાઈ જવામાં મજે મળે છે. ચાંદલીયા ! બોલ તો ખરો, અમારી ભાગ્ય દેવીઓનું એ અલૌકિક તત્ત્વ લૂંટી લેવા તો ઘેલુડો નથી બન્યો ? ફિકર નહિ લૂંટ બાપુડા ! લૂંટ, લૂંટી લૂંટીને કેટલુંક લૂંટીશ ? જેટલુ લૂંટીશ તેટલું પાછું દેવું પડશે ના ? ત્યારે શું ફીકર છે ! જેટલું લૂંટીશ તેટલો અમને તો લાભજ છે. એક ઝરામાંથી જેમ વધારે પાણી વહે તેમ તે સારો ગણાય છે. ઉપયોગી થઇ પડે પાણીના વેહેવાથી જુનું પાણી જઇને તેને બદલે નવું પાણી મળે છે, તેમ તું અમારૂં તત્ત્વ લૂંટીશ તો તેને બદલે અમોને તો નૂતન તત્ત્વ મળશે.

## તારી લૂંટ એ અમારો વ્યાપાર છે.

વ્યાજ, બારદાન, ખર્ચ જાત, ઘટ વિગેરે બધું ગણીને અમે કુદરત પાસેથી જરા વધારે તત્ત્વ ખરીદીએ છીએ, અને ઓ ચાંદલીયા ! તારા જેવાં સધર ગ્રાહકને જરા નમતું ને ઝમતું એ તત્ત્વ વેચીએ છીએ, તું જેટલું વધારે ખરીદીશ તેટલો અમને તો વધુ લાભ થશે. નદીમાં જેમ મોટું પૂર આવે તેમ તેમાંનો કચરો ઢસડાઈ જાય છે અને તે મ્હોટી થતી જાય છે, તેમ અમારામાં પણ પ્રેમ તત્ત્વનું વહન જેમ જેમ વધતું જશે તેમ તેમ અમે વધારે વિશાળ હૃદયવાળા, ઉંડી રસજ્ઞતાવાળા, થતા જઈશું; માટે ચાંદલીયા ! બેફિકરપણે અમારા પ્રેમ તત્ત્વને લૂંટ.

તારી લૂંટથી અમોને ખોટ જવાની નથી, તારી લૂંટ એ ખોટ નહિ પણ ભરતી–ભરતીજ છે.

એ મધુરીયો ! એ રસીલીયો ! એ ઘેલુડીયો ! એ માયાની પ્રતિનિધિયો ! એ જુગદંબાઓ ! અમો પામરની સાથે રહેનારી અને આકાશી

## ચંદ્ર દેવને આકર્ષનારી ! તમે તે કોણ છો ?

અરે તમારા યૌવનમાં તે કયું જાદુ ભરેલું છે ? તમારા સૌન્દર્યમાં તે કયી મધુરતા મૂકેલી છે ? તમારા અવયવોમાં તે કયી નાજુકતા ભરેલી છે ? તમારા હ્રુદયમાં તે કયી તીક્ષ્ણતા રહેલી છે ? તમારા નયનમાં તે કયું ખજર રહેલું છે ? તમારા નામમાં તે કયી મોહિની રહેલી છે ? તમારી જાતમાં તે કયું આકર્ષણ રહેલું છે ? તમારા કાર્યમાં તે કયી મીઠાશ રહેલી છે ? અને તમોને નમવામાં તે કયી શાંતિ રહેલી છે એ કાંઇ સમજાવશો ? આહાઃ તમારૂં રહસ્ય તો ઓરજ છે. તમારી આવી ખુબીને જો ચાંદલિયો ન નમત તો પછી ચાંદલીયાને કોણ નમત ? રસીલા ચાંદાની પરીક્ષા કરનાર, કિંમત વધારનાર તમેજ છો. જો તમારા આકર્ષણથી–તમારા રહસ્યથી ચાંદો પ્રકાશિત ન બનતો હોત તો પછી ચાંદાનો ભાવ કોણ પૂછત ? જો એમ હોત તો અરબસ્તાનના ઉજ્જડ પહાડો અને હાલના વિદ્વાનો કહે છે તેમ ઉજ્જડ–જડ ચંદ્રમાં ફેર શો ? તું જેમ અમૃત આપે છે તેમ અરબસ્તાનના પહાડોએ પણ ચાલીસ દિવસ સુધી મુસાની પ્રજાને મધ આપ્યું હતું એમ કહેવાય છે. એ ચંદ્ર ! અમે તારા અમૃતની અમૂલ્યતામાં લુબ્ધ નથી થયા, અમે તારી શીતળતામાં ઠરી ગએલા નથી, અમે તારા તેજમાં અંજાઇ ગયા નથી, અમે તારી ઉંચાઇમાં અજાયબ થયા નથી, ત્યારે તને શેનું માન આપીએ છીએ ?

અરે ચાંદલીયા ! તને નહિ, પણ તારા નિઃસ્વાર્થ પ્રેમને માન આપીએ છીએ. તને નહિ પણ તારી મારફત અમારી ભાગ્ય-દેવીઓને નમીએ છીએ. તું તો માત્ર પ્રેમની ગુપ્ત ભાષા સમજાવનાર દુભાષીયો છે, તું તો માત્ર માશુકના સૌન્દર્યની નકલ કરનાર વેષધારી છે, તું તો માત્ર માશુકની ખુબી બતાવનાર આરસી છે, તું તો માત્ર માશુકની ટાપટીપ કરનાર સખી છે, તું તો માત્ર માશુકને પ્રેમ તત્ત્વનો ખોરાક આપનાર આયા છે, અને તું તો માત્ર ઓ ચાંદલીયા ! મારી માશુક પાસે સૌન્દર્યની ભિક્ષા માગનાર અતિથિ છે. તને અમે શા માટે નમીએ ? જો અમે તને નમતા હોઈએ તો તે તારે ખાતર નહિ, પણ અમારી માશુકને ખાતરજ નમીએ છીએ.

આહાઃ માશુક ! શું તારૂં જોર છે ? શું તારૂં રહસ્ય છે ? શું તારૂં આકર્ષણ છે ? શું તારૂં સૌન્દર્ય છે ? કોઈ પ્રેમ મસ્ત પ્રેમી કહે છે કેઃ—

પ્રીતમ તું સૌ સુંદરતાનો સાર છે,
ચંદ્ર બિંબ તુંજ મુખડાથી ઝલકાયજો.

( ભારતી ભૂષણ. )

## એ નાજુકડી ! ચંદ્ર બિંબને ઝળકાવવાની તાકાત તારામાં ક્યાંથી ?

અરે તું ક્યાં ? ચંદ્ર ક્યાં ? તું કોણ ? ચંદ્ર કોણ ? તારૂં ગજુ શું ? તારૂં જ્ઞાન શું ? વાસણો માંજી માંજી ધાતુને ચળકાટ આપતાં આપતાં ચંદ્રને ચળકાટ આપવાનું તું ક્યાંથી શીખી ? કુદકે ને ભુસ્કે આગળ વધતા યુરોપિયન કારીગરોએ ધાતુને, લાકડાંને, પથ્થરને, માટીને, પીછાંને, ચામડાંને, અને બીજી ઘણી વસ્તુને ઓપ આપ્યો, પણ ચંદ્રને ઓપ આપવાની વગર શીખેલી કળા તો તારી પાસેજ છે. મોજીલા ફ્રેન્ચોએ, જિજ્ઞાસુ જર્મનોએ, સ્વાર્થી

અંગ્રેજોએ બહુ બહુ જાતના વારનીસો બનાવ્યા, પણ ચંદ્રને પાલીસ કરવાનું કામ તો ત્હારાજ હાથમાં રહ્યું ? ઓ મનમાં મનમાં મલકાતી, આશાના વહેણમાં તણાતી, સુખના સમુદ્રમાં ગોથાં ખાતી, દુનિયામાં વ્યાપી રહેલા દુઃખના પડઘાથી ચમકતી અને પ્રીતમના વિચાર કરતી, અંતરમાં દ્રવીભૂત થતી, ઓ અદૃશ્ય સત્વોવાળી ! રાંધણીની છીને ઝાડુથી પાલીસ કરતે કરતે ચંદ્રને આંખના પલકારાથી, આંસુથી પાલીસ કરવાનું કયાંથી શીખી ? નહિ નહિ, ગમે તેમ પણ બસ તું જાદુખોરી છે, જો એમ ન હોય તો ગૌશાળામાં ગોબર ઉઠાવતે ઉઠાવતે ચંદ્રને મલકાવ્યા કાં કરે ? ઓ જાદુખોરી ! તારાથી ચંદ્ર સ્તંભિત થાય છે ત્યારે અમોને દ્રવીભૂત કરતાં તને શી વાર ? તું ચંદ્રને પ્રકાશ આપે છે ત્યારે અમોને જ્યોતિ બતાવવી એ શું મોટી વાત છે ? તું આકાશમાં રહેલા ચંદ્રને ખેંચી શકે છે ત્યારે તારા ખોળામાં મસ્તક મૂકેલા અમોને તારી દૃઢ જાળમાં ગુંચવી નાંખે તેમાં શું નવાઇ જેવું છે ? તું ચંદ્રને મલકાવે છે ત્યારે અમોને દીવાના બનાવે તેમાં શું અજબ જેવું છે ? તું ચંદ્રને ઝાંખો કરે છે ત્યારે શું અમોને ખરેખરૂં નરક બતાવી ન શકે ? તું ચંદ્રને કાંઈક તત્ત્વ આપી શકે છે ત્યારે શું અમોને એ તત્ત્વથી તરબોળ કરી ન શકે ? તું ચંદ્ર સાથે વ્યાપાર કરી નફો ખાય છે ત્યારે શું અમને લૂંટી ન શકે ? અને ઓ સર્વ ઉપમાજોગ માશુક ! તું જ્યારે જગતની સર્વ વસ્તુપર અલૌકિક મહાન અસર કરી શકે છે ત્યારે મ્હારા જેવા સાગરમાં બિંદુ સમાનને તારી ઈચ્છા મુજબ રમાડે કે નચાવે તેમાં શું નવાઇ ? રમાડ કે રડાવ, જેમ મરજીમાં આવે તેમ કરી શક, એ સત્ય–સત્ય છે, પણ ઓ માશુક ! એમ કરનારી તું છે કોણ ? કાલ સવારે કાલું કાલું બોલી ઢીંગલી સાથે રમ-

નારી, નાની બેનને સતાવનાર ફળીયાંના છોકરાં સાથે લડનારી, મીઠા લાગે તેવા નાના નાના વાંકા ચુંકા રોટલા ઘડનારી, નિર્દોષપણે, ખુલ્લા સાદે ભાગ્યાં તુટયાં પોતાને પુરાં નહિ સમજાતાં ગીત ગાનારી, લગ્ન સમયે સાહેલીયો સાથે અસ્ફુટ મનોવિકારથી મસ્તી કરનારી, સાસરે જતાં ધ્રુસકો મૂકનારી, પ્રિતમના સંયોગથી શરમાઇ સંકોડાઇ જનારી, અને પછી વેવાણનું વાંકું બોલનાર આ નવયૌવનામાં—આ રસ ઘેલુડીમાં—આ પ્રેમ પ્રતિમામાં ચંદ્રને આકર્ષવાનું બળ કયાંથી આવ્યું ? ઓ દેવી તું તે કોણ છે ?

## ઓ ચંદ્ર ! ઓ ચંદ્ર ! તું પણ કેમ દીવાનો બનેલો છે ?

આખા બ્રહ્માંડમાં શું તને કોઈ યોગ્ય પાત્ર મળતું નથી કે આ ચેડી છોકરીઓ સાથે મસ્તી કર્યા કરે છે ? ઓ ઘેલુડા ! તારી સત્તા—તારા દરજ્જાનો તો વિચાર કર. તું દેવ છે, તું ઔષધિઓનો પોષણ કર્ત્તા છે, તારો મરતબો બુલંદ છે, તું મહાસાગરને ઉછાળે છે અને તો પણ ઓ ચાંદલીયા ! તુંને મદોન્મત્ત યૌવનાઓ કેમ ઉછાળે છે ? સ્રી સારૂ કરીને બાપુડા ! તને ક્ષય વૃદ્ધિનો રોગ થયો, તો પણ હજુ મહા માયા દેવીઓની મોહિની નહિ છોડે કે ? અરે ચાંદલીયા ! હજુ તો તું પરતંત્ર છે, તને તારૂં તેજ નથી, જો તારૂં તેજ હોત તો તો કોણ જાણે રસિકડી યૌવનાઓ માટે શુંનું શું કરત. સ્રીઓના સ્થૂલ રૂપ પર તું લોભાય છે, તેના અસ્થિર મનોભાવમાં તું ગુંચવાય છે, તેની મધુરી વાણીમાં તું દ્રવીભૂત થાય છે, તેના અલ્પાયુષી યૌવનમાં તું ગાંડો થાય છે, તેના ક્ષણિક પ્રેમરસમાં તને નીશો ચડે છે, તેની ઉપલક રસજ્ઞતામાં તું તારૂં તુંપણું ભૂલી જાય છે, અને તેના સ્વાભાવિક મૃદુ હાસ્યમાં તું કૃતાર્થતા માની લેય છે, તેથીજ બાપુડા ચાંદલીયા ! તને કાચો

સમજીને પ્રેમના નામ પર મીંડું મૂકેલ અરસિક વિધાત્રીએ તને સ્વયં જ્યોતિ અર્પી નહિ હોય !

## ચાંદલીયા ! તને ગ્રહણ શા માટે લાગે છે ?

ચાંદલીયા ! દીલગીર થઇશ નહિ, વિધાત્રીએ સ્વયં જ્યોતિ ન આપી તો શું થયું ? એ કરતાં વધારે તત્ત્વ તારી પાસે કયાં નથી? તારા પ્રેમ તત્ત્વ પાસે પદાર્થનું તેજ શું બીસાતમાં છે ? અરે પણ હા, કોઇ વખત તું કાળો થઇ જાય છે, તારૂં ગ્રહણ થાય છે એ શું ? એ શા માટે ? તને સ્વપ્રકાશ ન મળ્યો તે સારૂ કે લાયક પાત્રો ન મળ્યાં તે સારૂ ? તારા મનની નબળાઇથી કે તારાં પાત્રોની હલકાઇથી ? બોલ, તું શા માટે કાળો થાય છે ? ચાંદલીયા હવે અફસોસ કર માં ! તારા નશીબમાં એ કાળાશ તો રહેવાનીજ, તારામાં રહેલી સ્વયં જ્યોતિને તું જોઈ ન શકયો, તેં સ્ત્રીઓમાં પ્રેમ કર્યો-વ્યક્તિનો પ્રેમ કર્યો, તેનું પરિણામ તારે ભોગવવુંજ જોઇએ. નવ યૌવનાઓની સ્વાભાવિક રસજ્ઞતામાં તું અહર્નિશ મહાલે છે, ત્યારે કોઈક દિવસ એ અનિત્ય સુખના પસ્તાવા માટે બાપુડા ! કાળા પણ થવું જોઇએ. જગત ભલે ગમે તેમ કહે, પણ જો તારા હૃદયમાં ખરો પ્રેમ હશે, તો એ કાળાશમાં પણ તને મીઠાશ લાગશે. પણ કાળાશ તો રહેશેજ, કારણ કે તેં અનંત પ્રેમની હદ બાંધી છે, તેં અમૃતના સાગરમાં ખારાશ જોઈ છે, બ્રહ્માંડ કરતાં વિશાળ થઇ શકતા હૃદયને તેં ચોક્કસ હદમાં રાખેલું છે, પ્રેમ કરતાં કુદરત જુદી છે એમ તને લાગ્યું છે, અને આત્માના સ્વયંભૂ પ્રેમને નહિ ઓળખતાં તને પ્રેમ શોધવા બહાર જવું પડયું છે, માટે બાપુડા ! તું કાળોજ રહે, અને જગતની ઉપલક મોજ ભોગવ્યા કર. જ્યાં સુધી અભેદ દૃષ્ટિથી તું તારા પોતામાં

રહેલા સ્વયંભૂ પ્રેમની અમર જ્યોતિને પીછાની શકીશ નહિ ત્યાં સુધી તને ઉજ્વળ થવાનો અધિકાર નથી. ચાંદલીયા ! તારી સાથે રમનારા ઘણા છે અને મારે તો હજુ ઘણા જણ સાથે રમવાનું છે, માટે હાલ તો એટલુંજ કે, ભલે તું પ્રેમના અંશની છાયામાં મલકાયા કર, અને ભલે જગત તેને સુખ માની અનુકરણ કે અદેખાઇ કર્યા કરે, પણ યાદ રાખજે કે, એ પ્રેમમાં મોક્ષ નથી, નથીજ.

## આત્માર્પણ.

ધન્ય છે, ધન્ય છે, જેણે અમારામાં પ્રેમની લાગણી મૂકી તેને ધન્ય છે, જેને ખરી માશુક મળી ગઇ તેને ધન્ય છે, જેણે પવિત્ર માશુકના હૃદયમાં પોતાનું હૃદય મેળવી દીધું તેને ધન્ય છે, જેણે જગતના દરેક કાર્યમાં મસ્ત માશુકની સત્તા જોઇ તેને ધન્ય છે, જેણે બ્રહ્માંડની સર્વ વસ્તુમાં નાજુકડી માશુકની ખુબી અનુભવી તેને ધન્ય છે, જેણે દરેક પળ માશુકના ચિંત્વનમાં ગાળી તેને ધન્ય છે, જેણે પલકારો થતાં મીંચાતી આંખમાં પણ નહિ ખસતી માશુકને રમતી નિહાળી તેને ધન્ય છે, જેણે અહોરાત્ર ચાલતા શ્વાસોશ્વાસમાં માશુકનું મધુરૂં ગાન સાંભળ્યું તેને ધન્ય છે, જેણે અંતર વૈરાગી માશુકને માટે જગતની જંજાળને રામ રામ કર્યા તેને ધન્ય છે, જેણે પોતાના સુખમાં સર્વ સુખ સમાવી દીધેલાં છે એવી માશુકને માટે આત્માર્પણ કર્યું તેને ધન્ય છે; અને જેણે ગાડરીયા પ્રવાહની પેઠે માત્ર વ્યવહારને ખાતરજ પૂજાતી, મનુષ્યોએ ઘડેલી પ્રતિમાઓ છોડી પોતાનો આત્મા જેમાં મળી જવા તલપે છે એવી માશુકનું અંતરના ઉમળકાથી સેવન કર્યું–પૂજન કર્યું તેને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે.

## અરે! પણ તું બોલ તો ખરો? તું તે કોણ છે?

તારી ઉત્પત્તિ કયાં? તારૂં રહેઠાણ કયાં? તારી રીતભાત શું? તારો ખોરાક શું? અરે તેં શું પાપ કર્યા હતાં? તારૂં પાનું ચલિત વૃત્તિવાળાં, મલિન સ્વભાવવાળાં, હજારો વાસનાવાળાં, સેંકડો આપદાવાળાં મનુષ્યો સાથે કયાં પડયું? તારી ઉત્તમતા કયાં ને અમારી અધમતા કયાં? બાપુ! તું તો સ્વર્ગમાં જોઇએ–દેવલોકમાં જોઇએ. આ પાપ ભૂમિ નહિ–પણ પાપી હૃદયમાં ન જોઇએ. ચાલ્યો જા, ઓ પ્રેમ ચાલ્યો જા, અહિં રહેવામાં સાર નથી. અહિં તારી કદર નહિં થાય. અમે તો વિષયના ભોગી છીએ, અમે તો હાડકાં ને માંસના ભૂખ્યા છીએ, અમે તો લોહી ને આંસુના તરશ્યા છીએ, અમે તો બેડોળ રૂપ, ને કઢંગા રંગને ચાહીએ છીએ, અમે તો લુખાં માન ને પોકળ નામને રડીએ છીએ, અને ઓ મહાભાગ્ય! અમે તો લાભે લોભે સ્વાર્થ અર્થે તણાઇ મરીએ છીએ. ત્યાં તારો ભાવ કોણ પૂછશે? તું અહિં ન શોભે–વર્તમાન કાળમાં તો નજ શોભે. આગળના યુગોમાં તું અગ્રેસરપણે પૂજાતો હતો એ ભલે, પણ હાલ તો તને રામ રામ, મારી તરફથીજ નહિ પણ હાલની સુધરેલી દુનિયા તરફથી રામ રામ, રામ રામ. ભલે તું તારી અવર્ણનીય ખુબી પ્રકાશ્યા કરે, ભલે તું તારી નાજુકતાનો સંકોચ વિકાસ કર્યા કરે, ભલે તું તારી રસિકતાથી હૃદય દોલન કર્યા કરે, ભલે તું તારી સત્તાથી જગતને આકર્ષણ કર્યા કરે, અને ભલે તું તારા મોહિની રૂપથી–જાદુગરપણાથી રસિક હૃદયોને નૂતન નૂતન ભાવમાં નચાવ્યા કરે, તો પણ ઓ જીંદગીની મીઠાશ! ઓ જગતના આધાર, અમે પામર મનુષ્ય તારી કદર પીછાની શકીશું નહિ, તારા રસને પહોંચી શકીશું

નહિ, તારી ખુબીનાં તત્ત્વ મલિન સંસ્કારવાળા અમારા મનમાં જામી શકશે નહિ, અને ઓ મીઠડા પ્રેમ ! તારી ગીઠાશ ગર્દભની આગળ સાકર જેવીજ થઈ પડશે. જગતને શું જોઈએ છે તે તને ખબર છે ? અમને પરોપકાર માટે નહિ પણ મનોવૃત્તિના ફાંટા પ્રમાણે ચાલવા માટે પૈસા જોઈએ છે, અમને પ્રેમ માટે નહિ પણ પશુ વૃત્તિની તૃપ્તિ માટે પત્ની જોઈએ છે, અમને ધર્મને માટે નહિ પણ વ્યવહારને માટે સંતતિ જોઈએ છે, અમને સ્વદેશ સેવા માટે નહિ પણ મ્હોટાઈ માટે અધિકાર જોઈએ છે, અમને આત્મોન્નત્તિ સારૂ નહિ પણ પેટ ભરવા સારૂ—અરે પેટ ભરવા સારૂજ નહિ પણ છળકપટ કરવા સારૂ વિદ્યા જોઈએ છે, જ્યાં આમ છે ત્યાં તારો ભાવ કોણ પૂછશે ?

## ઓ પ્રેમ ! તું મનુષ્યમાં કયાંથી ? તને કોનો શાપ લાગ્યો ?

ભગવાનના દ્વારપાળને ભૃગુ ઋષિનો શાપ થયો હતો તેથી તેને મનુષ્યમાં અવતાર લેવો પડયો હતો. મેનકાને વિશ્વામિત્રના શાપથી જર્જરીભૂત થવું પડયું હતું, મહારાજા ત્રિશંકુને ભગવાન રામચંદ્રના ગુરૂ વશિષ્ટજીના પુત્રોના શાપથી ચાંડાળપણું ભોગવવું પડયું હતું, અહલ્યાને મહાત્મા ગૌતમ ઋષિના શાપથી શિલા થવું પડયું હતું, કપિલ મુનિના કોપથી મહારાજા સગરના સાઠહજાર પુત્રો ભસ્મ થયા હતા, દુર્વાસા મુનિના કોપથી મહાન યદુકુળનો નાશ થયો હતો, અને હરણીના બચ્ચા પરની આસક્તિ ને લીધે મહાત્મા શૃંગીઋષિને અવતાર લેવો પડયો હતો. ઓ પ્રેમ ! ઓ પ્રેમ ! તને કોનો શાપ લાગ્યો કે મનુષ્ય સાથે તારૂં પાનું પડયું ? ઓ પ્રેમ ! તને કોની આસક્તિ લાગી કે પૃથ્વીપર આવવું પડયું ? તમે અહીં ન જોઈએ, તમે

અહીં ન જોઇએ, અમે વિષયના કીડાઓમાં તમે ન જોઇએ, અરે પ્રેમ ! ભલે તું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ હોય, તો પણ કાંઇક અપરાધી તો ખરો, જો એમ ન હોય તો મનુષ્ય જાત સાથે તારો સંબંધ ન હોય. હા, ખરૂં છે કે કુદરતની રમત વિચિત્ર છે. વિધાત્રી પોતાની ઉપરના કામના બોજાને લીધે જાણે આંધળી બનેલી છે, પોતાના આયુષ્યની હદ નહિ હોવાથી સદાય બાલુડી વિધાત્રી જાણે નાનકડી બુચીની પેઠે ઉલટાં કાર્ય કરીનેજ રાજી રહે છે. અરે તેણે સોનામાં સુગંધ ન મૂકી, ગુલાબના ઝાડને કાંટા આપ્યા, વિદ્વાનોને નિર્ધન રાખ્યા, અને કસ્તુરીને ખળ મનુષ્યની જીભમાં મૂકવાને બદલે મૃગના ડુંટામાં મૂકી, એ તો બધું જાણે ચલાવી લેવાય એવું છે, પણ મનુષ્યમાં પ્રેમ! એ તો જાણે ડુક્કર આગળ મોતી નાંખવા જેવું છે, ગધેડાંને દ્રાક્ષ ચરાવવા જેવું છે, ખાખરાની ખીલોડી પાસે સાકર જેવું છે, ભેંસ આગળ ભાગવત જેવું છે, અને ષંઢ પાસે પદ્મિની જેવું છે. અરે ઈશ્વર ! મનુષ્યમાં પ્રેમ ? શિવ શિવ શિવ ! મનુષ્યને ને પ્રેમને શું લાગે વળગે ?

## અરે વિધાત્રી ! તેં આવી ભૂલ કેમ કરી ?

પ્રેમે તારો શું અપરાધ કર્યો હતો કે તેને પૃથ્વીમાં ફેંકી દીધો ? અરે, પણ હા, બિચારી વિધાત્રીનો શું વાંક ? વિધાત્રી ક્યાં પ્રેમમાં પડેલી છે કે તેને પ્રેમની કિંમતની ખબર પડે ? જો વિધાત્રી પ્રેમમાં પડી હોત તો પ્રેમને મનુષ્યમાં ન મૂકત, અથવા તો મનુષ્યમાં દુર્વાસના ન મૂકત. જો વિધાત્રી પ્રેમમાં પડી હોત તો આપણે જે તેની ભૂલો કહાડીએ છીએ તે વખત ન આવત. ઓ પ્રેમ ! તારી જાળમાં બ્રહ્માંડ ગુંચવાએલું છે ત્યારે વિધાત્રી કેમ છટકી ગઇ ? શું તે બ્રહ્માંડની બહાર છે ?

જો તું વિધાત્રીમાં દાખલ થયો હોત તો અધમ વૃત્તિવાળાં મનુષ્યોમાં તને ન આવવું પડત.

વિધાત્રી પ્રેમીલી નથી, પ્રેમની કિંમત સમજતી નથી, જો પ્રેમ ઘેલુડી હોત તો તેનો કોઇક આશક હોત, પણ એવું કાંઇ આપણે જાણતા નથી, માટે હું તો એમ ધારૂં છું કે પ્રેમ મેળવવામાં નિષ્ફળ થએલી વિધાત્રી નારી જાતિને લીધે સહજ વૈરવાળી હોવાથી પ્રેમ ઉપરના દ્વેષને લીધે તેને દુનિયામાં ધકેલી દીધો હશે.

## માશુક માટે એક ઉભરો.

મને બુડવા દો, મને તણાવા દો, મને ફસાવા દો, મને ઉડવા દો, મને નાચવા દો, મને આજારી પડવા દો, મને ઘેલછા આવવા દો, મને નીશો ચડવા દો, મને ખુશામત કરવા દો, મને વ્યવહારપર પગ મૂકવા દો, મને નિર્લજ થવા દો, મને ભિક્ષા માગવા દો, મને રખડવા દો, મને પછડાવા દો, મારા જખમપર ઘા લાગવા દો, અરે મિત્રો, મને મરવા દો, મરવા દો, મરવા દો.

ઓ સૌન્દર્યની ફુલતી ફાટતી ખીલતી કળી ! તારી રસજ્ઞતામાં મને બુડવા દે, તારી મોહિનીના તરંગોમાં મને તણાવા દે, તારા પ્રેમની જાળમાં મને ફસાવા દે, તારે માટેના અખુટ, મીઠડા, પ્રત્યક્ષ મૂર્તિ રૂપ, હવાઇ વિચારમાં મને ઉડવા દે, તારા પ્રેમની જાદુઇ દોરી પર મને નાચવા દે, મારા સંકલ્પ વિકલ્પવાળા ફટકતા બેદર્દી મનને દર્દી બનવા દે, મને પ્રેમના તાનની ઘેલછા આવવા દે, મને તારા સૌન્દર્યનો નીશો ચડવા દે, મને ત્હારી–ત્હારીજ વગર સમજે ખુશામત કરવા દે, નહિ સમજાતા પ્રેમને અનુભવવા મને વ્યવહારનું ઉલ્લંઘન કરવા દે,

તારી અલૌકિક મીઠાશ માટે અદેખી દુનિયા પાસે મને નિર્લજ બનવા દે, સદાયના તારા મિલાપની ભિક્ષા મને માગવા દે, તુંથી મળતા આનંદમાં બીજી વ્યવહારિક મજે મળી જવાથી તારા વિના મારે મન બીયાબાન બનેલા સ્થાનમાં તને પામવા માટે મને રખડવા દે. તારૂં સ્વરૂપ સમજવા માટે નવા નવા અનુભવ લેવા તારી હૃદય વીણાપર મારા હૃદય તંતુને પછડાવા દે—અથડાવા દે. તારા પ્રેમની કાતેલ કટારથી મારા જીગરમાં પડેલા જખમપર મને તાવવા સારૂ, લોક નિંદા, મન બુદ્ધિનું યુદ્ધ, અને તારી અશ્રધ્ધા, એવા ઘા પડવા દે. તારા પ્રેમના બળિદાન સારૂ તને સ્વાત્માર્પણ કરવા દે, કરવા દે. મારી કુરબાની થવા દે, અને એ અખંડ સૌભાગ્યવંતી મીઠડી ! તારા શુદ્ધ ચૈતન્યમાં, મલિનતામાં ભટકતા મારા આત્માને મળવા દે—મળવા દે.

## પ્રેમ અને સૌન્દર્ય.

માશુક ! એ માશુક ! સૌ સુંદરતાના સાર ! તેં તે શું સાધના કરી ? સૌન્દર્યને સમૂહ તનેજ શા માટે વર્યો ? ફક્ત સુન્દરતાજ તને વરી છે એમ નથી, કુદરત પણ તારા તરફ ઢળી છે. તારામાં જેવાં કુદરતનાં દર્શન થાય છે તેવાં બીજી કોઈ પણ વસ્તુમાં મને થતાં નથી. મારૂં હૃદય તો જાણે તારૂં —તારૂંજ છે, પણ આ દેહનાં હાડકાં ચામડાં પણ તારે સારૂ તલપ્યા કરે છે. તું સૌન્દર્યને ઉત્તમ નમુને છે એ તો કુદરતની ખુબી છે, પણ એ મીઠડી, તારી ખુબી પણ ક્યાં ઓછી છે ?

મોરનાં પીંછામાં, હરણીની આંખમાં, સમુદ્રના તરંગમાં, ચંદ્રની પ્રભામાં, આકાશના રંગમાં, બીજના અંકુરમાં, અને

વનસ્પતિની મંજરીમાં જે સૌન્દર્ય છે, તે સર્વ સૌન્દર્ય કુદરતી રીતેજ તારામાં રહેલું છે.

ઓ મીઠડી મેનાં! તમે કોનાં ગીત ગાઓ છો? ઓ નાજુકડાં બુલબુલડાં! તમે કોની સ્તુતિ કરો છો? ઓ રસિકડી કોયલડી! તમે કોને કુ કુ કહો છો? ઓ કાવ્ય લેહેરો! તમે કોના હૃદયનાં દ્વાર ખોલો છો? ઓ મહાન આનંદ સાગર! તમે કોના જીગરમાં ઉછળો છો? ઓ દેવી રસજ્ઞતા! તમે કોને આશ્રયે રહો છો? ઓ માંગલિક વાજીંત્રો! તમારા ખરા ભકતો કોણ છે? ઓ મીઠડાં ગાયન! તમારામાં સ્વર્ગીયપણું કોણ લાવ્યું? ઓ શિયળવ્રત! તને કોણે પેદા કર્યું? ઓ વહેતા ઝરાઓ! તમારા અવાજોમાં પેહેલી ખુબી કોણે જોઇ? ઓ હીલતાં ઝાડો! તમારાં ખડખડતાં પાંદડાંના અવાજમાંથી કુદરતી ગેબી અવાજ કોણે સાંભળ્યો? ઓ આકાશભેદી અવાજો! તમને કોણ સાંભળે છે? અને ઓ બ્રહ્માના અનહદ નાદ! તમે કોને સંભળાઓ છો? બધાં સાથે મળીને એક બુલંદ અવાજે કહો કે પ્રેમ પ્રેમ ને પ્રેમ.

સુદરના! ઓ મનોહર સુંદરતા! પૃથ્વીનાં રજકણે રજકણમાં ભરેલી ઓ સુંદરતા! તને પ્રેમ સાથે શું સંબંધ છે? શા માટે તું પ્રેમની પાસે–સાથે રહે છે? ઓ અલૌકિક સુંદરતા! ઓ કુદરતી સુન્દરતા! બોલ, તું કોણ છે? પ્રેમની દાસી છે કે રાણી? શા માટે તું પ્રેમની સાથે રહે છે? ઓ મોહક અને અટપટી સુન્દરતા! અમને સમજાવ કે, તું પ્રેમને લાવે છે કે પ્રેમ તને લાવે છે? પ્રેમના ઇતિહાસમાં સુન્દરતા અર્ધો ભાગ રોકે છે. પ્રેમમાં સુન્દરતાનું પેહેલું નામ આવે છે. પ્રેમની મીઠાશ વધારનાર, જાળવનાર સુન્દરતા છે અને સુન્દરતા વિના પ્રેમ હોઇ શકેજ નહિ. એટલું છતાં પણ

બંધુઓ ! દેવી સુન્દરતા, પ્રેમને ઉત્પન્ન કરી શકતી નથી, પણ પ્રેમ છુપાએલી સુન્દરતાને તેના ખરા રૂપમાં બતાવી શકે છે. આથી નિત્ય નવી, ખુશનુમા, સુન્દરતાની ઉત્કૃષ્ટતા કાંઇ કમી થતી નથી, ઉલટું તેનું ગૂઢ સ્વરૂપ વધારે સ્ફુટ થતું જાય છે.

બેમાલુમ ખુબીથી ભરેલી ઉંચતા તરફ ખેંચતી ઓ સુન્દરતા ! અમે તને ચાહીએ છીએ, અમે તને નમીએ છીએ, અને અમારા હૃદયના પડેપડમાં તારાં શાંતિદાયક કિરણો નિરંતર ફેલાતાં રહે એમ જીગરથી ઇચ્છીએ છીએ.

## સૌન્દર્ય પ્રેમના આશ્રયમાં રહેનારૂં છે.

સુન્દરતા કુદરતી છે, તેનું મોહકપણું અલૌકિક શક્તિવાળું છે, કરોડો દુઃખીયાંઓએ તેના આકર્ષણથી દીલાસો મેળવેલો છે. લાખો મનુષ્યો તેમાંથી ઉપજતી રસજ્ઞતા સાથે રમ્યા છે, હજારો આત્મા તેના આશ્રયથી શાંતિ પામેલા છે, અને મહાદેવ જેવાઓ સૌન્દર્યરૂપ મોહિનીથી ભમાએલા છે. આસુરી વૃત્તિવાળાને ઉપલક સૌન્દર્ય અધોગતિએ લઇ જનાર છે. અને સાત્વિક વૃત્તિવાળાને એજ સૌન્દર્ય દુર્લભપણું પ્રાપ્ત કરાવે છે. સૌન્દર્ય આવું સત્તાવાન છે, વિચિત્ર છે, અને કુદરતી છે તોપણ પ્રેમના આશ્રયમાં રહેનારૂં છે, પ્રેમને નમનારૂં છે અને પ્રેમ પ્રતાપે વધનારૂં છે.

પ્રાણીઓનું ખેંચાણ, બ્રહ્માંડની મીઠાશ અને કુદરતની ખુબી સુન્દરતા તો હંમેશને માટે, હરેક સ્થાને, દરેક પળે, દરેક પદાર્થમાં કુદરતી રીતે રહેલીજ છે. એવી અમર, અખંડ, સર્વ વ્યાપી સુન્દરતાનું જ્યારે પ્રત્યક્ષ દર્શન થાય છે ત્યારે મનુષ્ય કૃતાર્થ થાય છે. ત્યારે જગતના વિકાર માત્ર ભસ્મ થઈ મનુષ્ય

દેવત્વ પામે છે, ત્યારે આત્મા પોતાના સ્વરૂપને ઓળખે છે, જુએ છે, અને ત્યારેજ-મોક્ષ સિદ્ધ થાય છે. ટુંકામાં સુન્દરતા એ ઈશ્વરનું બીજું રૂપ છે, અને તેથી પણ ઉંડા ઉતરીએ તો સુન્દરતા એ ઈશ્વરનું બીજું નામ છે. સૌન્દર્યનાં એવાં ગૂઢ તત્વનાં સ્ફુટ દર્શન પ્રેમથી-સત્ય પ્રેમથીજ થઇ શકે છે. એ નિશ્ચય છે.

## લોકો જેને રૂપ કહે છે તેને પ્રેમ સાથે શું સંબંધ છે?

લોકો જેને રૂપ કહે છે, ખુબસુરતી કહે છે, ભભક કહે છે, મોહિની કહે છે, ખુબી કહે છે, સૌન્દર્ય કહે છે, તેવાં સૌન્દર્યને માટે આ લેખ નથી. જે રૂપ ઘડીક પછી બદલાઇ જાય છે, જે આકર્ષણ જરા વારમાં ઢીલું પડી જાય છે, અને જેને માટે વારંવાર સંકલ્પ વિકલ્પ થયા કરે છે, એવા સૌન્દર્યને માટે ઉપલા વિચારો નથી, એવા સૌન્દર્યને અમે માત્ર મનુષ્ય-વિકાર સમજીએ છીએ, એવા વિકારને વશ થવું એ તો અધો-ગતિ છે, એવા વિકારમાં પ્રેમ શોધવો એ તો રેતી પીલીને તેલ કાઢવાના પ્રયત્ન જેવું છે, એવી ખુબસુરતી એ તો કેટ-લાકોની દૃષ્ટિનો દોષ માત્ર છે, એવી ખુબસુરતી એ તો મોહનો ઉછાળો છે, એવી ખુબસુરતી એ તો યુવાનીની આંખનાં પડળ છે, એવી ખુબસુરતી એ તો યુવાનીની સ્વાભાવિકતા છે, એવી ખુબસુરતી એ તો એક જાતનું બંધન છે, એવી ખુબસુરતી એ તો સત્ય સૌન્દર્યનું નીચલામાં નીચલું પગથીયું છે, અને એવી ખુબસુરતીમાં લુબ્ધ થવું એ તો મનુષ્ય મનની નબળાઇ છે, સ્થૂલ દેહની જાડાઇ અથવા કૃશતાને કે અવસ્થાના ભેદે પ્રાપ્ત થતા સંકોચ વિકારને અથવા મનુષ્ય કળાથી કરેલી ઉપ-લક ટાપટીપને અમારા ભાઇબંધો ખુબસુરતી સમજી તેમાં

અંજાઇ જઇ તળે ઉપર થયા કરે છે, તેમાંજ અટવાઈ જાય છે, તેમાંજ સાર્થકતા માની લેય છે, અને એવી સ્થૂલ, કાંઇક સ્વાભાવિક, ને વધુ ભાગે ધારણુ કરેલી, સ્હેજ વારમાં બદલાઇ જનારી, મનોવૃત્તિના ફાંટામાંથી ઉત્પન્ન થએલી, અને સર્વ-માન્ય નહિ એવી ઉપલક ખુબસુરતીની નીચ વૃત્તિઓના જુસ્સાને ઉશ્કેરનારા હલકી પ્રતિના ખેંચાણુને ઘણા લોકો પ્રેમ કહે છે, અને અફસોસ કે તેની જાળમાં ગુંચવાઇ–અધર્મની ઉંડી ખાડમાં ઉતરતા–પડતા પડતાજ જાય છે. શિવ શિવ શિવ ! તેમને બચાવવાનો સત્ય પ્રેમના ઉદય શિવાય બીજો એકે રસ્તો નથી. અને અમોને કેળવણી આપવાની રીતો, અમોને મળતું વાંચન, અમારી વ્યવહારની રૂઢીઓ, અમારી ધર્મની અનિશ્ચિતતા–અનાસ્થા, અમારો સંસર્ગ–અનુકરણ, અને અમારી વધતી જતી હાજતો તથા પ્રવૃત્તિ સ્વભાવ જોતાં સત્ય પ્રેમનો ઉદય એ તો આકાશકુસુમવત્ છે. અમારી આવી અવસ્થા એ બહુ ભયંકર છે, અને તોપણુ તે છુપાવવામાં સાર નથી. યુવાન વાચકોની પ્રેમની સ્પુરણા અટકાવવા માટે, પ્રેમમાં પાર નહિજ પડી શકાય એવું સમજાવવા માટે, પ્રેમ મંત્રની દીક્ષા લેવીજ નહિ એવું બતાવવા માટે, અથવા પ્રેમના આપણે અધિકારી નથી એવું દેખાડવું એ આ લેખનો ઉદ્દેશ નથી, પણ પ્રેમને નામે અમે જે જે અધમતાના ખાડામાં પડી જઇએ છીએ તે પ્રેમ નથી. પ્રેમ એ કરતાં અલૌકિકજ છે. પ્રેમનું સ્વરૂપ જાણવું એ બહુ કઠિન છે, મહા ભાગ્યની વાત છે, ઘણા જન્મના પરિશ્રમનું એ ફળ છે, એવા દિવ્ય પ્રેમને અમો વિષયના કીડાઓ ઇંદ્રિયજન્ય રજોગુણી સુખ સાથે ભેળી નાખીએ છીએ, અને તેમાંજ આનંદ, આનંદ માની બેસીએ છીએ. એ ક્ષણિક આનંદથી સહેજવાર તૃપ્ત થઇએ છીએ, અને તોપણુ

વિશેષ આનંદની—મહા આનંદની—અખંડાનંદ આનંદની ઈચ્છા તો કાયમજ રહે છે. એ હૃદયના ઉંડા ભાગમાં, કાંઈક અસ્ફુટ ભાવથી ખડી રહેલી મહાનુભાવ ઈચ્છાને અમો હતભાગીઓ હડસેલી કહાડીએ છીએ, અને થાકી જઈએ, કંટાળીએ, હેરાન થઈએ, આધિ વ્યાધિ ઉપાધિમાં ફસાઈ પડીએ, તોપણ તમાચો મારીને મ્હોડું રાતું રાખીને પણ, કુદરતજ જેને ખસેડવા ઈચ્છે છે, કાળજ જેને ચારી આપતો નથી એવાં ઇંદ્રિયજન્ય સુખને તરફડીયાં મારીને પણ વળગતા જઈએ છીએ, અને પ્રેમનું નામ લેતા જઈએ છીએ. આવી અમારી હાલત છે, ત્યાં સત્ય પ્રેમનો ઉદય કેમ થશે? શું નહિજ થાય? પ્રભુ! પ્રભુ! ઈશ્વર સમર્થ છે, પ્રેમ અદ્ભૂત શક્તિવાળો છે, તે કોના હૃદયમાં કયે વખતે કેમ વસી જશે એ કોણ જાણી શકે તેમ છે?

## આશકનું મન ભુખડી બારસ કે મહાસાગર?

ઓ મનોહરી તારી મધુરતાથી મને ધરાવા દે. તારા સૌન્દર્ય રૂપી આરસીથી મને બેમાલુમ કુદરત જોવા દે. અરે હું ભુખડી બારસ કેમ બન્યો છું? તારાથી હું સંતુષ્ટ છું અને તોપણ એકે બાબતમાં તૃપ્ત કેમ થતો નથી? તેં મારા બધા વિકારો નષ્ટ કર્યા છે, તારી પાસે મારો ક્રોધ આનંદની મૂર્તિ બને છે, તારી પાસે મારો મદ પોતાનું અહંભાવપણું ભૂલી જાય છે, તારી પાસે મારો લોભ સંતોષ કરતાં પણ ચહડતાપણું કે જેનું નામ મને ગુજરાતી ભાષામાં મળતું નથી તેવું રૂપ લઈ લેય છે, તારી પાસે મારો કામ ભક્ત બની જાય છે, અને એવીજ રીતે બીજા વિકારો પણ, તારા જાદુગરપણાથી પોતાનો જાતિસ્વભાવ છોડી દેય છે, અને તોપણ એક બાબતમાં તો હું ભુખડી બારસજ રહ્યો. અરે માશુક તારા જેવાં કલ્પવૃક્ષ છતાં મારી ઇચ્છા પૂરી ન થાય, તારા જેવી

મોહિની પોતે હાજર છતાં હું મોહમાં પડયો રહું, અને તારા જેવો ગુરૂ છતાં મને ખરી તૃપ્તિ ન થાય ત્યારે હું કોને શરણે જાઉં ? મને બધું મળ્યું. મારો બધો મોહ ટળ્યો, પણ ઓ દેવી ! તારી મધુરતાથી હું ધરાતો નથી, મને તેથી તૃપ્તિ થતી નથી, મારી એ ભૂખ ભાગતી નથી. તારી ગોદમાં બેઠા છતાં, તારી છાયામાં રહ્યા છતાં, તારા ચરણનું શરણ ધર્યા છતાં અને મારૂં હુંપણું ભૂલી જવા છતાં ઓ મીઠડી ! તારી મધુરતાથી હું ધરાતો નથી, તું તો પૂર છુટથી મધુરતા વરસાવે છે તોપણ ગમે તેટલા વરસાદ છતાં ચાતક જેમ તરસ્યું ને તરસ્યુંજ રહે છે, તેમ હું પણ તારી મધુરતાનો તરસ્યો ને તરસ્યોજ રહું છું. જેમ સૂર્યનો પ્રકાશ વધારે તેમ ઘુવડનો અંધાપો વધારે હોય છે, તેમજ જેમ તારી મધુરતામાં રસ વધારે તેમ મારી રસવૃત્તિમાં ભૂખ વધારે થતી જાય છે. અરે મારૂં મન તે કેવું છે ? જેમ કેટલાક હલકી વૃત્તિના ભિખારીને કે શેઠીયાઓને, વારંવાર કાંઇ ને કાંઈ ખાવાની ઇચ્છા થયા કરે છે, તેમ મને વારંવાર નહિ પણ અહો રાત્ર તારી મધુરતા ચાખવાની—અનુભવવાની—સ્તંભિત કરવાની ઇચ્છા થયા કરે છે. અતિ વરસાદથી મોટાં પૂર સહિત વેહેતી લાખો નદીઓના પ્રવાહો મળતાં છતાં, જેણે મર્યાદા મૂકી નથી, એવા સાગરની પેઠે, ગમે તેટલી તારી તરફથી બેમાલુમ મધુરતા મળતાં છતાં પણ જે ધરાતું નથી એવા વિશાળ મનને મારે કેવું સમજવું ? ભુખડી બારસ કે મહાસાગર ?

## માશુકની મધુરતા સર્વને કેમ ચખાડી શકું ?

ઓ માશુક ! તારી જે મધુરતા હું અનુભવી શકું છું, તે બીજાને ચખાડી શકું એવો કોઇ રસ્તો છે ? મારા મિત્રોને એ રસની ચટકી બતાવી દેવાની મારી ફરજ છે, દુનિયાદા-

રીમાં ઘણી જાતના રસ છે, ઘણી જાતની ખુબી છે, વિચિત્ર ખાસીયતોવાળું માનવ મન, બુદ્ધિ શક્તિની મદદથી નવનવી જાતની ખુબીઓ શોધ્યાજ કરે છે, અને તેનો જુદી જુદી રીતે લ્હાવો લીધાજ કરે છે, પણ ઓ માશુક ! તેઓ તારી મધુરતાને પહોંચી શકતા નથી. તું ! તું તો તુંજ છે. તારી મધુરતા એ તો એક અલૌકિકજ વસ્તુ છે. શાસ્ત્રો કહે છે કે સ્વર્ગમાં બહુ બહુ પ્રકારનાં સુખ છે, ઘણી ઘણી જાતની મિષ્ટતા છે, પણ ઓ માશુક ! તારી મધુરતાને છોડી કયો બુભુક્ષુ સ્વર્ગમાં જવાનું પસંદ કરે ? ઓ માશુક ! તારી મધુરતા દિવ્ય છે, કોઇ પણ શબ્દથી કહી શકાય તેવી નથી, કોઇ પણ ભાષામાં સમાય તેવી નથી, કોઇની પણ ઉપમા આપી શકાય તેવી નથી, અને કોઇ પણ રીતે સર્વને પ્રત્યક્ષ થાય તેવી નથી, એવું જ્યારે હું લોકોને કહીશ, ત્યારે તેઓ કેમ માનશે ? વ્યવહારની દૃષ્ટિએ લાગતી ગોટાળા પિંડાળાવાળી એ તારી મધુરતા તેઓને ગળે કેમ ઉતરશે ? મારા બોલવા ઉપર તેઓ શા માટે વિશ્વાસ રાખશે ? અને શંકીલા સ્વભાવવાળાં, માયાની મહા જાળમાં ફસાએલાં, ઇંદ્રિયજન્ય ભોગ્ય પદાર્થો વિના બીજું સુખ નહિ સમજનારાં મનુષ્યોને અનુભવ વિના એ મધુરતાની ખાત્રી શી રીતે થઈ શકશે ? ઓ દેવી ! ઓ મહા માયા ! હું તો લાચાર બન્યો છું. કોઇ પણ રીતે માનવનાં વિચિત્ર મનમાં તારી મધુરતાની મહત્તા ઠસાવી શકું એવી મારી શક્તિ નથી. અને જ્યાં સુધી અમે તારી મધુરતા ન સમજી શકીએ—ન અનુભવી શકીએ ત્યાં સુધી સૃષ્ટિ સ્વર્ગમય કેમ બની શકશે ? ત્યાં સુધી મનુષ્ય દેવતા કેમ થઇ શકશે ? ત્યાં સુધી સૌન્દર્ય કેમ નાચી શકશે ? ત્યાં સુધી હૃદય, બ્રહ્માંડ જેવાં વિશાળ કેમ થઇ શકશે ? ત્યાં

સુધી અમે તું રૂપ કેમ થઇ શકશું ? અને ત્યાં સુધી અમે અખંડાનંદન રૂપ આત્માનું સ્વરૂપ કેમ ઓળખી શકશું ? ઓ માશુક ! તારી મધુરતાના રસથી, તારી ભભકના ખંજરથી, તારી ખુબીના અંજનથી, અને તારી નહિ સમજાતી વશીકરણ શક્તિથી જગત વશ થઇ શકશે, મારા બકબકારાથી કંઇ થઇ શકવાનું નથી. માટે ઓ માશુક ! તારી જે મધુરતા મને મળે છે તે જગતને મળે એવું કાંઇક કર. તારી ખુબી બતાવવી એ અમારૂં નહિ પણ તારૂજ કામ છે, તે ખુબી સમજવી એ અમારૂં કામ છે, પણ અફસોસ કે અમે કર્ત્તવ્યભ્રષ્ટ થએલા છીએ. જેનો તારી સાથે સંબંધ છે એવી હૃદયની પારમાર્થિક કોમળ લાગણીઓને ખીલવવામાં અમો પછાત પડયા છીએ, અને મસ્તકની જુસ્સાવાળી, સ્વાર્થવૃત્તિની લાગણીઓને ખીલવવા માટે અમો મંડેલા છીએ. એ લાગણીઓ જેટલી ખીલે છે તેટલા પ્રમાણમાં અમે તારાથી દૂર થતા જઇએ છીએ. અરે તું તો જેવી ને તેવીજ ખુબીમાં સર્વદા ખડી ને ખડીજ છે, પણ અમારી આંખમાં વિષમપણાનાં એવાં અંજન અંજાઇ ગયાં છે, અમારા મનમાં અનિશ્ચિતતાનો એવો પવન ફુંકે છે, અમારી બુદ્ધિમાં સ્વાર્થની એવી જાળ ગુંથાઈ ગએલી છે, અને અમો જેનું અનુકરણ કરીએ છીએ તેની ભભકનું એવું જાદુઇ આકર્ષણ અમોને લાગેલું છે કે તને ઓળખવી —તારૂં સ્વરૂપ સમજવું—તને મળવું એ તો રહ્યું, પણ અમે કયાં ઢસડાઈ જઇએ છીએ ? કયાં અટકશું અને અમારૂં શું થશે, તે પણ અમે જાણતા નથી; શિવ, શિવ, શિવ !

પ્રેમ ! ઓ પ્રેમ ! જગત તારે માટે વળખાં મારે છે, ને તોપણ જગતની હાલત તો આવી ને આવીજ છે.

# મારી પાસેથી તું જઇશ પણ મારા હૃદયમાંથી તો કાંઇ જવાની નથી?

જા, ભલે તું જા. તારી ઇચ્છા એવીજ છે તો તું જા, તું મારી પાસેથી જઇશ પણ મારા હૃદયમાંથી તો કાંઈ જવાની નથી, ત્યારે શું ફિકર છે? ભલે જા. હાફીઝે પોતાની માશુકને વળાવતી વખતે કહ્યું હતું કે વફાદારી તારો સાથી થજો ને અમારો તો અહીં પરમેશ્વર છે. હું પણ એ વિના બીજું તને શું કહું? ભગવાન રામચંદ્ર વનવાસ પધાર્યા ત્યારે વાત્સલ્ય પ્રેમવાળા વૃદ્ધ અંધ દશરથે કહ્યું હતું કે "તમે બધાં કહો છો કે રામ વનવાસ ગયા પણ મારા હૃદયમાંથી તો કયાંય ગયા નથી. હું તો તેમને હમેશની માફકજ જોઉં છુ." રામના વિયોગથી ઝુરી ઝુરીને દશરથે પ્રાણ ત્યાગ કર્યો પણ રામ તેના હૃદયમાંથી કયાં ગયા હતા? આહાઃ પ્રેમની વાતો વિલક્ષણજ છે. તેનું રહસ્ય જ્યાં જુઓ ત્યાં એવું ને એવુંજ છે. આહાઃ વિયોગી પ્રેમીઓના ઉદ્ગાર કાંઇ ઓરજ હોય છે, ને તેમાં પણ આફત વખતે તો તેનું બળ અદ્ભૂતજ હોય છે. સતી દ્રૌપદીને રાજા દુર્યોધને લાડથી પોતાના ખોળામાં બેસવા કહ્યું ત્યારે ઉગ્ર કોપથી દેવી દ્રૌપદીએ કહ્યું હતું કે ત્યાં તો ભીમની ગદા બેસશે. ધન્ય છે દ્રૌપદી, તમને ધન્ય છે. દુર્યોધન જેવા મહાસમર્થ દુષ્ટ રાજાની સન્મુખ બીલકુલ બચાવ વગરની હાલતમાં આવા શબ્દો બોલવા એ પ્રેમ વિના કેમ થઇ શકે? ઓ પ્રેમ! પ્રેમ! તારા વિના આવા શબ્દો દ્રૌપદીના મુખમાં કોણ મૂકત? દ્રૌપદીને અમર કોણ કરત? દંડકારણ્યમાં શૂદ્ર તપસ્વીને મારવા ખડ્ગ ઉચકતાં પોતાનો હાથ અચકાતો જોઇને રામ કહે છે, "ગર્ભવતી કોમળ સીતા-

ને વિના કારણ વનમાં મોકલતાં દયા ન આવી, એવા નિર્દય રામના હાથમાં દયા કયાંથી ? અરેરે તે બિચારીનું શું થતું હશે ?" આ ઉદ્‌ગાર રામના મુખમાં કયાંથી આવ્યા ? પ્રેમથી પ્રેમથી, પ્રેમથીજ. આર્યાવર્તમાં રામની પૂજા થાય છે, જગતમાં રામનું ચરિત્ર ઉત્તમમાં ઉત્તમ નમુના તરીકે મનાય છે તેનું કારણ શું ? કહો કે પ્રેમ, પ્રેમજ.

## પ્રેમનું બળ.

"અશકય" શબ્દ ભાષાના કોષમાં છે, પણ પ્રેમના કોષમાં નથી, પ્રેમ તો નવીનતા–અદ્‌ભૂતતાજ ખડી કરે છે. આપણે પ્રેમી નથી, આપણે પ્રેમને સમજતા નથી એટલે આપણે પ્રેમની શક્તિનું માપ કેમ કરી શકીએ ? જે બનવું સંભવિત છે, ને બનેલું છે તે માનવાને પણ અમારી બુદ્ધિ ના પાડે છે ત્યારે એ બનાવવાની શક્તિ તો અમારામાં હોયજ કયાંથી ? સતી સુલોચનાના પ્રેમથી મૃત ઇંદ્રજીતના કપાએલા હાથે કેટલીક હકીકત લખી આપી હતી. પ્રેમની પરીક્ષા માટેની મશ્કરીથી મુએલી કવિ જયદેવની સ્ત્રી પદ્માવતી પ્રિતમના અગાધ પ્રેમથી સજીવન થઇ હતી, દેવી દમયંતીને ધારી રાખેલા પતિ ઉપરના પ્રેમને લીધે દેવો તરફથી વરદાન મળ્યાં હતાં અને મહા સતી સાવિત્રીના પ્રેમથી પિતૃભક્ત નિર્દોષ સત્યવાનને પિતાનું ગએલું રાજ્ય અને પોતાનું ગએલું આયુષ્ય પાછું મળ્યું હતું. એ બધો કોનો પ્રભાવ ? મારો તમારો નહિજ હો, એ બધો પ્રેમનોજ પ્રભાવ ઉપલાં દૃષ્ટાંતો તમે માનો કે ન માનો એ તમારી મનસુફી ઉપર છે, પણ હું એટલું તો કહીશ કે, પ્રેમનું રહસ્ય સમજનારા પોતાના અનુભવની સાક્ષી આપે છે–એકરાર કરે છે કે પ્રેમની પાસે અશકય કાંઇજ નથી, અને માનવ જાતની કલ્પ-

નામાં પણ ન આવી શકે એવા બનાવો બનવા એ પણ પ્રેમની આગળ કાંઈ બીસાતમાં નથી. ઓ માશુક! ભલે તું જા. તું જઇશ પણ તારૂં હૃદય ક્યાં જવાનું છે?

## પ્રેમી પોતાના પ્રેમ પાત્રને જવાની રજા ક્યારે આપે?

જેનાં જેનાં પ્રેમ પાત્રો ગયાં છે તેણે તો દુનિયામાં કાંઇક વિશેષતા–ઉંચતા કરી બતાવેલ છે. કોઇ પણ પ્રેમી પોતાનું પ્રેમ-પાત્ર જાય એમ ફક્ત એકજ પ્રસંગ શિવાય ઇચ્છતું નથી, અને તે પ્રસંગ પોતાના પાત્રની ઉંચતા જાળવવી એજ હોય છે. પોતાના પાત્રની ઉંચતા જાળવવા શિવાય બીજાં ગમે તેવી જાતનાં પારાવાર નુકશાન છતાં પણ કોઇ પણ ખરૂં પ્રેમી પોતાનું પ્રેમપાત્ર જતું સાંખી રહેતું નથી. દ્રૌપદી પાંડવોની મહત્તા સાચવવા માટેજ કૌરવોની સભામાં ગઇ હતી, સીતા રામની મહત્તા જાળવવા માટેજ પૃથ્વીપતિ પિતાને ઘેર નહિ જતાં ગર્ભાવસ્થામાં અરણ્યમાં રહી હતી, સંયુક્તાએ પતિનું વીરત્વ સાચવવા માટેજ પૃથુરાજને સ્વહસ્તે શસ્ત્રો સજાવ્યાં હતાં, વીરબાલક પૂતને તેની વીરમાતા તથા બહેને બાજુમાં રહીને છેડાએલા દુશ્મનો વચ્ચે લડતાં શિખવ્યું હતું, અને મેવાડની અધિષ્ટાત્રીને પોતાની નજર આગળ પોતાના પુત્રનો ભોગ આપી, વિશેષતાથી લડી બંને આર્યકીર્તિઓ રણક્ષેત્રમાં સ્વર્ગવાસી થઇ હતી. મનુષ્યો પોતાની સંતતિનું વ્યવહારિક સુખજ ઇચ્છે છે, પણ ક્ષત્રીય કુલભૂષણ સૂર્યવંશી મહારાણા બહાદુર પ્રતાપસિંહ ક્ષત્રિયવટ ઉપરના પ્રેમને લીધે–મેવાડની ઉજ્વળતાને ઝાંખ ન લાગવા દેવા માટે એમ ઇચ્છતા નહોતા. અંતકાળ સમય તેમનો જીવ જતો નહોતો શા માટે? સામંતોના પૂછવાથી મહારાણા પ્રતાપસિંહે જણાવ્યું કે: "મ્હારો પુત્ર અમરસિંહ દુઃખ સહન

કરે તેવો નથી તે મોજશોખમાં પડી જશે. અને મેવાડનું શું થશે? એ ફિકરથી મ્હારો જીવ જતો નથી." અમરસિંહે પિતાની પ્રતિજ્ઞા પાળવાનું પાણી મૂકયું ત્યારે પ્રતાપસિંહનો જીવ ગયો. ધન્ય પ્રતાપસિંહ ધન્ય, તમે મૂવેલા નહિ પણ જીવતાજ છો. પોતાના પુત્રને રાજ્ય છત્રમાંથી કહાડી દુશ્મનોની ગોળીઓના વરસાદ વચ્ચે મોકલે એવા બાપો આજે કયાં છે? આહાઃ પ્રેમ તે શું શું કરે છે? પ્રેમ! તારી રમત તે કેવી? તું ખાંડાની ધાર જેવો ગણાય છે એ ખોટું નથી. જેવો તું મહાન ને અદ્ભૂત છે તેવીજ તારી રમતો પણ ભયંકર તથા સુખીઆરી છે. આહાઃ શું વિચિત્રતા! જેટલી ભયંકર તેટલીજ ખુબીદાર! જેટલી અદ્ભૂત તેટલીજ સખ્ત! જેટલી ઉંચી તેટલીજ નીચી! પ્રેમ! ભલે તું ઉત્તમતાનો નમુનો છે, ભલે તું સુખનો મહાસાગર છે, ભલે તું બ્રહ્માંડનો આધાર છે, અને ભલે તું મોક્ષની ચાવી છે તોપણ ઘણા પ્રસંગોમાં તું દુઃખમય તો છેજ. જો કે એ દુઃખમાં પણ સુખ છે, એ દુઃખમાં પણ રહસ્ય છે, એ દુઃખમાં પણ વિશ્રાંતિ છે, ને એ દુઃખમાં પણ તત્ત્વ છે, તોપણ તું દુઃખમય તો છેજ. સમુદ્ર મહાન છે પણ તે ખારો તો ખરોજ, ચંદ્ર શીતળ છે પણ તે કલંકિત તો ખરોજ, સૂર્ય જગતનો આધાર છે પણ તે ઉષ્ણ તો ખરોજ, ઔષધિમાં પોષણશક્તિ છે પણ એ પોષણ શક્તિમાં ઝેર તો ખરૂંજ; અને અગ્નિ પવિત્ર છે પણ તે સર્વભક્ષી તો ખરોજ. તેમજ પ્રેમ સુખમયજ છે પણ તેમાં વ્યવહારિક દૃષ્ટિએ દુઃખ તો છેજ.

## પ્રેમની રમતો.

તારી રમતો ભયંકર છે, અને તો પણ તે રમનારા પોતાને મહા ભાગ્યશાળી સમજે છે. તારી રમતના ઝપાટામાં જે કાચો

પોચો આવી જાય તેના પાછા કકડા ભુકલા મેળવવા બહુ મુશ્કેલ થઇ પડે છે. તું કોઇને જીવતાં બાળી મૂકાવે છે, કોઇને આપઘાત કરાવે છે, કોઇને સંન્યાસી બનાવે છે, કોઇનો જીવ જવા દેતો નથી, કોઇને સજીવન કરે છે, કોઇને દીવાના બનાવે છે, કોઇને રાજ્ય અપાવે છે, કોઇને જીવતાં નરક દેખાડે છે, અને કોઇને મોક્ષ આપે છે, એ બધી તારી રમતો છે. જાણે તેમાં કાંઈ દમ ન હોય, તેમ નિર્દોષપણે તું રમે છે. તું તો નિર્દોષ છે, તારી રમતમાં તો રહસ્ય છે, પણ જે કોઈ મલિન કે સ્વાર્થી વૃત્તિવાળા એ રમતના ઝપાટામાં આવી જાય તેઓનું તો સત્યાનાશજ નીકળી જાય છે. જેમ તું હુંપણું અને દ્વેષ-બુદ્ધિથી રહિત છે તેમજ અભેદ બુદ્ધિથી જેઓ તારી રમતમાં ભાગ લે છે તેઓ તો યશસ્વી થઇ તરી જાય છે; પણ ધારણ કીધેલા પ્રેમના વેષવાળાનું તો નખોદજ નીકળી જાય છે. તે તો બાપડા દુનિયાં ત્યાગીજ જાય છે, તેનો તો ક્યાંય પત્તોજ લાગતો નથી, આહાઃ પ્રેમ જાતે તો પવિત્ર છેજ, પણ તે તો જગતને પવિત્ર જોવા ઇચ્છે છે, પવિત્ર જોવા ઇચ્છે છે એટલુંજ નહિ પણ પવિત્ર રહેવા ફરજ પાડે છે, અને તેની આજ્ઞામાંથી જે છટકે તેને મનુષ્ય જાત જે શિક્ષા કરી શકે, તે કરતાં વધારે શિક્ષા ભોગવવી પડે છે, એ આપણા યુવાન બંધુઓએ યાદ રાખવું જોઇએ.

## માશુકને રજા આપવી.

અરે હું ક્યાં પહોંચ્યો ? મ્હારે તો માશુકને રજા આપવી છે, તેનો વિચાર કરતે કરતે અહિં ક્યાં પહોંચ્યો ? જા, બાપુડી ! જા. જા કહેતાં જીભ કપાવી જોઇએ, પણ ના કહે-વાની તાકાત મ્હારામાં ક્યાં છે ? તને હું ના પાડું ? અરે

ઈશ્વર ! એ કેમ બને ? તારી ઇચ્છાને માન આપવું, તારા મનોરથ પૂરા કરવા એજ મારૂં સુખ છે. તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીને હું રાજી થાઉં ? શિવ ! શિવ ! શિવ ! તારી ઇચ્છાને અનુસરવું એજ મ્હારૂં કર્ત્તવ્ય છે. તારા મનમાં વિચાર ઉદ્ભવતાં તેનો ધકકો મ્હારા મનને લાગવો જોઇએ, તારા વિચારો પકવ થતાં પેહેલાં મ્હારી લાગણીઓ તે અમલમાં લાવવા તીવ્ર થવી જોઇએ, તારા વિચારો બહાર પડતાં તેને અનુમોદન—અભિનંદન આપવા મ્હારૂં હૃદય તલપી રહેવું જોઇએ, અને ઓ વ્હાલુડી ! તારા વિચારનો અમલ કરવા માટે મારે મારૂં મનુષ્યપણું ભૂલી જવું જોઇએ. એટલે આ કેમ થાય ? અથવા તે બની શકશે કે નહિ ? એવી માનવ નિર્બળતા કે શંકાશીલપણું તજી દેવું જોઇએ, અને હું અજરામર છું—તારી અમી દૃષ્ટિથી સર્વ શક્તિમાન છું, એવોજ ભાવ મારા હૃદયમાં ખીલી રહેવો જોઇએ. હું ક્ષુદ્ર માનવી છું એ ભૂલી જવું જોઇએ. જ્યારે આમ થાય ત્યારેજ આપણો પ્રેમ સાર્થક થએલો ગણાય. તું જીગરની આજીજીથી, દ્રવિત થતા હૃદયથી, ઉંડાણમાંથી ખરતાં જુદી જુદી જાતની ભેળમ ભેળ થએલી લાગણીઓનાં અશ્રુથી, ધડકતા હૃદયથી, લોકોએ નહિ જોએલ દીનતાભર્યા વદનથી, અનુભવેલા પ્યારના સુખની યાદી આપતે આપતે પોતાને કૃતકૃત્ય સમજતી ભગવતી રજા માગે અને હું ના પાડું ? અરે ઈશ્વર ! જો હું ના પાડું તો તેની ઉત્તમતાને મારી અધમતાનું અંતર કયાં રહે ? માશુકની માગણી કદાચિત્ ગેરવાજબી હોય તો ? એવો ખ્યાલ બંધુઓ ! સ્વપ્નામાં પણ કરશો નહિ. જેના હૃદયમાં પવિત્ર પ્રેમ ભરેલો છે તે તો તમારૂં શ્રેયજ—મહત્તાજ ઇચ્છે છે, તેનાથી કદી પણ અયોગ્ય માગણી થઇ શકવાની નથીજ, એટલુંજ નહિ પણ એવી

માગણીનો ખ્યાલ પણ તેને આવી શકશેજ નહિ. તમારા અમંગળની શંકાથીજ તે ધ્રુજી જશે. પોતાના મનમાં નજીવો અયોગ્ય ખ્યાલ આવતાં પણ તે કમકમશે. એવી સ્હેજ અધુરી અધુરી કલ્પના ઉઠતાં પણ તેને બહુ મુદ્દત સુધી હૃદયમાં નરકની યાતના ભોગવવી પડશે. અરે જેના હૃદયમાં પવિત્ર પ્રેમ છે તેના મનમાં કોઇ પણ પ્રકારનો હલકો ખ્યાલ આવી શકે? કદી નહિ. તે તો પોતાના સુખમાંજ મસ્ત હોય છે, તે તો પોતાના પ્રીતમમાંજ લુબ્ધ હોય છે, તે તો ઉચ્ચતર જીંદગી ભોગવવાનેજ અભિલાષી હોય છે, તે તો ઉત્તમ ચરિત્રનાજ ઉપાસક હોય છે, અને તે તો અન્યોઅન્યની લાગણી સમજી એક બીજાને સુખ આપવાના ઉપાય પાછળજ મંડેલા હોય છે. જગત ક્યાં પડેલું છે તેની દરકાર તેઓને થોડીજ હોય છે. જે આવાં ભાન ભૂલેલાં, પ્રેમાનંદને વહાણે ચડેલાં, જગતને રામ રામ કરેલાં મસ્ત હોય છે, તેઓના ખ્યાલમાં અયોગ્ય વિચાર આવવાનો અવકાશજ ક્યાં છે? જેઓના મનમાં અયોગ્ય ખ્યાલને જગ્યા મળે તે ખરાં પ્રેમી નથી. જેને પોતાના પ્રેમપાત્રના આચારવિચારમાં ઠીકઠાક ન લાગે તેઓ બંને પ્રેમનાં યોગ્ય પાત્રો નથી. જો આમ હોય, જો એમ હોય તો આમ થાય, પણ, ફક્ત, કે, જરા, અશક્ય, એટલું, થઇ રહેશે, એવા શબ્દો કે જેનો અર્થ ઉડાવનારો, અર્ધો "હા" "ના" બતાવનારો, ઢીલમાં રાખનારો, હોતી હે ચલ્લતી હે બનાવનારો, સંજોગને આધારે રહેનારો, કાંઇક નમાલો, કાંઇક ભવિષ્ય ઉપર રહેનારો, તમારા કામની અમને દરકાર નથી એવું જરાક દેખાડનારો, અને નહિ બનશે એવું સમજાવનારો થાય છે, તે પ્રેમના કોષમાં નથી. પોતાના પ્રેમ પાત્રનેજ આવી જાતના જવાબ આપે તે પ્રેમી કહેવાય? જેના મનમાં અયોગ્ય ખ્યાલ આવે તેને આવા શબ્દો

વાપર્યાં વિના કેમ ચાલશે? આવા અધુરા માર્મિક શબ્દો વાપરનારને હું પ્રેમી સમજતો નથી, અને હું પોતે માશુકને જવાની ચોખ્ખી ના પાડું તો પછી હું કેવા પ્રકારનો પ્રેમી? જા, રસ ઘેલુડી જા, તું જઇશ એટલે પછી તારૂં સ્મરણ કરતાં કરતાં, હું પ્રેમ ઘેલુડી રાધાનાં વચનો યાદ કર્યા કરીશ. કૃષ્ણ બળ કરીને ચાલી નિકળ્યા ત્યારે રાધાજી કહે છે; "એમ હાથમાંથી હાથ છોડાવીને ચાલ્યા જાઓ તેમાં તમારૂં શું પરાક્રમ? જો મારા હૃદયમાંથી ખસી જાઓ તો હું જાણું કે તમે ખરા બળવાન." દેવી રાધા! રાધા! ધન્ય છે તને, તારાં એ વચને તો મારી ઉપર બહુ બહુ ઉપકાર કર્યા છે. અરે! તારાં એ વચને તો જગતમાં એક જાતની મધુરતા ફેલાવેલી છે.

## ભલે તું જા.

ઓ મીઠડી! ભલે તું જા, પણ મારા હૃદયમાં અમર રૂપે ખડી છે તે ક્યાં જવાની છે? તું જઇશ પણ આંખોમાં કોઇ પણ પ્રકારે ભૂંસી નહિ શકાય એવું તારૂં પ્રતિબિંબ પડેલું છે તે ક્યાં જશે? તું જઈશ પણ તારે માટેના મીઠડા વિચાર, જે મારા મગજમાં ઉંડી જડ ઘાલી બેઠેલા છે, અને જે તારા જવાથી વિયોગ રૂપી જળ મળવાથી પ્રફુલ્લિત થઈ ફેલાતા જશે તે ક્યાં જવાના છે? તું જઇશ પણ પેલા દિવસો, હા, તે રંગીલા દિવસો, સ્વર્ગીય કલાકો, જીંદગીની સાર્થકતાની પળો ક્યાં જવાની છે? આપણે તે ભુલકાંને રમાડતા હતા, હા, [1]કુમળાં બાળકના ગાલના સ્પર્શથી જાણે સુંવાળા થયા હોયની, કુદરતી લાવણ્યતાથી રંગેલા છતાં તાંબુલથી વિશેષ લાલાશ આવી હોયની, જાણે હજુ તેને વિશેષ શોભાયમાન કરવા પ્રિ-

૧ "આર્ય વિધવા" પ્રથમ ભાગમાંથી.

યની જીભ પાલીશ કરતી હોયની, મિષ્ટાન્નની મીઠાશ જાણે તેમાં ચોંટી ગઇ હોયની, મુખમાંથી નીકળતા કાલા કાલા વ્હાલા વ્હાલા મીઠા મીઠા શબ્દોની મીઠાશ જાણે ત્યાં અટકી ગઇ હોયની, એવા લલિત અધરથી મદોન્મત્ત હર્ષ-પ્રેમ ઘેલી લાડથી હિંડોળાપર બેસી નખરાં કરતે, પ્યારાં કોમળ બાળકને સ્તનપાન કરાવતે આહ્લાદથી મુખપર હાથ ફેરવી ચુંબન કરી હસિત ચહેરે સ્મિત હાસ્ય જોઇ કૃતાર્થતા માનતી હતી, એ ખુશનુમા દેખાવ તારૂં ધ્યાન નહિ એવી રીતે જરા-છુપાઇને હું જોતો હતો અને આનંદથી મલકાતો હતો, એટલામાં મારી તરફ તારી નજર પડતાં તું જરા શરમાઈ ગઈ હતી, અને મ્હોડું મલકાઇ ગયું હતું, પછી હિંડોળા પરથી ઉઠી આપણા રત્નનાં ભવિષ્યનાં શુભ ચિન્હની ફરિયાદ કરતે કરતે હસતા બાળકને મારા ખોળામાં મૂકયું હતું, એ યાદ છે કે? ભલે તું જા, પણ એ બધું કયાં જવાનું છે? એવી એવી મીઠી યાદ ઉપર કાંઇ કાંઇ તરંગોમાં કાંઇ કાંઇ વિચિત્ર ગણત્રી કરતો, વખતે વખતે અધીરો પડતો, જરા જરા દીલાસો લેતો, અને કાંઇ કાંઈ સંદેશા ગોઠવતો ગોઠવતો, અરધી ઉદાસીમાં, અરધા આનંદમાં ઓ વ્હાલુડી! તારૂં સ્મરણ કરતે કરતે દિવસો કહાડીશ.

## તું જઇશ એટલે પછી હું શું કરીશ?

માશુક! તું જઇશ એટલે પછી હું શું કરીશ? શું કરીશ એ પ્રશ્ન મ્હારે શા માટે પૂછવો જોઇએ? તું જઇશ એટલે તો મારી કામગીરી વધશે, મારી ફરજ વધશે. જયાં સુધી તારી સમીપમાં છું, તારી છાયામાં છું, તારી હજુરમાં છું ત્યાં સુધી તો જાણે કોઇ ઉત્તમ જાતના નિશાની લહરીમાં મસ્ત થએલો હોઉં તેવો મસ્ત છું; પણ અરે! જ્યારે તું જઇશ

ત્યારે મારા શું હાલ થશે? ત્યારે હું અરધો સ્મૃતિ વિનાનો, અરધો ઠેકાણા વિનાનો, અરધો દીવાનો થઇશ. ત્યારે હું તારો વિચાર કરતો કરતો, કાંઇ ગણગણતો, વખતે મલકાઇ જતો, બહુ ભાગે ખેદિત રહેતો, દુનિયાને પીડા સમાન માનતો, વ્યવહારથી કંટાળતો, મિત્રોથી દૂર રહેતો, ફરજીયાતપણે ભૂલ ભરી રીતે ફરજ બજાવતો, કાંઇ કાંઇ આશાની લ્હેરમાં તણાતો, જ્યાં ત્યાં અર્થ વિનાનો અથડાતો, અને મંદ થએલી લાગણીઓવાળો તારા ધ્યાનમાં ને ધ્યાનમાં, બેધ્યાનપણે ધાન્યની દરકાર વિના તારૂં નામ લેતો લેતો આમ તેમ ભટકતો ફરીશ. વ્હાલુડી! તારૂં નામ મનમાં મનમાં સ્મરીનેજ અટકીશ નહિ પણ કોઇને ફાયદો ન થાય તો પણ મને શાંતિ મળે—આનંદ થાય એવી તારા નામ સાથે રમત રમ્યા કરીશ, તારા નામનો વિનોદ બનાવી તેમાંના અક્ષરો ઉલટ પુલટ કરી તેમાં અધિક અધિક ચમત્કૃતિ જોઇ એકલો એકલો હરખાયા કરીશ. અંતરના ઉભરાથી કાંઈ ખાસ ગોઠવણ વિના એની મેળે મેળે રચાતી જતી તાલ પ્રાસ વિનાની, ભાગી તુટી કવિતા એકાંતમાં જાણે દિશાઓને સંભળાવતો હોય તેમ ઘેલુડાની પેઠે ગાતો ફરીશ. જેમ એક રાજકુમારને, "એ ગઇ, એ ગઇ, એ ગઇ", એવીજ રીતે બોલવાનું ઘેલાપણું લાગ્યું હતું, તેમ મને ભલે તું જા, તું જઇશ પણ તારૂં હૃદય ક્યાં જવાનું છે? એ વચનનું ઘેલાપણુંજ લાગેલું છે. જેમ [૧]હૃદયવિકાસમાં આવતો પ્રેમીલો ગોપાળ ગાંડો "આદર તરંગ વહે છે રૂપના સાગરમાં" એ પોતાની પ્રિયાનું માનીતું ગીત ગાયા કરતો હતો તેમ હું પણ સંબંધ વગરની ઢંગધડા વગરની મારી માનીતી કવિતા ગાયા કરીશ.

---

૧ નારાયણ હેમચંદ્ર કૃત.

પ્રવાહ વહે છે માશુકનો મુજ મનમાંરે,
તણાઉં છું જલાવું છું હૃદય માશુકમાંરે.
કરી દરદી ને રદ જીંદગી,
કરૂં તોએ નીત બંદગી;
મીઠડી માશુકની માશુકની,
અહો ધન્ય ધન્ય અહો ધન્ય ધન્ય.
અહો ધન્ય ધન્યરે માશુકને,
અહો ધન્ય ધન્યરે માશુકને;
અહો ધન્ય ધન્યરે જીંદગીને,
સદા થાજો એવી રીતે.
માશુકથી જીંદગી રદરે,
અહો ધન્ય ધન્યરે માશુકને.

## આંધળો દળે કાં ગાય.

માશુક વિયોગે બીજું હું શું કરૂં? આપણામાં કહેવત છે કે આંધળો દળે કાં ગાય, બીજું શું કરે? હું પ્રેમાંધને પણ બીજું શું સૂઝે? માશુકમાં તન્મય થવા—માશુકમય થવા મારા હુંપણાને દળવું અને તે બુલબુલનાં ગાન ગાવાં એ વિના બીજું મને જીંદગી રદ કરેલાને શું આવડે? પ્રેમ મહિમ્નનાં—માશુકની બલિહારીનાં ગાન ગાવાં એ તો મહા ભાગ્યની વાત છે. પણ અફસોસ કે તે સાંભળનારાં લતા, પતા, દિશાઓ, ને આકાશી સત્વોજ હોય છે. પ્રેમ માટે ફકિરી લીધેલા સરસ્વતીચંદ્ર માટે પોતાનાજ પડછાયાથી ડરનારી કુમુદ કહે છે કેઃ—

* ઉભરા કહાડે વનેચરના કાનમાં,
લખે પ્રેમની કવિતા ઝાડપાનમાં,

* "સરસ્વતીચંદ્ર" માંથી.

વળી કહે છે કેઃ—

લખશે આંગળિયે નીરના પ્રવાહમાં,
મ્હારા નામના અક્ષર ને વિચારમાં.

## આશકના સંદેશા.

સરસ્વતીચંદ્ર નદીના પ્રવાહમાં લખતા હતા. તેમ ઘણાઓ દેવળોની ભીંતમાં, સમુદ્રની રેતીમાં, પોતાના અવયવોમાં, આકાશના તારાઓમાં, વાદળાંઓના રંગ અને આકારમાં, વહેતા પવનની દીસતી સુસવાટીમાં, પાણીમાં આવતી લ્હેરોમાં, ફળના ઝુમખાઓમાં, ઝાડની આડી ઉભી ડાળીઓમાં, મેઘના બુંદમાં, દૂરથી દીસતા પર્વતના પથ્થરમાં, ઉગતી લીલોત્રીમાં, ખેડાતા ખેતરના ઢગીયામાં, અનાજના કણુમાં, નદીની કાંકરીમાં, ટાંચણી ખોસવાના દડામાં, પાણીના રેલામાં, સૂર્યના વ.યામાં, પક્ષીઓના ઉડતા ટોળામાં, વસ્ત્રના તતુમાં, અને ટુંકામાં જગતની કોઇ પણ વસ્તુમાં ખરા પ્રેમીઓ પથ્થરથી, કોલસાથી, ધૂળથી, લાકડીથી, આંગળીથી, જળથી, હથીઆરથી, વિચારથી, કલ્પનાથી, કે હૃદયગત ભાવથી, કોઇ પણ રીને લખી શકે છે. લખી શકે છે એમજ નહિ, પણ લખીનેજ મસ્ત રહે છે. એ લખવામાં આપણુને નહિ સમજાય તેવી ખુબી છે. પ્રેમીઓ પોતાની માશુક માટે લખવા કાંઇ કાગળ, કલમ ને સાહી માટે ખોટી થતા નથી, વિશ્વંભર નામ ધરાવનાર પ્રભુ તેમને ન હોય ત્યાંથી, ગમે તે રસ્તે, કોઇ પણ જાતનાં સાધન પૂરાં પાડે છે. તેમની ઉછળતી તીક્ષ્ણ લાગણી જલદીથી તે સમજી જાય છે, અને તેમની વિશાળ થએલી બુદ્ધિ ઝટ તે ગ્રહણ કરી લે છે.

હવે તો દિવસ મોટા થઈ પડશે માટે સંદેશા ગોઠવવા સારૂ પ્રેમીઓના સંદેશાનો વિચાર કરવા લાગ્યો, એટલામાં ફળીયામાંથી સંભળાયું કેઃ—

"ઓધવજી સંદેશો કે'જો શ્યામને."

ગોપી ઓધવજી સાથે સંદેશો કહેવરાવતી હતી, રામે હનુમાન સાથે સંદેશો મોકલ્યો હતો, ઓખાએ અનિરૂદ્ધપર ચિત્રલહીયા સાથે સંદેશો મોકલ્યો હતો, રૂક્મણીએ કૃષ્ણપર બ્રાહ્મણ સાથે પત્ર મોકલ્યો હતો, દમયંતીએ નળપર હંસ સાથે સંદેશો મોકલ્યો હતો, કેટલાક રાજકુમારોએ રાજકુંવરીઓની ફૂલની ચોળીમાં માળણોને મળી પત્રિકાઓ મોકલી હતી, કેટલાકોએ પોપટ સાથે પોતાની પ્યારીઓની ચિઠ્ઠીઓ મોકલી હતી, શકુન્તલાનો સંદેશો લઇને કણ્વ ઋષિના શિષ્યો ગયા હતા, પોતાના પતિ ધુમલીના રાણા જેઠવા પર સંદેશો લઇને ચારણી પોતે ગઇ હતી અને કાદમ્બરી પોતાના પ્રિય ઉપરના સંદેશા માટે કહેતી કે, [1]" હું જાણું છું કે તું મ્હારા ઉપર ઘણીજ પ્રીતિ રાખે છે, પણ કોમલ શિરીષ પુષ્પ જેવી મૃદુ પ્રકૃતિવાળી અબળાઓમાં ને તેમાં વળી વિશેષે કરીને બાલક કુમારિકાઓમાં એટલું બધું પ્રાગલ્ભ્ય કયાંથી હોય (કે સંદેશો મોકલે)? એ તો ખરી સાહસકારિણી હોય તેજ પોતે સંદેશો મોકલી શકે અથવા જઇ શકે, હું તો બાળક છું અને આવું સાહસ કરીને સંદેશો મોકલતાં શરમાઉં છું; પણ મ્હારે સંદેશોએ શો કહાવવાનો છે? જો એમ કહું કે તમે મને બહુ વ્હાલા છો તો એ પુનરુક્તિ થાય;[2] તમને હું વ્હાલી છું? એ તો જડ-પ્રશ્ન કહેવાય;[3] તમારા ઉપર મ્હારો પ્રેમ અતિ-

૧ કાદમ્બરીમાંથી.

૨ કારણકે એ કાંઈ શબ્દથી જણાવવાની જરૂર નથી પણ ચેષ્ટાદિકથી એની મેળેજ જણાવું જોઇએ.

૩ કારણકે હું વ્હાલી છું કે નહિ એતો વગર પૂછે મ્હારી મેળેજ મ્હારે વર્તી જવું જોઇએ.

શય છે એ તો વેશ્યાનું બોલવું કહેવાય; તમારા વિના હું જીવી શકતી નથી એ તો અનુભવવિરૂદ્ધ થાય; અનંગ મને બહુ પીડે છે એ તો પોતાનોજ દોષ કહાડયો કહેવાય; મદને મને તમને અર્પણ કરી છે એમ કહેવું એ પાસે જવાનો ઉપાય ગણાય; મેં તમને જોરથી પકડી રાખ્યા છે એ કુલટાનું પ્રાગલ્ભ્ય કહેવાય; તમારે અવશ્ય અહીં આવવું એ સૌભાગ્યનો ગર્વ ધરાવ્યો કહેવાય;[1] હું પોતેજ તમારી પાસે આવું છું—એમ કહેવું એ સ્રીચાપલ્ય કહેવાય. આ દાસી અનન્ય—રક્ત છે. એ સ્વભક્તિ દર્શાવવાની લઘુતા ગણાય, પ્રત્યાખ્યાનની શંકાથી હું સંદેશો મોકલતી નથી, એમ કહેવું એ તો સૂતાને જગાડવું કહેવાય.[2] અનુજીવિ જનના દુઃખને ન ગણું એવી દારૂણ થઇ જાઉં એ તો અતિ પ્રણય કહેવાય; ને મરણથી તમે મ્હારી પ્રીતિ જાણશો એમ કહેવું એ તો અસંભવિતજ છે.[3]

આહાઃ કાદમ્બરી ! તારી સાથે મારી સરખામણી ક્યાં થઇ શકે ? ભલે તારો ચંદ્રાપીડ પ્રેમીલો હતો પણ તે બંધનમાં

૧. કેમકે એથી એવો અર્થ નીકળે કે હું મ્હારા સૌભાગ્યનો ગર્વ ધરાવું છું. મ્હારૂં તમારાપર ચલણ છે.

૨. તમને પહેલેથી પ્રત્યાખ્યાન કરવાનો પ્રણય—ભંગ કરવાનો—વિચારજ ન હોય પણ જો હું આવું કહાવું તો શંકા ઉત્પન્ન થાય કે તે કરવું કે નહિ; માટે જે વાત તમને સાંભરતી ન હોય તે મ્હારે હાથે કરીને સંભારવી એવું થાય.

૩. આ વાક્યો એવાં યુક્તિથી કહેલાં છે કે તેમાં લખ્યા પ્રમાણે પ્રત્યેક સંદેશા તરીકે મોકલવાને અયોગ્ય ઠર્યા છતાં પણ કાદમ્બરીનો ચંદ્રાપીડ પ્રત્યેનો ગાઢ પ્રેમ તેમાંથી યથાર્થ જણાઈ આવે છે. ફલાણી વાત મ્હારે કહેવાની નથી, એમ બોલવાથી જેમ તે વાત સમજાઇ જાય તેમજ આ સંદેશામાં પણ સમજાય છે.

હતો, તું પ્રેમની પ્રતિમા હતી પણ સંકોચાતી હતી, હું તે મસ્ત છું મારો પ્રેમ તો નિરંકુશ છે. દેવી ! હું તારો હરિફ નહિ પણ શિષ્ય તો છુંજ. અરે ગુણજ્ઞ રસીલી કાદમ્બરી ! પ્રીતમ ઉપર મોકલવાનો સંદેશો તને ન મળ્યો ત્યારે માશુક ઉપર મોકલવાનો સંદેશો મને તો કયાંથીજ મળશે? અરે જીવ એમ નિરાશ થયે શું વળવાનું છે? ઈશ્વર જેવો ધણી છે. પ્રેમીઓ કોઈ નિરાશ થયા જોયા નથી. હવે કોઇ બીજાની સંદેશે મોકલવાની કૃતિ જોઉં, સંસ્કારી કુમુદસુંદરી નદીના વહેતા જળને હૈયા સુનો સરસ્વતીચંદ્ર ત્યાં આવી આંસુ સારે તેને ગમે તે કરી જીવતો રાખવા વિનવે છે.

કુમુદ કહે છે:—

[1]સરિત ! સ્નેહીનો સ્નેહ ભુલાવજે ? !
એને જીવતો ગમે તે કરી રાખજે;
ત્હારે તીરે આવીને કદી એ રૂવે,
એનાં ઉન્હાં આંસુ, ઓ નદી તું લ્હુવે.
ત્હારી રેતીમાં આવી એ ઉભા રહે,
મ્હારૂં નામ જપે ને આંસુડાં વહે;
પડયો એકલો વિચાર મ્હારા એ કરે,
રોતો રોતો રેતીમાં પડીને સૂવે.
ત્હારા પાણીમાં પેસી ન્હાશે એ કદી,
પડયો વિચારે ઘસડાશે ત્હારા વેગથી;
નદી ! દયા એવે તે સમે લાવજે,
હૈયા સુના સ્નેહીને ઉગારજે.

કુમુદના અંતરમાં ઉછળતા પ્રેમે પોતાના સ્નેહીને માટે નદીને વિનવવાને પ્રેરણા કરી પણ અરે આ પાષાણ હૃદયમાં

૧ "સરસ્વતીચંદ્ર"માંથી.

કુમુદના જેટલી નિર્મળતા ક્યાં છે? સંદેશો પહોંચાડનાર નદીના જેવી સહનશીલતા–પરોપકારપણું ક્યાં છે? જ્યાં સુધી એવું એવું ન હોય ત્યાં સુધી માશુકને કેમ રીઝવી શકાશે? ત્યાં સુધી પ્રેમદેવ કેમ પ્રસન્ન થશે?

આહાઃ માશુક માટે તે પ્રેમીઓ શું શું કરે છે? "મારી મજેહ"માં મેં વાંચ્યું કેઃ—

જા? તું એ પવનની બડબડતી ગેલ,
નીસાસ મોહરો લઇ જા તું માશુકની પાસ.

આહા: પ્રેમીલા કવિઓ પણ શું કરે છે? ક્યાં ક્યાં પહોંચે છે? પવન સાથે માશુકને સંદેશો મોકલવાની કલ્પના પ્રેમીલા કવિઓ વિના આપણને કોણ શિખવે? એ જગતના આધાર ભૂત રવિ! ત્હારા પ્રકાશની ગતિ કરતાં સુંદરતાના ઉપાસક–ઉંચતા રેડનાર કુદરતી કવિઓની કલ્પના શક્તિની ગતિ કાંઈ ઓછી નથી.

ભારતીભૂષણમાં ઉછળતા પ્રેમના ભભકભર્યા કાવ્યમાં રસજ્ઞ લખે છે કે,

"ધન્ય ધન્ય છે ભાગ્ય તુંજ મુજ પ્રિયા ચરણરજ લાવે છે." આહાઃ શી ખુબી? પ્રિયાના ચરણની રજ મળવાથી તું પોતાને ભાગ્યશાળી સમજ એ તો સ્વાભાવિક છે, પણ જેને તારી પ્રિયાના ચરણની રજ મળે તે બધાં ભાગ્યશાળી–તે બધાં ધન્ય ધન્ય! એ સૂત્ર ક્યાંથી શોધી કહાડ્યું! ઓ પ્રેમ! ઓ પ્રેમ! તારી બુલંદતા–તારી મહત્તા તે અમને ક્યાં સુધી પહોંચાડશે?

અંગ્રેજ કવિ લૅાંગ ફેલો માશુકની નાજુકાઇ, માશુકનું સુખ

અને કર્તવ્ય તથા તેથી ઉપજતા આનંદ માટે આશક પારે અધીરતથી પવનને અરજ કરાવે છે કેઃ

"[1]ઓ તું ઉનાળાના દોડતા પવન"
"વેલાઓની ઉપર તું અચકીને થોભ"
"કર તારી પાંખોને ફફડતી બંધ"
"ને ઘોંઘાટને તજીને ચુપકી પકડ"
"કારણ મુજ માશુક હ્યાં સુતેલી છે,
હ્યાં સુતેલી છે, સુતેલી છે."

પોતાની પ્રિયાથી વિખુટો પડેલો, ગળગળો થતો, તરંગન ઉછાળે ચઢતો, દુઃખમાં ડોલી જતો–ડૂબી જતો અને તોપણ આશાભર્યો મને પોતાનું હૃદય ખોલી વાણીદ્વારા જેટલું દેખાડ઼ શકાય તેટલું સ્વાભાવિક ઉદ્‌ગારોથી બતાવતો, ચિત્રકૂટ ઉપ વિચિત્ર ચિત્ર ખડાં કરતો ઉભેલો, સ્હેજ સ્તબ્ધ, કાંઇક મસ્ત ને અર્ધ ઘેલુડો યક્ષ ચઢી આવેલા મેઘને કહે છેઃ–

"[2]દેવદારના પલ્લવપુટને ભેદી દક્ષીણ દીશ"
"આવે પવન તે વૃક્ષના રસની સુગંધી ભરેલો અતીશ
હીમાલય ઉપરથી.
"હું એને આલિંગન હેતથી આપું છું ઓ પ્યારી"
"તુંજ અંગે પડયો કદી હોયરે એમ ઉરમાં ધારી."

ઓ કાલિદાસ! ઓ કાલિદાસ! તું કવિકુલ ગુરૂ, અ તેનો પણ ગુરૂ છે; એમાં સંદેહ નથી. કયાં કુબેરની અલક પુરી ને કયાં ચિત્રકૂટ? કયાં યક્ષ ને કયાં મેઘ? તેને પા તેં કેવી સીધી લીટીમાં મૂકી દીધા? તેને પણ તેં કે

૧ મારી મજેહમાંથી.
૧ રસજ્ઞ નવલરામકૃત મેઘદૂતમાંથી.

સાંકળથી જોડી દીધા? એ કાલિદાસ! આ પ્રેમ મહિમ્ન તમે ક્યાં ભણ્યા? પ્રેમની આંખ માશુકની પૂજ્યતા આગળ બ્રહ્માંડની વસ્તુ માત્રને દાસત્વપણું કરતી જુએ છે, અને પ્રેમીલું હૃદય ડા. હર્શલના દુરબીન કરતાં લાખોગણા વધારે દૂરથી તથા પ્રોફેસર રેંટજનનાં એકસરેઝ કિરણો કરતાં હજારોગણા બળથી કોઈ પણ જાતના અપારદર્શક પદાર્થોમાંથી પોતાનાં પાત્રને જોઈ શકે છે. માત્ર જોઇ શકે છે એમજ નહિ પણ પ્રેમના બળ પ્રમાણે અનુભવી પણ શકે છે. ઓહો! ત્યારે આ તો એજ સૂત્ર સિદ્ધ થયું કે જ્યાં જુઓ ત્યાં "હમેરા લગતા હે" એજ પ્રેમની મહત્તા છે, એજ પ્રેમનું રહસ્ય છે.

## મારે સંદેશો કોની સાથે મોકલવો?

બધા પ્રેમીઓ સંદેશા માટે કાંઇ ને કાંઇ રસ્તો શોધી લેય છે. મારે પણ માશુકના સંદેશા માટે કાંઇક રસ્તો શોધવો જોઇશે. અરે પણ ભગવાન રામચંદ્ર પાસે જેવા બલવાન બ્રહ્મચારી હનુમાન હતા તેવા આજે હનુમાન નથી. તેવા હનુમાન તો નથી પણ એ હનુમાનની ઉત્તમતાનું અનુમાન પણ અમારામાં નથી. આજે તો જ્યાં જ્યાં જોઉં છું ત્યાં ત્યાં મલેચ્છોએ હનુમાનનાં નાક કાપી લીધેલાં છે. અરે ભૂલ્યો, હનુમાનનાં નહિ પણ આર્યોનાં નાક કાપી લીધેલાં છે, વધારે ઉંડા ઉતરીએતો મૂર્તિઓનાં નાક કાપનારે પોતાનાં નાક કાપી લીધેલાં છે, જ્યાં આમ છે ત્યાં સંદેશો મોકલવા યોગ્ય હનુમાન જેવો વીર મને ક્યાંથી મળે? બંધુઓ! મેં હંસ જોએલા નથી, મેં પોપટ પઢાવેલા નથી, રૂક્ષ્મણીની પેઠે બ્રાહ્મણને આપવા મારી પાસે દ્રવ્ય નથી, શકુન્તલાની પેઠે મારે શિષ્યો નથી, ચારણીની પેઠે હું જાતે જઇ શકું નહિ. કાદમ્બરી બાળક હતી તેવો હું

બાળક નથી, આકાશ ગતિવાળી ચિત્રલહીયા જેવી મારી કોઇ સખી નથી, ઓધવ જેવો સુપાત્ર મને કોઇ મિત્ર નથી, ફૂલની ચોળી પહેરે એવી મારી માશુક નથી, પવન ને નદી મ્હારો સંદેશો પહોંચાડે એવો મને વિશ્વાસ નથી, યક્ષની પેઠે મેઘને સમજાવે તેવો કાલિદાસ જેવો મારી માશુકની દયા ખાનાર કોઇ સર્વાનુભવ રસિક કવિ નથી. અરે હું શું કરીશ ? ત્યારે શું મ્હારો સંદેશો નહિ પહોંચે ? મ્હારી પાસે તો એવાં એવાં કંઇએ સાધન નથી. જો એવાં બહારનાં સાધનો ઉપરજ પ્રેમીઓના પ્રેમનો આધાર રહેતો હોય તો ખચિત પ્રેમીઓની હાલત દયા ખાવા જોગજ છે.

ફ્રેન્ચોની સુગંધીઓ સેંકડો ફૂટમાં પોતાનો પમરાટ પ્રસરાવી શકે છે, જર્મનોની તોપો હજારોવાર સુધી પોતાના ગોળા ફેંકી શકે છે, સફરી વહાણો વાવટાના રંગ ઉપરથી સંદેશા ચલાવી શકે છે, દીવાદાંડીનો દીવો પોતાની રોશની ઘણા માઇલો સુધી પંહોચાડી શકે છે, નદીઓના પ્રવાહો પાણીને પોતાના મૂળથી મુખ સુધી પંહોચાડી શકે છે, સમુદ્ર પોતાના નાચતા કુદતા હસતા રમતા તરંગો બહુ લાંબે સુધી પંહોચાડી શકે છે, પવન પોતાની ફરફરતી લેહેરોને યોજનના યોજન સુધી પંહોચાડી શકે છે, વિજળીક તારનું બટન અહીંથી દાબીએ એટલે પૃથ્વીના કોઇ પણ ભાગમાં કે આકાશ પાતાળમાં જ્યાં તેનો છેડો હોય ત્યાં માલુમ પડે છે. જેને લોકો જાદુગર કહે છે તે જાદુગરો–મેસ્મેરીઝમની શક્તિવાળા વિધાયક પોતાના વિધેયને વિશ્વદૃષ્ટિમાં લાવી ચ્હાય ત્યાં મોકલી શકે છે, ગ્રહો લાખો ને કરોડો ગાઉથી પોતાની રોશની ફેંકી શકે છે, અને ક્ષણભંગુર સ્થૂલ દેહવાળાં ક્ષુદ્ર માનવી પૃથ્વીની બહાર સુધી

પોતાની કલ્પના પહોચાડવાની હિંમત કરે છે. બન્ધુઓ! આવી આવી વસ્તુઓની આટલી આટલી શક્તિ છે ત્યારે શું મનુષ્યના આત્માની—અરે પ્રેમીઓના આત્માની શક્તિ કાંઇજ નહિ કે? બીજાંઓ સંદેશો કહેવરાવે તો ભલે, પણ મારે તો હવે કાંઇએ સંદેશો કહેવરાવવાનો નથી. હું કોને સંદેશો કહેવરાવું? શું સંદેશો કહેવરાવું? માશુક મારાથી જુદી છે અથવા હું માશુકથી જુદો છું એવી સમજ હોય તો સંદેશો કહેવરાવવો પડે ના? માશુક મારા અંતર્ગત મનોભાવ સમજતી નહિ હોય એવો મને અવિશ્વાસ હોય તો મારે સંદેશો મોકલવો પડે ના?

જેમ જેમ વિચારૂં છું તેમ તેમ મ્હારી ખાત્રી થતી જાય છે કે, જેટલાં હવતીયાં મારૂં છું તેટલું તેટલું મારૂં અજ્ઞાન છે. માશુક મ્હારાથી જુદી છે એ ખ્યાલજ, નહિ ખમી શકાય તેવો છે, અને તો પણ લોકો એ ને એ વાતનેજ ટેકો આપે છે, ને જગત પણ એમજ માને છે. કારણ આત્માની શક્તિ પર અંધાર પછેડો ફરી વળેલો છે આત્માનું સ્વરૂપ નહિ સમજવાથી બ્હારની સ્થૂલ માશુક માટે અમારે ફાંફાં મારવાં પડે છે. આજ મેં માશુકમાં કાંઈક ભેદી તત્ત્વ જોયું છે. આજે મારો ભ્રમ ભાગી ગયો છે. પ્રેમનુ ખરૂં સ્વરૂપ મેં આજે અનુભવ્યું છે. પ્રેમની જે વ્યાખ્યા વિદ્વાનોનાં પુસ્તકોમાં વાંચતો તે મને પ્રત્યક્ષ થઇ છે. પ્રેમની મહત્તાજ એ છે કે આપણું જીવિત માશુકમય થઇ જવું જોઇએ. આજે હું માશુકમાં મળી ગયો છું, ભળી ગયો છું, ગળી ગયો છું, હવે મ્હારામાં હુંપણું રહ્યું નથી ત્યારે સંદેશો કોની ઉપર મોકલું? કેવી રીતે મોકલું? શા માટે મોકલું?

# માશુકનું નામસ્મરણ.

માશુક ! તારી ખુબસુરતીમાં મીઠાશ, તારા હાવભાવમાં રસ, તારી વાણીમાં અમૃત, તારી દૃષ્ટિમાં જાદુ, તારા પોશાકમાં મનોહરતા, તારી યાદમાં ગદગદીયાં, અને તારા મિલાપમાં કૃતાર્થતા, એ તો બધું બરાબર છે, પણ તારા નામસ્મરણમાં બધાય રસ કયાંથી આવી ગયા ? તું તો કયાંય દૂર છે, પણ તારૂં નામ યાદ આવતાંજ રસનો પ્રવાહ કેમ ઉછળે છે ? તું ગમે ત્યાં હોય તો પણ માત્ર નામસ્મરણથી હૃદયમાં ખડી થઇ જાય છે તેનું કારણ શું ? ત્હારૂં નામ તને બહુ વ્હાલું છે કે શું ? ત્હારૂં નામ જગતમાં નવાઇનું છે કે શું ? ત્હારા ઉપર તને એટલો બધો પ્રેમ શા માટે ? અરે ત્હારી શક્તિ તે કેટલી ? ત્હારા નામની અસર તે કેવી ? તું તો કયાંની કયાં હોય છે, હું પણ કયાંનો કયાં પડેલો હોઉં છું અને તો પણ તારૂં નામ લેતાં પણ તું હૃદયમાં ખડી થઇ થનગન થનગન નાચવા માંડે છે, એટલો બધો તારા નામ ઉપર તને શા માટે મોહ છે ?

આપણે બંને દૂર હઇએ અને તો પણ તારૂં નામ હૃદયમાં ઉદય થતાંજ તું કેમ પહોંચી જાય છે ? ત્હારામાં એ સર્વવ્યાપક શક્તિ કયાંથી ? આહાઃ નામસ્મરણ એ તો મોટી વાત છે. નામસ્મરણથી તો બહુ જણા તરી ગયેલા છે. જે જે ભક્ત થયા છે, જે જે પ્રેમી થયા છે, જે જે કોઈ પણ વસ્તુમાં આસક્ત થયા છે, તેઓએ નામસ્મરણનો મંત્ર પેહેલોજ લીધેલો છે. નામસ્મરણની ખુબી ઓર છે. નામસ્મરણનું રહસ્ય સમજનારાંઓજ સમજે છે. નામસ્મરણ એ કાંઇ જેવી તેવી વસ્તુ નથી. પ્રેમ શાસ્ત્રમાં નામસ્મરણ એ અગત્યનો અધ્યાય છે. બન્ધુઓ ! પ્રેમના શબ્દોની અસર જેવી તેવી સમ-

જશો નહિ. યાદ રાખજો કે અક્ષરોનો કોઇક ભાગ અમર છે. શબ્દોની અસરથી તો બહુ બહુ અદ્ભૂત ચમત્કારો બનેલા છે. શબ્દ બ્રહ્મ—પ્રણુવમાંથી બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે, ત્યારે બ્રહ્માંડની વસ્તુપર શબ્દોની અસર પહોંચે તેમાં શું આશ્ચર્ય જેવું છે? આપણે શબ્દની ગતિ ને અસર ન સમજીએ તેથી કાંઇ એઓમાં રહેલું સ્વયં તત્ત્વ નાબુદ થતું નથી. ગીતાજીમાં પોતાની વિભૂતિ બતાવતાં શ્રી કૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કેઃ—

यज्ञानाम् जपयज्ञोस्मि

યજ્ઞ માત્ર એટલે શ્રૌત અને સ્માર્ત યજ્ઞમાં જપ યજ્ઞ હું છું. જપનો-નામ સ્મરણનો મહિમા એવો છે.

સાધારણ શબ્દોની અસર પણ કેટલી મોટી હોય છે તે જુઓ. સાકર શબ્દ તમોને યાદ આવે અથવા કોઇને બોલતાં સાંભળો કે તુરત તેની મીઠાશ તમારા મનમાં તરવર્યા કરે છે. મોશમ ન હોય, પાસે હાજર ન હોય તો પણ આંબલીનું નામ સાંભળતાંજ આપણા મુખમાં પાણી છુટે છે, કોઇએ આપણું અપમાન કર્યું હોય તે કોઈપણ વખતે યાદ આવતાંજ એકાએક વશમું લાગી જાય છે. દુનિયાંની વ્યવહારિક સાધારણ બાબતોમાં પણ આટલી બધી શબ્દોની અસર થાય છે ત્યારે પ્રેમીઓના જીગરના શબ્દોની અરે માશુકના નામસ્મરણની અસર કેટલી બધી બળવાન હોય એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. આહાઃ એના સ્મરણમાં તો ઘણાએ નવ નવા ભાવ અનુભવાય છે, એ નામસ્મરણમાં તો ઘણીએ ઉત્તમ લાગણીઓ જાગૃત થાય છે, એ નામ સ્મરણમાં તો ઘણોએ દીલાસો છે, એ નામ સ્મરણમાંતો શ્રેષ્ઠ પ્રકારની શાંતિ છે, એ નામસ્મરણથી તો માશુકના હૃદયમાંથી કાંઇક તત્ત્વ ખેંચી

લેવાય છે, એ નામસ્મરણ તો માશુકને આપણો પ્રેમ પહોંચાડવાનો રસ્તો છે, એ નામસ્મરણ તો આપણા હૃદયનો ભાર વહન કરનાર છે; અને એ નામસ્મરણ તો પાપમાંથી બચવાનો સિદ્ધ થએલો અત્યુત્તમ ઉપાય છે. મુવેલા વ્હાલા દીકરા માટે વિલાપ કરતી માતા તેનું વારે વારે નામ લેતી જાય છે, એ નામ લેવાથી તેની લાગણીઓ વધારે વધારે ઉભરાય છે, એ નામ લેવાથી તેને વધારે વધારે પ્રેમ છુટે છે, એ નામ લેવાથી દુનિયાં તેને વધારે વધારે અકારી લાગતી જાય છે, એ નામ લેવાથી તે જાણે મુવેલાં વ્હાલાંની વધારે વધારે નજદીક જતી જાય છે, એ નામ લેવાથી જીંદગીની વ્હાલપ અને જગતની મીઠાશ છોડી જતાં વ્હાલાંને જાણે તે દીલાસો પહોંચાડે છે, એ નામસ્મરણથી તે પોતાનું કર્ત્તવ્ય બજાવે છે, અને એ નામસ્મરણ વિલાપથી વખત જતાં જાણે તેના મનને કાંઇક રાહત મળે છે. નામસ્મરણ આવી ઉત્તમ બાબત છે, સાધારણ પ્રેમમાં જ્યારે આટલી બધી અસર થાય છે ત્યારે સત્ય, નિર્મળ, દિવ્ય પ્રેમમાં નામસ્મરણની અલૌકિક અસર થાય તેમાં અજબ જેવું શું છે ? ધારો કે કોઇ એક વખતે તમે એક ખુશનુમા બગીચામાં ફરતા હતા તેનું આજે સ્મરણ થઇ આવ્યું. તે સુંદર ગુલાબનું ફૂલ, તે હીંચતી ડાળીપરની કોયલડીનો મીઠડો ટહુકો, તે કેરીના ઝુમખા વચ્ચેની ખટુંબડી શાખ, તે આંબાની ડાળીપરની ફાટેલી ઝોળીમાં રમતું ખેડૂતનું નાનું બાળક, તે કુતરાના સપાટામાંથી બચવા દોડતું સસલું, હા, તે કેરી ગુંદાની મેહેર છતાં આબકારી ખાતાંની સખ્તાઇથી મફત બનતા મીઠાની મોંઘારતથી અથાણા વિના લુખા ખવાતા ખેડૂતના જુવારના જાડા રોટલા, સરકારી અમલદારોના જુલમાટની તેમની વાતો,

અને ત્યાં આવેલા ભોગળ ભટીયા બ્રાહ્મણની ગપસપ ઉપર તેઓનો વિશ્વાસ, એ બધું આ વખતે તમારી પાસે ક્યાં હાજર હતું? માત્ર નામસ્મરણથી તે બધું તમોને પ્રત્યક્ષ થઇ ગયું. દુનિયાનો બધો વ્યવહાર શબ્દોથીજ ચાલે છે. શબ્દની સત્તા અદ્ભુતજ છે. એ બધો નામ મહિમા છે, માશુકનું નામસ્મરણ—આહાઃ માશુકનું નામસ્મરણ તેની ખુબી ન્યારીજ છે.

નામસ્મરણ એ નકામું છે, તેની કાંઇ અસર નથી એમ વગર વિંધાએલા, ઉપરછલા વિચાર કરનારાઓ ભલે કહ્યા કરે, પણ જેઓએ નામસ્મરણનું રહસ્ય જોયું છે, નામસ્મરણની અસર અનુભવી છે તેવા પ્રેમીઓ કદી પણ એ વાત સ્વીકારવાના નથી. જે આજે નવાઇ જેવું હોય છે તે કાલે શોખની બાબત થઇ પડે છે, થોડો વખત જતાં તે કુદરતી ખાસીયતના રૂપમાં ફેરવાઇ જાય છે. સારી કે નરસી ગમે તેવી બાબત હોય પણ તેનું માનવ વૃત્તિમાં ઉપર પ્રમાણે રૂપાંતર થાય છે, મનુષ્યપણાનું એજ રહસ્ય છે, એથીજ મનુષ્ય રાક્ષસ, દેવ, કે બ્રહ્મ થઇ શકે છે. એજ નિયમ પ્રમાણે માશુકનું સ્મરણ પ્રથમ તો ફરજ ને મીઠાશથી થાય છે. પછી તે ચોક્કસ લાગણીઓની દરરોજની કામગીરી અને ખોરાક થઇ પડે છે, થોડા વખતમાં તે સ્વભાવ બને છે, એટલે સુધી તો તેની અસર પૃથ્વીના સ્થૂલ પદાર્થોપરજ હોય છે, પણ વખત જતાં તે વાસનાના રૂપમાં આવી જાય છે, અને તેની અસર જગતની બહાર સુધી—મુવા પછી પણ પુનર્જન્મ અને તેની પણ આગળ સુધી પહોંચી શકે છે. ભાઇઓ! માશુકનું નામસ્મરણ એ માત્ર ખાલી—ખાલી લુખું નામસ્મરણ નથી, એ નામસ્મરણ એ તો વાસના છે, ભાવના છે, ભક્તિ છે, અને જો આવડે તો દુસ્તર સંસાર-

સિંધુ તરવાની ડોળડામાક વગરની સર્વને સહેલાઈથી મળી શકે તેવી સલામત નૌકા છે.

માશુક ! ભલે તું જા. તારા નામસ્મરણ રૂપી નૌકાથી તરતો તરતો કોઇક દિવસ પણ હું તારી પાસે પહોંચીશ. મારી ફિકર કરીશ નહિ. મને સલામત રહેવા માટે તારા નામસ્મરણ રૂપી અમૃત હવે મળી ગયું છે. આહાઃ તું તે કેવી ભલી છે ? જતાં જતાં પણ તું દરદી માટે ઔષધ મૂકતી જાય છે, ભૂખ્યાને ખોરાક આપતી જાય છે, વિયોગીને સંયોગનો રસ્તો દેખાડતી જાય છે, પ્રેમ સમુદ્રમાં તરફડીયાં મારતા નાવિકને નૌકા આપતી જાય છે, અને તરસ્યા મુસાફરને અમૃત કુંડ બતાવતી જાય છે. આ બધું ક્યાં છે ? ક્યાં છે ? કહો કે માશુકના નામસ્મરણમાં—નામસ્મરણમાં.

## બંદા ચકરમ કે દુનિયા દીવાની ?

બંધુઓ ! બહુ દિવસ થયાં મ્હારા મનમાં એક ખટખટો રહ્યા કરે છે પણ તેનો કાંઇ ખુલાસો થતો નથી. મેં બહુ બહુ વિચાર કર્યો, બહુ બહુ ગોથાં માર્યાં પણ કાંઇ પત્તો મળતો નથી. મ્હારો પ્રશ્ન સ્હેલો સટ ને ટુંકો ટચ છે. બંદા ચકરમ કે દુનિયા દીવાની ? એ મારો સવાલ છે. વારે ઘડીએ હું મારામાં ચકરમપણું જોઉં છું, ને ઘડીએ ઘડીએ દુનિયામાં દીવાનાપણું જોઉં છું, એ બેમાં સત્ય શું છે તે મને સમજાતું નથી. અરે શું પ્રેમીઓની આવી ચકરમ હાલત થતી હશે ? પ્રેમ ! તને શિરોચશ્મ કરનારાંઓની શી ગુન્હેગારી છે કે તેઓ ચકરમ બની જાય છે ? દુનિયાની દૃષ્ટિએ તેઓ દીવાના છે, વ્યવહારની નજરે તેઓ ચકરમ છે, સ્વાર્થની આંખે તેઓ ચકડોળ છે, વૃદ્ધોની તથા સ્ત્રીઓની આંખે તેઓ છકેલા, ફાટેલા, વંઠેલ

છે; ભાઈમાં, રાજેશ્રીમાં, શેઠમાં ગણાતા આગેવાનોની નજરે તેઓ દુનિયાં ત્યાગ ગએલા છે, ધાર્મિકોની નજરમાં તેઓ ધર્મભ્રષ્ટ છે, વિદ્વાનોની દ્રષ્ટિમાં તેઓ ઉત્તમતાના દ્રષ્ટાંતરૂપ છે, પ્રેમીઓની નજરે તેઓ ભાગ્યશાળી છે, અને પોતાના મનમાં તેઓ કૃતાર્થતા માનનારા છે. આવા પ્રેમીઓને અમારે કેવા સમજવા ચકરમ કે ભાગ્યશાળી ?

અરે માશુકના તાનમાં ગુલતાન બનેલા પ્રેમીઓની તે શું વાત કરૂં ? નથી તેઓને ખાવાપીવાની દરકાર, નથી તેઓને ઉંઘની દરકાર, નથી તેઓની ચાલમાં ઢંગ, નથી તેઓની રીતભાતમાં રંગ, નથી તેની વાણીમાં વ્યવહારિકતા, નથી તેની આંખમાં સ્વાભાવિકતા, નથી તેના પોશાકનું ઠેકાણું, નથી તેને રૂઢીનું બંધન, નથી તેને વ્યવહારની દરકાર, નથી તેને સંબંધીઓની જંજાળ, નથી તેને ઘણી જાતની ભીતિ, નથી તેને બહારના ધર્મની જરૂરીયાત, નથી તેને દુનિયામાં આગળ વધવાની અપેક્ષા, અરે બીજું તો રહ્યું પણ નથી તેને પોતાની જાતની દરકાર, બસ ફક્ત એક માશુક વિના જેને બીજી કોઈ પણ વસ્તુની દરકાર નથી એવા ભાન ભૂલેલાને, કૂવાનાં દેડકાંઓ, રાખમાં લોટનારાં ગધેડાંઓ, સૂર્ય પ્રકાશથી અંધાપો આવનારાં ઘુવડો, મુડદાંને કોચનારા કાગડાઓ, નદી સરોવરના ધ્યાની બગલાઓ, નિર્દોષ ઘેટાઓને ફાડી ખાનારાં જંગલી વરૂઓ, પુંછડી હલાવી, ચાટી ખુશામત કરનારા કુતરાઓ, એક એકની પાછળ ચાલી જનારાં ભોળાં ઘેટાંઓ, પોતાના મદમાં ઉન્મત્ત થએલા મદાંધ હાથીઓ, સ્વભાવથીજ ખટપટીયાં શિયાળો, સીકાકની પાછળ પાછળ ભ્રમનારી માખીઓ, હાથમાં હથીઆર ગ્રહેલ મર્કટો, અને વિષયમાં સ્વાદ સમજનારા કીડાઓથી ભરેલું જગત ચકરમ વિના બીજી શી ઉપમા આપે ? એવા વ્યવહારથી વિ-

રક્તને બીજી શી પદવી શોભે? ભલે ચકરમ તો ચકરમ, પણ એ ચકરમપણામાં તો ખુબી છે, એ ચકરમપણામાં તો ભાગ્યશાળીપણું છે, એ ચકરમપણામાં તો કૃતાર્થતા છે, એવું ચકરમપણું તો તેઓ સદાય માગે છે, અને એવાઓને અમારો પણ એજ આશીર્વાદ છે કે તમારૂં એ ચકરમપણું અખંડિત રહો.

દુનિયા દીવાની? અરરર! દુનિયા દીવાની? એમ કેમ કહેવાય? અંધા ચકરમ કહેવાય પણ કાંઇ દુનિયા દીવાની કહેવાય? દુનિયાનું દીવાનાપણું બતાવો જોઇએ? જો પંચમહા ભૂતને દુનિયા કહો તો તેઓનું દીવાનાપણું એટલુંજ છે કે, તેઓ સદાય અપકાર કરનારાં પ્રાણીઓપર અખંડિતપણે ઉપકાર કરે છે. જો પશુ, પક્ષી, કીટ, કે, જળચર પ્રાણીઓને દીવાનાં કહો તો તેઓનું દીવાનાપણું એટલુંજ છે કે તેઓ પ્રેરણા શક્તિને આધીન છે, માટે એ પ્રેરણા શક્તિ આપનાર દીવાનું ગણાવું જોઇએ અથવા જો તે પ્રાણીઓની શક્તિ ખીલી શકતી હોય તો તેને નહિ સુધારનાર દીવાના ગણાવા જોઇએ. હવે દુનિયામાં બાકી મનુષ્ય રહ્યાં. મનુષ્ય! ઓહો! એવાં ઉત્તમ પ્રાણીને દીવાનાં કેમ કહેવાય? અરે! મનુષ્યે તો દુનિયાને આબાદ કરી છે, સુધારી છે, વધારી છે, ચળકતો ઓપ આપ્યો છે. અરે! મનુષ્યે તો દુનિયા માટે જીવ પટકીને મેહેનત કરી છે, ઘણીએ ઉથલપાથલ કરી છે, બહુએ ઉંધાચતું કર્યું છે, અને આ ક્ષણભંગુર દેહ જાણે અમર હોય તેવી રીતે માથાફોડ કરી છે. એવાં મનુષ્યને દીવાનાં કેમ કહેવાય?

મનુષ્ય! અરે મનુષ્યની શી વાત? મનુષ્યની મહેનતથી ઉન્મત્ત મસ્ત મહાસાગર ડહોળાઇ ગયો છે, મનુષ્યની મહેનતથી હાલ સુધી કુમારી રહેલી વિજળી સૌભાગ્યવંતી વધુ બની ગઈ છે, અજાણ્યા રહેલા અનંત આકાશના ઘણાએ ગુપ્ત ભેદો

ખુલ્લા થયા છે, આપણી નજર આગળથી નકામી ગણાઈ ઉડી જનારી વરાળ વરાળીઓ રાક્ષસ બની ખુચીના હાથમાંનાં રમકડાં જેવું હાલ મનુષ્યના હાથમાં રમકડું થઇ પડેલ છે, જગતના આધારભૂત સૂર્યનારાયણનાં કિરણ પાસે તે કામ કરાવે છે, ઉચ્ચાર થતાં ગુમ થતા નહિ સમજાતા અવાજને તે સાચવી રાખે છે, ધાતુ, પથ્થર અને પ્રાણીઓના દેહ જેવી વસ્તુની અંદર રોશની ફેંકી તેમાંના ભેદો નજરે જોઇ શકે છે, શરીરના ખાસ જરૂરના જોખગી અવયવો કાપી નાંખી તે વિના ચલાવી શકે છે, વનસ્પતિનાં બીયાંના તેલ વિના રોશની કરવાની યુક્તિનો લાભ લેય છે, રોશનીનાં કિરણોનો વેગ, રંગની અસર અને અવાજના મોજાંઓની બાબતમાં તેણે ઘણો શોધ કર્યો છે. એવી એવી સેંકડો બાબતોની મહા કીંમતી શોધ તેઓએ કરેલી છે, અને હજુ વખત જતાં શું કરશે એ તમને ખબર છે?[1]

મનુષ્ય! ઓ મનુષ્ય તું ભાગ્યવાન છે. જો તારી સત્તાનો ઉપયોગ કરતાં તને આવડે તો તું કૃતાર્થ છે. પ્રેમ અને ભલાઇને બાજુમાં રાખી જો તારા પોતાના અંતરાત્માના કહ્યા પ્રમાણે તું ચાલે તો બ્રહ્માંડમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે જે તું મેળવી ન શકે. જો કે તે મેળવવાને સમય જોઇએ. ઋતુ વિના ફળ ન મળે અને બાવો આવ્યે કાંઇ બળદ ન દુઝે, એ ખરૂં છે, તો પણ યાદ રાખજે કે ઉદ્યોગ ને ભાવના કદી પણ વ્યર્થ જતાં નથી. ઓ મહાભાગ્ય મનુષ્ય! ફતન દીવાળીયા

૧ એ જાણવું હોય તો 'પચીસમી સદીનું ભવિષ્ય' વાંચવું જોઇએ, પણ તે હજી છપાયું નથી, અને હાલમાં છપાય તેમ પણ નથી. કારણ કે એવા આગળ વધેલા વિચારો હજી આપણા લોકોને ગળે ઉતરી શકે તેમ નથી.

મસ્ત પ્રેમયોગીઓને તથા જ્ઞાન યોગીઓને એમજ લાગે છે કે ઈશ્વર પણ ફતન દીવાળીયો છે, તેણે બધું બનાવ્યું પણ પોતાની પાસે કાંઇ રહેવા દીધું નથી. બધા ભેદોની ચાવીઓ તેણે જગતમાં છુટી છુટી ફેંકી દીધેલી છે. જે પ્રયત્ન કરશે, જે દૃઢ રહેશે, જેને શોધતાં આવડશે તેને તે મળશે. જેને એ કુદરતના ભેદોની ચાવી મળશે તે પોતાનું અને જગતનું કલ્યાણ કરશે પણ તેમાં એટલી શરત છે કે, પ્રેમ અને ભલાઇ હશે તોજ ભલું થઇ શકશે. નહિ તો એ ચાવીઓનો ઉપયોગ બહુ ભયંકર છે, ઈશ્વરી શક્તિઓને બધી બાજુ ધાર છે. તે લાભનાં ને વિરૂદ્ધનાં બંને કામ કરી શકે છે, માટે પત્નીપ્રેમ વિના, કુટુંબપ્રેમ વિના, ભ્રાતૃભાવ વિના, જગત ઉપરના પ્રેમ વિના, ઈશ્વર ઉપરના પ્રેમ વિના, અને આત્મવત્ સર્વ ભૂતેષુ એ પ્રાચીન આર્યોના અભેદ પ્રેમનો મહા નિયમ સ્વીકાર્યા—અનુભવ્યા વિના એ મહા શક્તિઓનો ઉપયોગ અમંગળજ થઇ પડશે.

પ્રેમથી, ભલાઇથી, જ્ઞાનથી, અહંભાવથી, અને વૈરભાવ ( કે જેની અંદર પણ પ્રેમ છે ) થી મનુષ્યે ઘણું કરેલું છે, ઘણું કરેલું છે અને ઘણું કરશે તોપણ તે હમેશાં અપૂર્ણ—ચકરમ તો રહેશેજ. કારણ કે પ્રેમનું રહસ્ય તેઓ સમજતા નથી, એટલે લાભેલોભે ફરજીઆત કે સ્વાભાવથી તેઓ જે ભલાઈ કરે છે તે કરતાં હમેશાં બુરાઇ વધારે કરે છે. એ કાળી બાજુથી કોણ અજાણ્યું છે ?

## પ્રેમનો છેલ્લામાં છેલ્લો મહા મંત્ર.

હવે તમે જોયું હશે કે બંદા તો ચકરમ છેજ, પણ મનુષ્ય જાત ચકરમ છે. બીજાં પ્રાણીઓ પ્રેરણા શક્તિને આધીન છે. અને પંચ મહાભૂત વિકાર રહિતપણે અપકાર ઉપર સદાય

ઉપકાર કરનારાં છે. વળી બીજી રીતે તેઓ ભાન વિનાનાં સ્વસત્તા વિનાનાં છે. એટલે નક્કીપણે દુનિયા દીવાની છે. આવી દિવાની દુનિયાથી બચવા માટેજ સમદર્શી મહાત્માઓ ब्रह्म सत्यम् जगन्मिथ्या એ પ્રેમનો છેલ્લામાં છેલ્લો મહામંત્ર આપણને બતાવી ગયા છે.

બન્ધુઓ ! પ્રેમ સદા અપૂર્ણ અપૂર્ણ ને અપૂર્ણજ છે. તે સર્વના હૃદયમાં ઉત્પન્ન થતો નથી, ઉત્પન્ન થાય તે બધાંથી જીરવાનો નથી, માયામાં વીંટાએલા જીવથી તે જાણ્યો જતો નથી, પૃથ્વીમાં તે સમાતો નથી, એક ભવથી તે પૂરો થતો નથી, અને બ્રહ્મથી તે પૃથક્ નથી. આવા સર્વવ્યાપી સર્વ શક્તિમાન સ્વયંભુ પ્રેમને હું શી રીતે સમજાવી શકું ?

## પ્રેમની સાર્થકતા.

ટુંકામાં હું તો એટલુંજ સમજું છું કે, જેણે સર્વત્ર સ્વયંભુ પ્રેમને અનુભવ્યો તેણે ઈશ્વરને ઓળખ્યા, તે કૃતાર્થ થયો, તેણે જીંદગીનો ફેરો સફળ કર્યો, તે જન્મ મરણથી મુક્ત થયો, અને जीवो ब्रह्मैवनापरः જીવ બ્રહ્મથી જુદો નથી એમ અનુભવ્યું. એમ અનુભવનાર મહાત્માનેજ ધન્ય છે. જો એવો અનુભવ થાય તોજ પ્રેમની સાર્થકતા છે, મનુષ્યની સફળતા છે, બાકી ખાલી પ્રેમ શબ્દથી કાંઈ વળવાનું નથી. जय सत् चिदानंद.



સ્ત્રી ઉપયોગી નવું પુસ્તક-

# સ્વર્ગની સુંદરીઓ

પૃષ્ઠ ૫૦૦

સોનેરી પુઠું

કિંમત રૂા. ૦ા૯.

થોડું ભણેલી બાઇઓને પણ રસ પડી જાય અને ઉત્તમ સિદ્ધાંતો-વિચારો સ્હેલાઇથી સમજી જવાય તેવું આ પુસ્તક છે. કારણ કે તેમાં હાલના જમાનાને બંધ બેસતી રીતે પ્રાચીન વિચારોની ગુંથણી કરેલી છે, તથા હોંસે હોંસે વાંચવાનું મન થાય તેવાં ઉપદેશ લાયક પાત્રો વર્ણવેલાં છે. મીસ રોઝનું પરમાર્થ જીવન, રસોઇના રસાયણ વિષે લલિતાબાઇનું ભાષણ, ધીરજ બ્હેનનો તેના પતિ સાથે થયેલો રસ ભરેલો પત્ર-વ્યવહાર, શિરોહીની રાજકુમારી અને રાજકુમાર કેશરીસિંહની વાત, મધુરી મૈયાનું જીવન અને પરમાર્થનાં કામો, આરોગ્યતા વિષે મનોહરી બ્હેનની જાણવા જેવી વાતો, મંજુલાદેવીની સંગીત મંડળી, બાળકોને ઉછેરવા સંબંધે ઉત્તમ બ્હેનના વિચારો, મર્યાદાગૌરીનું ભાષણ, સવિતા બ્હેનની વાતો વગેરે બાબતો તેમાં વર્ણવેલી છે.

વિદ્વાનોમાં એક અવાજે વખણાએલું

# સંસારમાં સ્વર્ગ

બીજી આવૃત્તિ
પૃષ્ઠ ૪૦૦
ચાર સોનેરી નામ
કિં. રૂા. ૧।૦.

આત્મોન્નત્તિના રસ્તામાં આગળ વધતી જતી ભલી બાઇ ભાનુકિશોરાની આત્મસ્ફુરણાનું વૃત્તાંત કે જે પત્રરૂપે તેની ભાભી ભભકકિશોરીપર તેણે લખ્યું છે તે આ પુસ્તકનો વિષય છે. આ દુઃખી ગણાતા–અસાર મનાતા સંસારને સુખરૂપ–સારરૂપ બનાવી આ જીંદગીમાંજ સ્વર્ગ અનુભવી લેવાની વાતોથી એ પુસ્તક ભરેલું છે. તેમ છતાં તેની ભાષા ઘણીજ સરળ અને રસિક છે. આગળ વધવા ઇચ્છનાર સૌ કોઇએ તે પુસ્તક વાંચવા લાયક છે.

---

## સ્વર્ગના સંદેશા. રૂા. ૧।૦.

સમુદ્રની લહેરીઓ ઉપરથી લીધેલા ઉભરાઓ, નવીજ શૈલી, નવીજ ભભકવાળું પુસ્તક તૈયાર થાય છે.

---

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર, હાથીબીલ્ડીંગ મુંબઇ નં. ૨

# સ્ત્રીઓનું સ્વર્ગ.

પુષ્ઠ ૪૪૦
ત્રણુ સોનેરી નામ.
કિં. રૂા. ૨ાાા.

સ્ત્રી ઉપયોગી આ પુસ્તકમાંની બાબતનાં થોડાં મથાળાં:—" સ્ત્રીઓનો અવતાર શા માટે છે ?; સ્ત્રીઓ વિના પુરૂષોની સ્થિતિ કેવી હોય ?; લગ્ન એટલે શું ?; લગ્ન માટે ઋષિયોના વિચારો; સ્ત્રીઓ આનંદનો અવતાર છે; લગ્ન એ યજ્ઞ છે, લગ્નનો અર્થ, લગ્ન સ્નેહની ખુબી, પોતાની વહાલી માટે પ્રેમીઓને થતા અનુભવ, પ્રેમ એજ જગતનું જીવન છે. સ્ત્રીઓ શું શું કરી શકશે ?, સ્ત્રી એટલે શું ?, ભક્તિ અને જ્ઞાનનો દરવાજો પ્રેમ છે, બ્હેન મંડળ, પાર્વતીબાઇની વાતો, કામ શીખવવાની રીત, વહુને કેળવવાની યુક્તિ, અમારે તો કુટુમ્બ સ્નેહમાંથીજ મોક્ષ મેળવવો છે, મને કેવી વહુ જોઇએ ?, મ્હારૂં લગ્ન થયું એ વખતે હું કેવી હતી ?, સાસુજીનો ઉપકાર, ઉપવાસ કરનારી એક વિધવા બાઇની હકીકત, આપણે કઈ જાતનું તપ કરવું જોઇએ? તમારે તમારા આત્માના કલ્યાણ સામે જોવું છે કે લોકોના બોલવા સામું જોવું છે ?, સ્ત્રી કેળવણી માટે પ્રાચીન ઋષિયોના વિચારો, પ્રેમનું ઉંચામાં ઉંચું સ્વરૂપ, આવી બાબતોથી ભરપૂર પુસ્તક સૌએ પોતાના ઘરમાં રાખવું જોઇએ." ભાષા સાદી અને સ્હેલી હોવાથી હાથમાંથી મકવું ગમતું નથી. થોડું ભણેલાઓને પણ તે વાંચવામાં રસ પડી જાય છે.

પ્ર અમૃતલાલ સુંદરજી પઢિયાર, હાથીબીલ્ડીંગ મુંબઇ નં. ૨

ભક્તિ, જ્ઞાન, પ્રભુ પ્રેમના દાખલાઓનું નવું પુસ્તક—

# સ્વર્ગનાં રત્નો.

પૃષ્ઠ ૩૮૪

ત્રણ સોનેરી નામ

કિં. રૂ. એક.

આ પુસ્તક હાલમાં નવુંજ બહાર પડયું છે. તેમાં ભક્તિ, જ્ઞાન, પ્રભુપ્રેમ, સત્સંગ, ધર્મ, યોગ તથા સ્વભાવ, હરિદર્શન, વગેરેને લગતા ઉંડાણ ખુલાસાવાળા ૧૦૧ દાખલા છે સ્વર્ગની કુંચીની પેઠે તે દાખલાઓ દ્રષ્ટાંતો સાથે વિસ્તારપૂર્વક વર્ણવેલા છે.

---

## સ્વર્ગની કુંચી.

કિં. રૂપિયો એક.

ઈશ્વર વિષે, નામ મહાત્મ્ય તથા સ્મરણ વિષે, શ્રદ્ધા વિષે, પ્રભુપ્રેમ વિષે, સત્સંગ વિષે, ભક્તિ વિષે, ગુરૂ વિષે, આચરણ સુધારવા વિષે, સંતો-ભકતો-સાધુઓ-વૈષ્ણવો વિષે સ્હેલા સ્હેલા ને ગમ્મત આપે તેવા ૨૧૦ દાખલાઓનું પુસ્તક; ઠેકાણે ઠેકાણે જુના ભકતો તથા મહાત્માઓનાં ભજન તથા પદો; ત્રણ સોનેરી નામ, પાકું પૂઠું પૃષ્ઠ ૪૨૫.

---

વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર, હાથીબીલ્ડીંગ મુંબઇ નં. ૨.

ભક્તિ જ્ઞાનના ઉંડાણવાળા દાખલાવાળું.

# સ્વર્ગનો ખજાનો.

કિં. રૂ. એક.

'સ્વર્ગના ખજાના'માં ઘણાંએ અમૂલ્ય દેવતાઈ રત્નો છે. જેમકે ધર્મ એટલે શું? આપણી ભકિત ફળીભૂત થતી નથી તેનાં કારણો શું? આપણી જીંદગીમાં મિઠાશ કેમ લાવી શકાય? ભ્રાતૃભાવની ઈશ્વિરી સગાઇ કેમ વધારી શકાય? મનને કેમ વશ કરી શકાય? પ્રભુની ઇચ્છામાં આપણી ઈચ્છાને કેમ મેળવી શકાય? મહાત્મા કેમ થઇ શકાય? સત્સંગથી શુ ફાયદો થાય? વિશ્વાસ કેમ વધારી શકાય? ભક્તિને કેમ મજબુત કરી શકાય? ઈશ્વિરને ખાતર આપણે શું શુ કરવું જોઇએ? ઈશ્વિરનુ સ્વરૂપ કેવું છે? શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા? મહાત્માઓના આચાર વિચાર કેવા હોય? હરિજનોએ કેવી રીતે પોતાની જીંદગી ગાળવી? પાપથી બચવા માટે શુ ઉપાય કરવા? પ્રભુની પાસે જવાના સ્હેલા રસ્તા કયા? પ્રભુ ઉપરના પ્રેમને કેમ જગાડવો? સાચો પરમાર્થ કેમ થઈ શકે? આપણાં આચરણો કેમ સુધરી શકે? અને આપણી જીદગીનો મૂળ હેતુ શુ? એ વગેરે ઘણી બાબતોના ખુલાસા આ પુસ્તકમાં સ્હેલી રીતે દ્દષ્ટાંત સહિત, વિસ્તાર પૂર્વક મીઠી ભાષામાં અસરકારક રીતે કરેલા છે. ૧૨૫ દાખલાના આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે ભજન તથા પદો પણ આપેલાં છે. તેની બીજી આવૃત્તિ તૈયાર છે.

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયાર,** હાથીબીલ્ડીંગ મુંબઈ નં.૨

# સ્વર્ગનું વિમાન. પૃષ્ઠ ૩૯૦ ત્રણ સોનેરી નામ. કિં. રૂા. એક.

સ્ત્રીઓ તથા બાળકો પણ સ્હેલાઇથી સમજી શકે તેવી સાદી અને સ્હેલી ભાષામાં ભક્તિજ્ઞાનના ઉત્તમમાં ઉત્તમ સિદ્ધાંતો આ પુસ્તકમાં રસવાળા દાખલાઓના રૂપમાં આપેલા છે. ૩૨૫ દાખલાઓના આ પુસ્તકમાં ઠેકાણે ઠેકાણે ભક્ત મહાત્માઓનાં ભજનો, પદો, કીર્તનો, ધોળ તથા ઉપદેશક કવિતાઓ પણ આપવામાં આવેલી છે. સ્વર્ગનું વિમાન એ ઘણાંએ ભક્તમંડળોમાં, ઘણીએ સત્સંગ મંડળીમાં, ન્હાનાં ન્હાનાં મંડળોમાં અને ઘણાએ ગૃહસ્થોના ઘરમાં પ્રેમથી અને હોંસથી વારે વારે વંચાય છે. એ પુસ્તકની આજ સુધીમાં ત્રણ આવૃત્તિઓ થઈ ગઈ છે એ તેના ઉપયોગીપણાની નિશાની છે. સ્વર્ગના વિમાનની દોસ્તી જો વાંચનારમાં શુભેચ્છા હોય તો છેક સ્વર્ગ સુધી કામ લાગી શકે તેમ છે. માટે સૌ ભાઈ બ્હેનોને તે વાંચવાની ભલામણ કરીએ છીએ.

---

"સ્વર્ગનાં પુસ્તકો"માં ધર્મ સંબંધી એવા ઉદાર વિચારો છે કે જેથી તે પુસ્તકો દરેક ધર્મના લોકો પસંદ કરે છે. જેમકે—શિવધર્મી બ્રાહ્મણો તે હોંસે હોંસે વાંચે છે, તેમજ જૈનના સાધુઓ, સ્વામીનારાયણના સાધુઓ, વૈષ્ણવોના મહારાજો, સંન્યાસીઓ, વહોરાઓ, પારસીઓ, ખોજાઓ તથા દેશી ખ્રિસ્તિઓ પણ તે પુસ્તકો પ્રેમ પૂર્વક વાંચે છે, અને તેના દાખલાઓનો પોતાની વાત ચીતમાં ઉપયોગ કરે છે. એવાં સાર્વજનિક પુસ્તકો વાંચવાની સૌ ભાઇ બ્હેનોને વિનંતિ કરીએ છીએ.

---

ઉપલા દરેક પુસ્તકોનું પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ ચાર આના જુદું છે.

મળવાનું મુખ્ય ઠેકાણું.—

**વૈદ્ય અમૃતલાલ સુંદરજી પાઢયાર,**

**કાલબાદેવીરોડ, હાથીબીલ્ડીંગ, મુંબઈ નં. ૨.**